મા. શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત

"હિન્દુગૌરવ ગ્રન્થમાળા"

(પ્રથમપુષ્પ)

# ગુરુ ગોવિન્દસિંહ

અથવા

# ધુરંધર ધર્મસમ્રાટ્


પ્રયોજક તથા પ્રકાશક

ઠક્કુર નારાયણ વિસનજી

ઉદારાત્મા શ્રીમાન્ શેઠ મનસુખલાલ છગનલાલ શેર-દલાલ
આશ્રિત 'હિન્દુગૌરવ ગ્રન્થમાળા' પ્રથમ પુષ્પ

# ગુરુ ગોવિન્દસિંહ

અથવા

# ધુરંધર ધર્મસમ્રાટ્

પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી

"ચુકાર અજ્ હમા હાલતે દર્ગુજશ્ત;
હલાલ્ અસ્ત બુર્દન્ વ શમ્શીર્ દસ્ત."

અર્થાત્: "જ્યારે અન્ય કોઇ પણ ઉપાય ન ચાલી શકતો હોય, ત્યારે (આત્મરક્ષામાટે) ખડ્ગને હસ્તમાં ઉપાડી લેવું એ જ ન્યાય્ય છે." ગુરુ ગોવિન્દસિંહ કૃત જફરનામા.

પ્રથમ આવૃત્તિ પ્રત ૨૧૦૦

વિક્રમાર્ક ૧૯૮૪] [ઇ. સ. ૧૯૨૮

| મૂલ્ય સ્થાયી ગ્રાહકોમાટે | | મૂલ્ય અસ્થાયી ગ્રાહકોમાટે | |
|---|---|---|---|
| કાચું પૂંઠું | ૦-૧૨-૦ | કાચું પૂંઠું | ૧-૪-૦ |
| પાકું પૂંઠું | ૧- ૨-૦ | પાકું પૂંઠું | ૧-૧૦-૦ |

પ્રકાશક
ઠક્કુર નારાયણ વિસનજી
સંપાદક "હિન્દુગૌરવ ગ્રન્થમાળા"
નં. ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ

મુદ્રક
મણિલાલ ઇચ્છારામ દેશાઈ
"ગુજરાતી"પત્રનું ન્યૂસ પ્રિન્ટિંગ પ્રેસ,
એક-હાઉસ લેન, કાળાઘોડા, કોટ, મુંબઈ

'હિન્દુગૌરવ ગ્રન્થમાળા'ના આશ્રયદાતા



માન્યવર શેઠ શ્રી મનસુખલાલ છગનલાલ શેરદલાલ

જન્મ સંવત્ ૧૯૪૭, વૈશાખ, શુક્લા અષ્ટમી

# ગ્રન્થોત્સર્ગ

ઉદારાત્મા શ્રીમાન્ શેઠ મનસુખલાલ છગનલાલ
શેરદલાલની સેવામાં, મુંબઈ,

વર્તમાનકાલિક જે હિન્દુ મહાવીરો વિધર્મીઓના ઘૃણાકારક ધાર્મિક અત્યાચારોને અટકાવવામાટે; વિધર્મીઓના અસહ્ય અત્યાચારોના યોગે નિરુપાયવશાત્ તથા અનિચ્છાપૂર્વક વટલીને ધર્મભ્રષ્ટ થયેલા હિન્દુઓના શુદ્ધીકરણદ્વારા પરમપુરાતન, પરમસનાતન તથા પવિત્રતમ હિન્દુત્વને રક્ષવામાટે; સંગઠન તથા વ્યાયામદ્વારા નિઃસત્ત્વ હિન્દુઓમાં આત્મરક્ષિકા પ્રચંડ શક્તિને ઉત્પન્ન કરવામાટે અને આલસ્ય તથા પ્રમાદની ઘોરતમ નિદ્રાને આધીન થયેલી બહુસંખ્ય હિન્દુજનતાને સાવધાનતાસૂચક ઘંટાનાદ તથા હિન્દુત્વતારણહાર ભૂતકાલિક હિન્દુ મહાવીરોનાં વીરત્વવર્ધક ચરિત્રોદ્વારા જાગ્રત કરવામાટે અવિશ્રાંત તથા ધારાવાહિક પ્રયત્નો કરી રહ્યા છે તે વર્તમાનકાલિક હિન્દુ મહાવીરોમાંના આપ પણ એક અગ્રગણ્ય હિન્દુ મહાવીર હોવાથી અને પ્રસ્તુત 'હિન્દુ ગૌરવગ્રન્થમાલા'ના પ્રકાશનથી આપે પોતાની એ મહાવીરતાને પ્રત્યક્ષ કૃતિદ્વારા સિદ્ધ કરી બતાવેલી હોવાથી આપની જ ઉદારતાથી પ્રકટ થતી 'હિન્દુગૌરવ ગ્રન્થમાલા'નો આ 'ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્' નામક પ્રથમ ગ્રન્થ આપશ્રીના કરકમળમાં જ સાદર સમર્પવાનું હું સર્વથા ઉચિત ધારૂં છું.

આપનો ગુણાનુરાગી

ઠક્કુર નારાયણ વિસનજી,

ગ્રન્થકાર.

## GURU GOVIND'S IDEAL

"Mother dear, I have been considering how I may *confer empire* on the Khalsa." "I shall make men of all four castes lions and destroy the Mughals."

*Macauliffe's Sikh Religion, V. 109 and 99.*

## ગુરુ ગોવિન્દનો આદર્શ

"હે પ્રિય જન્મભૂમિ, ખાલસાને મારાથી સામ્રાજ્ય કેવી રીતે આપી શકાય (અર્થાત્ ખાલસા અથવા હિન્દુસામ્રાજ્યની સ્થાપના કેવી રીતે કરી શકાય) એ વિષયનો જ હું વિચાર કરી રહ્યો છું." હું ચારે વર્ણના મનુષ્યો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રો)ને સિંહ બનાવી દઇશ અને મુગલોનો ઉચ્છેદ કરી નાખીશ."

મૅકૉલિફ્કૃત 'સિખધર્મ,' ૫, પૃષ્ઠ ૧૦૯ અને ૯૯.

## "હિન્દુગૌરવ ગ્રન્થમાળા"ના ઉત્પાદક હિન્દુત્વાભિમાની શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલનો કિંચિત્ પરિચય

"शतेषु जायते शूरः सहस्रेषु च पंडितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा" ॥ सुभाषितम्

'એક સો મનુષ્યોમાં એક શૂરવીર પુરુષ ઉત્પન્ન થાય છે; એક હજાર મનુષ્યોમાં એક પંડિત ઉદ્ભવે છે અને દશ હજાર મનુષ્યોમાં એક ઉત્તમ વકતા પાકે છે; પરંતુ દશ હજાર મનુષ્યોમાં પણ એક દાતા પુરુષ ઉદ્ભવે છે કે કેમ એ સંશયાત્મક ઘટના છે." સુભાષિત.

પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રન્થમાળા'ના આશ્રયદાતા તથા ઉત્પાદક શેઠ મનસુખલાલ ભાઈના પૂર્વજોની જન્મભૂમિ તથા નિવાસભૂમિ સૌરાષ્ટ્રની રાજધાની જીર્ણદુર્ગ અથવા જૂનાગઢ હોવા છતાં વ્યવસાયના કારણથી તેમના પિતાશ્રી છગનલાલભાઈ ગુજરાતના પ્રાંતિજ પાસેના મેઘરજ નામક ગ્રામમાં વસતા હોવાથી એ જ ગ્રામમાં વિક્રમ સંવત ૧૯૪૭ ના વૈશાખ માસની શુકલા અષ્ટમી ને શનિવારને દિવસે શેઠ મનસુખલાલનો જન્મ થયો હતો, તેમના પિતાશ્રીની આર્થિક સ્થિતિ જોઇએ તેવી સારી ન હોવાથી તેઓ ગુજરાતી પાંચમા ધોરણથી વધારે વિદ્યાભ્યાસ કરી શકયા ન હોતા અને કેવળ સોળ વર્ષની અવસ્થામાં તો મુંબઇમાં આવીને તેમને નોકરીની ઝુંસરીને ગળાપર ધારણ કરી લેવી પડી હતી. તેઓ એક શેરદલાલને ત્યાં પંદર કે વીસ રૂપિયાના નજીવા પગારથી નોકર તરીકે રહ્યા હતા, પરંતુ બાલ્યાવસ્થાથી જ તેઓ ચંચળ તથા બુદ્ધિમાન્ હોવાથી શેરબજારના ધંધામાં થોડા વખતમાં જ એવા તો નિપુણ થઇ ગયા કે આજે એ વ્યવસાયમાંથી લાખો રૂપિયા મેળવીને એક પ્રથમ પંકિતના શેરદલાલ તરીકેની નામના તથા પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરી શકયા છે અને આજે શેરબજારમાં એમનો ધ્વનિ તે એક બલિષ્ઠ તથા પ્રધાન

ધ્વનિ મનાય છે. આવી રીતે શેઠ મનસુખલાલભાઇ એક સ્વયંનિર્મિત Self-made મનુષ્ય હોવા છતાં અને આજે મુંબઇના પ્રથમ પંક્તિના લક્ષાધીશ ધનાઢ્ય ગૃહસ્થોની પંક્તિમાં વિરાજવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવતા હોવા છતાં પણ સામાન્યતઃ અનેક ધનાઢ્ય ગૃહસ્થોમાં નિત્ય દેખાતા આડંબરપ્રિયતા, દંભ, અસભ્યતા, અવિનય, આર્થિક સ્થિતિમાં પોતાથી ઊતરતી પંક્તિના મનુષ્યો પ્રતિ તિરસ્કારયુક્ત વર્તન, મિથ્યાભિમાન તથા પૈસો આપીને રૂપિયાના ઢોલ વગડાવવાની અથવા તો 'ગજના ગજ ભરી નાખીને તસૂયે ન વેતરવા છતાં' પોતાને દાનવીર કર્ણ કિંવા પરદુઃખભંજન વિક્રમાદિત્યના અવતારમાં ખપાવવાની ચેષ્ટા આદિક જે મહાદુર્ગુણો જોવામાં આવ્યા કરે છે તેમાંનો એક પણ દુર્ગુણ મનસુખલાલ શેઠમાં નામમાત્રને માટે પણ નથી જોવામાં આવતો એ એમના કૌલિન્ય તથા સૌજન્યની એક અપવાદરૂપ વિશિષ્ટતા છે અને એવી અપવાદરૂપિણી કુલીનતા તથા સુજનતા અપવાદરૂપ કુલીન તથા સજ્જન ધનાઢ્ય પુરુષોમાં જ હોઈ શકે છે.

હિન્દુઓની તેમના નાનાવિધ ધર્મ, પંથ, સંપ્રદાયો, તેમની કેટલીક રૂઢિપ્રધાન અંધશ્રદ્ધાઓ, વિઘાતક રૂઢિયો, તેમના મંદોત્સાહ તથા તેમની અન્યાન્ય ત્રુટિયોના યોગે થયેલી દુર્દશાને જોઇને તેમ જ પારસી, ક્રિશ્ચિયન્સ્, યહૂદી તથા મુસલ્માન આદિક આર્યેતર કોમો અથવા જાતિઓ પોતાના જાતિબંધુઓને આશ્રય આપવાનો તથા આગળ વધારવાનો જે એક પ્રશંસનીય ગુણ ધરાવે છે તે ગુણનો હિન્દુઓમાં બહુ અંશે અભાવ જોઇને એ હિન્દુત્વાભિમાની મનસુખલાલભાઇના હૃદયમાં અસહ્ય આઘાત થયા કરે છે. પારસીઓ, ક્રિશ્ચિયન્સ્, યહૂદીઓ તથા મુસલ્માનો જ્યારે પોતા હસ્તક ચાલતી બૅંકો; ઇમ્પોર્ટ એક્સ્પોર્ટ ઑફિસો; સ્કૂલ્સ્, કૉલેજિસ્ તથા મદરસા; વર્તમાનપત્રોના કાર્યાલયો; શૉપ્સ, દૂકાનો તથા પેઢીઓ અને એવી જ અન્યાન્ય સંસ્થાઓમાં કેવળ પોતાના ધર્મબંધુ તથા જાતિબંધુઓને જ ભરીને તેમની ઉન્નતિના પ્રયત્નો કરતા રહે છે અને બીજા ધર્મ તથા બીજી જાતના માણસને ભાગ્યે અથવા ન છૂટકે જ રાખે છે ત્યારે

હિન્દુ ધનાઢ્ય વ્યાપારીઓ પોતાના હસ્તક ચાલતી એવી જ સંસ્થાઓમાં પોતાના ધર્મબંધુ તથા જાતિબંધુઓને વિપુલ પરિમાણમાં આશ્રય આપીને આગળ વધારવાને બદલે પારસીઓ, ક્રિશ્ચિયન્સ્ તથા મુસલ્માન આદિક વિધર્મી તથા વિજાતીય મનુષ્યોને આશ્રય આપીને આગળ વધારવામાં જ અભિમાન માની રહ્યા છે એ હિન્દુઓની વિલક્ષણ તથા આત્મઘાતિની મનોદશા કયા હિન્દુત્વાભિમાની સહૃદય પુરુષના હૃદયમાં ખેદ ન ઉપજાવે વારૂ? ધન્ય છે તે ઉદારાત્મા ધનાઢ્ય પારસી ગૃહસ્થોને કે જેઓ કોઈ પણ જાતના મજહબી તથા કોમી ભેદભાવ વિના અનેક પ્રકારની સાર્વજનિક સખાવતો કરવા ઉપરાંત પોતાની પારસી કોમમાટે ખાસ જૂદાં દવાખાનાં, હૉસ્પિટલ્સ્, સુવાવડખાનાં, ધર્મશાળાઓ તથા ખરેખરાં સસ્તાં ભાડાંનાં ઘણી જ સારી સગવડોવાળાં આલીશાન મકાનો આદિક બંધાવીને તથા એવી જ બીજી સખાવતો કરીને પોતાના દીની તથા કોમી ભાઈ બહેનોના આશીર્વાદને પણ મેળવી રહ્યા છે અને એ કાર્યો દ્વારા પોતાના ગહન ધર્મપ્રેમ તથા જાતિપ્રેમને વ્યક્ત કરી રહ્યા છે. 'Charity begins at home' અર્થાત્ 'સખાવતનો આરંભ પોતાના ઘરમાં જ પ્રથમ થવો જોઈએ,' એ પરાપૂર્વથી ચાલતા આવેલા વિશ્વના સર્વમાન્ય સિદ્ધાંત અનુસાર હિન્દુઓએ પણ પ્રથમ અન્ય જાતિઓ પ્રમાણે પોતાની હિન્દુજાતિની જ ઉન્નતિ કરવી જોઈએ એવી મનસુખલાલભાઈની દૃઢ માન્યતા હોવાથી તેઓ પોતાના અનેક હિન્દુભાઈઓને પોતાના વ્યવસાયનું શિક્ષણ આપી રહ્યા છે, કેટલાક હિન્દુભાઈઓને પોષી રહ્યા છે અને કેટલાક હિન્દુભાઈઓને વ્યવસાયમાં વિજયને મેળવવાના યોગ્ય માર્ગો દર્શાવી રહ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ અન્ય જાતિયોના મનુષ્યો પ્રતિ પણ જેટલી દર્શાવવી જોઈએ તેટલી યોગ્ય અનુકંપા તથા સહાનુભૂતિ દર્શાવતા રહે છે.

અમરયોગીન્દ્ર ભર્તૃહરિએ પોતાના 'નીતિશતક'માં કહેલું છે કે:—

"दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गति र्भवति" ॥

અર્થાત્ "ધનની દાન, ભોગ તથા નાશ એ ત્રણ ગતિયો થતી હોવાથી જે મનુષ્ય પોતાના ધનનો દાન તથા ભોગમાં ઉપયોગ નથી કરતો તેના ધનની તૃતીય ગતિ અવશ્યંભાવી છે, એટલે કે તેના ધનનો નાશ જ થઈ જાય છે" આ ત્રિકાલાબાધ્ય નિયમના રહસ્યને શેઠ મનસુખલાલભાઈ સારી રીતે સમજી ગયેલા હોવાથી તેઓ પોતાના પૂર્વપુણ્ય તથા ઉદ્યોગના પ્રતાપે પોતાને પ્રાપ્ત થયેલી ચંચલ લક્ષ્મીનો આવશ્યક ઉપભોગ તથા અનેકવિધ સાર્વજનિક કલ્યાણનાં કાર્યો (દાન) માં યોગ્ય ઉપયોગ કરી રહ્યા છે અને તે-માટે તેમને જેટલો પણ ધન્યવાદ આપવામાં આવે તેટલો ધન્યવાદ ન્યૂન થવાનો જ સંભવ છે.

શેઠ મનસુખલાલભાઈના હૃદયમાં અંત્યજોદ્ધારના કાર્ય પ્રતિ સંપૂર્ણ સહાનુભૂતિ હોવાથી એ કાર્યમાટે તેમણે લગભગ પોણા લાખ રૂપિયા જેટલી મોટી રકમ આપી દીધી છે; ગત વર્ષમાં ગુજરાતમાં થયેલા જલપ્રલયના સમયમાં સંકટમાં સપડાયલી ગુજરાતની પ્રજાને અન્ન તથા વસ્ત્રની સહાયતા આપવામાટે તેમણે લગભગ રૂપિયા સવા લાખનું ફંડ એકઠું કર્યું હતું, તેમાં પોતે પણ સારી રકમ ભરી આપી હતી અને તે ફંડમાંથી સંકટગ્રસ્ત જનતાને અગાધ પરિશ્રમ વેઠીને અન્ન તથા વસ્ત્ર મોકલી આપ્યાં હતાં, તેમ જ જેમને આવ-શ્યકતા હોય તેવા અનેક હિન્દુભાઈઓને તેઓ નિરંતર ગુપ્ત સહાયતા આપતા રહે છે એમ વિશ્વાસપાત્ર મનુષ્યો દ્વારા અમારા જાણવામાં આવી શક્યું છે.

ઉત્તમ ગ્રંથોના વાંચનનો તેમને પ્રથમથી જ શોક હોવાથી અને ઉત્તમ સાહિત્યના પ્રચાર દ્વારા જ દેશ, ધર્મ તથા જાતિની રક્ષા તથા ઉન્નતિ કરી શકાય છે એવી તેમની દૃઢ માન્યતા હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ વિદ્યાદાનને તેઓ સર્વ દાનો કરતાં પરમ ઉત્તમ દાન માનતા હોવાથી પોતાના એકમાત્ર કિશોરવયસ્ક પુત્ર ભાઈ રમણિકલાલ ઉર્ફે બાબૂના પરલોકવાસની અસહ્ય શોકકારિણી ઘટના ઘટતાં તેના સ્મરણાર્થે રા. કાનજી કાલીદાસ જોશી કૃત 'નવી બાળપોથી'ની પચાસ હજાર નકલ છપાવવાનો બધો ખર્ચ પોતે

આપીને તે ત્રણ ફરમાની 'નવી બાળપોથી'ને કેવળ સવા આનાની નજીવી કીમતથી વેચવાની સગવડ તેમણે કરી આપી છે અને ગરીબ બાળકોને હજારો નકલ મફત પણ વ્હેંચી આપી છે. એ 'નવી બાળપોથી'ના કર્તાએ પ્રસ્તાવનામાં જે નીચેનો દોહરો લખ્યો છે તે સર્વથા સાર્થક છેઃ–

"એક બાળ જાતાં કીધો, અસંખ્ય બાલોદ્ધાર;
પવિત્ર વિદ્યાદાનમાં, 'મન–સુખ' માને સાર."

એ ઉપરાંત 'સચિત્ર સ્તવન સમશ્લોકી શ્રીમદ્ ભગવદ્ગીતા'ની હિન્દી, ગુજરાતી તથા મરાઠી ભાષામાં એકંદર પાંચ હજાર નકલ છપાવીને શ્રીમદ્ ભગવદ્ગીતાના ભાવિક પાઠકોને મફત ભેટ તરીકે આપવાની તેમણે વ્યવસ્થા કરેલી છે; માન્યવર બ્રહ્માનંદ કૃત 'સંગઠન વ્યાખ્યાનમાળા' (ભાગ ૨ જો) નામક 'માત્ર વાંચીને વિચાર કરવો અને બીજાને વંચાવવું' એટલા મૂલ્યથી જ (અર્થાત્ મફત) અપાતા પુસ્તકની પાંચ હજાર નકલ પોતાના ખર્ચે છપાવી આપી છે; અને પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' પણ એ મહાનુભાવના ઉદાર આશ્રયથી જ પ્રકટ થાય છે અને તેથી જ પ્રસ્તુત 'ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્' જેવા ગ્રંથો સ્થાયી ગ્રાહકોને કેવળ બાર આનાની નજીવી કીમતથી આપવાનું અમો ગુર્જર સાહિત્યક્ષેત્રમાં એક અપૂર્વ સાહસ કરી શકયા છીએ; કારણ કે, આવી ગ્રંથમાળાના લેખન તથા પ્રકાશનમાં આવા ઉદારાત્મા ગૃહસ્થની સંપૂર્ણ સહાયતા ન હોય, તો ઉત્તમ કાગળ તથા છપાઇવાળા આવા સચિત્ર દળદાર ગ્રંથો આટલી કીમતે આપવાનું કોઇથી પણ સાહસ કરી શકાય એ સર્વથા અશક્ય તથા અસંભવનીય ઘટના છે. અમારી પરમાત્માનાં ચરણોમાં એજ અષ્ટોપ્રહર અનન્ય અભ્યર્થના છે કે ઉદારાત્મા મનસુખલાલ શેઠને પરમાત્મા ઉદંડ આયુષ્ય, અખંડ આરોગ્ય તથા પુત્રસુખ સમર્પવા ઉપરાંત તેમની સંપત્તિની પણ દિવસાનુદિવસ વૃદ્ધિ કરીને તેમને આવાં દેશોદ્ધાર તથા જાત્યુદ્ધારનાં પુણ્યકાર્યોમાં પ્રેરતો રહે અને તેમના હસ્તથી આવાં અનેક શુભ કૃત્યો સુસંપન્ન થઇને તેમના યશ તથા તેમની કીર્તિના સૌરભને વિસ્તારતાં રહે.

અહીં એ વાર્તાને જણાવી દેવાની પણ આવશ્યકતા છે કે આ ગ્રંથમાળા સાથે પોતાના નામને જોડવાની શેઠ મનસુખલાલભાઇની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવા છતાં એમના નામના પ્રકાશનથી અન્ય ધનાઢ્ય હિન્દુ ગૃહસ્થોનાં હૃદયો પણ આવાં હિન્દુત્વરક્ષક કાર્યો પ્રતિ આકર્ષાય અને તેથી હિન્દુસમાજનું કલ્યાણ થાય એટલામાટે તેમની પોતાની ઇચ્છાથી સર્વથા વિરુદ્ધ વર્તીને બળાત્કારે તેમના નામને આ ગ્રન્થમાળા સાથે જોડવાનું, તેમના ફોટોગ્રાફને પ્રકટ કરવાનું અને તેમના આ કિંચિત્ પરિચયને આપવાનું મેં જે સાહસ કર્યું છે તે માટે મારે એ મહાનુભાવની ક્ષમા અવશ્ય માગવી જ જોઇએ એટલે હું મારા આ સાહસની તેમની પાસેથી ક્ષમા માગું છું અને આશા રાખું છું કે તેઓ મને મારા આ સાહસની ક્ષમા આપવાની ઉદારતા અવશ્ય દર્શાવશે જ.

રા. મનસુખલાલ શેઠ મને મારાં પુસ્તકોના વાચનદ્વારા ઓળખતા હોવા છતાં અને મેં પણ તેમનું નામ સાંભળેલું હોવા છતાં તેમની સાથે મારો પરિચય કરાવી આપનાર અમદાવાદનિવાસી શેરદલાલ અને મારા એક પરમશુભેચ્છક મિત્ર રા. મણિલાલ મગનલાલ ઉર્ફે મણિલાલ બાબા હોવાથી અને એ દૃષ્ટિથી જોતાં પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના પ્રકાશનમાં તેઓ પણ અમુક અંશે કારણીભૂત થયેલા હોવાથી આવાં હિન્દુગૌરવરક્ષક કાર્યોમાં નિરંતર રસપૂર્વક ભાગ લેનાર એ મારા યોગ્ય મિત્રવર્યનો પણ મારે આભાર માનવો જ જોઇએ, અને પ્રભુપાસેથી એમના કલ્યાણની યાચના પણ કરવી જ જોઇએ.

હિન્દુધર્મ તથા હિન્દુજાતિનો એક દીન સેવક

**ઠક્કુર નારાયણ વિસનજી**

ગ્રંથકાર.

---

# ઉપોદ્ઘાત

"History is the light of truth and the teacher of life"
*Cicero.*[1]

"The great end of history is the exact illustration of events as they occured, and there should neither be exaggeration nor concealment, to suit angry feelings or personal disappointment. History should contain the truth, the whole truth and nothing but truth."

Calo Gurwood, in his celebrated work, *The Despatches of the Duke Wellington.*'[2]

કોઇ પણ નિર્જીવ થઈ ગયેલી માનવજાતિના પુનર્જીવન અથવા પુનરુત્થાનને સિદ્ધ કરનારી ઇતિહાસ સમાન અન્ય કોઇ પણ દિવ્ય શક્તિ આ સંસારમાં અસ્તિત્વ નથી ધરાવતી; કારણ કે, જેવી રીતે એક અંધ મનુષ્ય પોતાના હાથમાંની લાકડીની સહાયતાથી પોતાના માર્ગને શોધતો રહે છે તેવી જ રીતે પોતાના ગૌરવરૂપ નેત્રોને ખોઇ બેઠેલી અંધ માનવજાતિ એ ઇતિહાસરૂપ યષ્ટિકાના આશ્રયથી જ પોતાના ગૌરવ, ઉન્નતિ, ઉત્કર્ષ તથા અભ્યુદયના માર્ગને શોધી શકે

---

૧ "ઇતિહાસ સત્યનો પ્રકાશ અને જીવનનો શિક્ષક છે." સિસરો.

૨ "જે ઘટનાઓ ઘટી હોય તે ઘટનાઓનું વાસ્તવિક અથવા યથાસ્થિત આલેખન એ જ ઇતિહાસનો મહાન્ પર્યવસાય છે, અને ઇતિહાસમાં કોપયુક્ત સંવેદનાઓ તેમ જ વૈયક્તિક નિરાશાને અનુકૂલ થનાર અતિશયોક્તિ તથા ન્યૂનોક્તિ એ બેમાંની એક પણ વસ્તુ ન થવી જોઇએ. ઇતિહાસમાં કેવળ સત્ય, સમસ્ત સત્ય જ હોવું જોઇએ અને સત્ય વિના અન્ય કાંઈ પણ ન હોવું જોઇએ."

કેલો ગર્વુડે પોતાના લખેલા 'ડ્યૂક વેલિંગ્ટનનાં પત્રો' નામક પ્રતિષ્ઠાપાત્ર ગ્રન્થમાં કાઢેલા ઉદ્ગાર.

છે. અધોગતિની ગર્તામાં પછડાઇ પડેલી માનવજાતિયોને તે અધોગતિની ગર્તામાંથી બહાર કાઢીને ઉન્નતિના શિખરપર પહોંચાડી દેનાર અને ઉન્નતિના શિખરપર વિહરતી માનવજાતિયોને તેમની ઉન્નત સ્થિતિમાં સ્થિર રાખનાર જો કોઇ પણ અમોઘ શસ્ત્ર હોય તો તે કેવળ ઇતિહાસ અને ઇતિહાસ જ છે. જે જાતિયો અવનતિના અંધ કૂપમાં પડેલી છે તેમને ઉન્નતિના માર્ગનો બોધ કરાવનાર એ ઇતિહાસ જેવો અન્ય કોઇ પણ જ્ઞાનપ્રદીપ છે જ નહિ, એ વાર્તા તો નિર્વિવાદ છે; પરંતુ જે માનવજાતિયોની ઉન્નતિનો દિવાકર આકાશના મધ્યમાં આવીને સ્તંભી રહ્યો છે તે માનવજાતિયોને પણ તેમના ભાવિ કર્તવ્યના માર્ગને દેખાડનાર પણ એ ઇતિહાસ નામક જ્ઞાનપ્રદીપ છે અને તેથી જો ઇતિહાસને એક અલૌકિક દિવ્ય શક્તિ કિંવા અનિર્વચનીય સ્વર્ગીય પ્રદીપના નામથી ઓળખવામાં આવે, તો તેમાં અતિશયોક્તિ જેવું કાંઇ પણ નથી. તાત્પર્ય કે, ઇતિહાસમાં માનવજાતિયોને તેમના ઉન્નતિમાર્ગમાં પ્રેરવાની એક અવર્ણનીય મહાભારત શક્તિ રહેલી છે. જેવી રીતે કોઇ ઉચ્ચ પર્વતના શિખરપર ચઢવામાટે યષ્ટિકાના આધારની સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે તેવી જ રીતે અધઃપતિત માનવજાતિયોના પુનરુત્થાનમાટે ઇતિહાસની આવશ્યકતા સર્વથા અનિવાર્ય છે. અર્થાત્ ઇતિહાસ એક એવા પ્રકારની વિલક્ષણ શક્તિ છે કે જેના યોગે સૂકાયલાં અસ્થિઓમાં પણ સજીવન રક્તની ધારા બળપૂર્વક પ્રવાહિત થઇ જાય છે અને મૃત માનવજાતિ નવજીવનને પ્રાપ્ત કરી લે છે.

અનેક ધુરંધર વિદ્વાનોની એવી દૃઢ માન્યતા છે કે કોઇ એક જાતિના નાશથી અથવા કોઇએક દેશ છીનવાઇ જવાથી જેટલી હાનિ નથી થતી તેટલી તે જાતિના તથા તે દેશના ઇતિહાસના નાશથી ભયંકર હાનિ થાય છે. જો ધીર, ગંભીર તથા સ્થિર ચિત્તથી વિચાર કરવામાં આવે, તો એ કથનમાં લેશમાત્ર પણ અત્યુક્તિ નથી દેખાતી. અર્થાત્ ઇતિહાસનું મૂલ્ય કોઇ પણ દેશ અથવા જાતિની સ્વતંત્રતા કરતાં પણ અધિક હોય છે અને તે એટલામાટે કે કોઇ દેશ અથવા જાતિની સ્વતંત્રતાના યોગે નષ્ટ થયેલા ઇતિહાસની પુનઃપ્રાપ્તિ નથી થઇ શકતી

અને ઇતિહાસના બળથી નષ્ટ થયેલી શક્તિ અથવા સ્વતંત્રતાની અવશ્ય પુનઃપ્રાપ્તિ કરી શકાય છે. ઇતિહાસની મહત્તા આવા પ્રકારની હોવાથી જ્યારે પણ કોઇ એક રાષ્ટ્રનો પોતાના પ્રતિસ્પર્ધી અન્ય રાષ્ટ્રને નષ્ટ કરી દેવાનો અભિલાષ થાય છે ત્યારે સર્વથી પ્રથમ તે પોતાના પ્રતિસ્પર્ધી અથવા વિરોધી રાષ્ટ્રની ભાષા તથા ઇતિહાસ એ બે અમૂલ્ય સંપત્તિઓને નષ્ટ કરી નાખવાના નિશ્ચયપર આવી જાય છે; કારણ કે, એ તો એક સર્વમાન્ય સિદ્ધાન્ત છે કે કોઇપણ દેશ અથવા રાષ્ટ્રની ભાષા તથા ઇતિહાસ એ બે વસ્તુઓને નષ્ટ કરી નાખવામાં આવે, તો તે દેશ અથવા રાષ્ટ્રની સમસ્ત સભ્યતા તથા સંસ્કૃતિનો પોતાની મેળે જ નાશ અથવા ઉચ્છેદ થઈ જાય છે એટલે કોઇ પણ દેશ અથવા રાષ્ટ્રની સભ્યતા તથા સંસ્કૃતિના વિનાશનો જો કોઇ પણ અમોઘ ઉપાય હોય તો તે કેવળ તે દેશ અથવા રાષ્ટ્રની ભાષા તથા ઇતિહાસ એ બે અમૂલ્ય વસ્તુઓનો વિનાશ જ છે અને એ કારણથી જીવનાર્થ કલહ (Struggle for existence)માં તે જ માનવજાતિયો પોતાના અસ્તિત્વને અવિચલ રાખી શકે છે કે જે માનવજાતિયોનો પોતાનો ભૂતકાલિક ઇતિહાસ નષ્ટ થયેલો નથી હોતો. પોતાના કોઇ પણ પ્રકારના ઇતિહાસને ન ધરાવનારી સ્વતંત્ર તથા મૂઢ જંગલી માનવજાતિયો જીવનાર્થ વિગ્રહમાં પોતાના અસ્તિત્વને કદાપિ નથી ટકાવી શકતી અને આફ્રિકાની હબ્શી, જુલુ, કાફિર તથા હાટનટાટા અને ઑસ્ટ્રેલિયાની વનમનુષ્યજાતિ આદિ જંગલી માનવજાતિયોની અત્યારની મહાદુર્દશા અમારા એ કથનની વાસ્તવિકતાનું જ્વલંત પ્રમાણ છે. એ સર્વ જંગલી જાતિયોની જે આટલી સીમાપર્યન્ત અકલ્પનીય દુર્દશા થઇ ગઇ છે તેનું મૂળ કારણ એ જ છે કે જેના યોગે તેઓ પોતાના કલ્યાણ તથા અકલ્યાણનું કોઇ પણ જ્ઞાન મેળવી શકે અને પોતાના અકલ્યાણને હટાવીને કલ્યાણને સિદ્ધ કરી શકે તેવો પોતાનો ઇતિહાસ પણ તેમની પાસે નથી અને અન્ય કોઇ સાહિત્ય પણ નથી. જે જાતિનો પોતાનો ઇતિહાસ નથી હોતો તે જાતિનાં મનુષ્યો પોતાનાં ભાવિ સંતાનોનાં હૃદયમાંથી અજ્ઞાનાંધકારને કદાપિ દૂર નથી કરી શકતાં.

રાષ્ટ્રોના જીવનાર્થ કલહમાં ઇતિહાસ વિના જીવનની સુરક્ષિતતા કેવળ

અશક્ય જ નહિ, પણ સર્વથા અસંભવનીય છે અને એટલામાટે જ સંસારમાં સર્વત્ર ઇતિહાસને માનવજાતિની એક અમૂલ્ય સંપત્તિ તથા સાહિત્યના એક અત્યંત આવશ્યક અંગ તરીકે માનવામાં આવે છે અને ઇતિહાસશૂન્ય સાહિત્ય સાહિત્ય જ નથી મનાતું.

ઇતિહાસની આવી અલૌકિક મહત્તા હોવા છતાં અને ભારતવર્ષની હિન્દુજાતિનો ઇતિહાસ વિશાળ હોવા સાથે તે ઇતિહાસની સામગ્રીઓ વિપુલ પરિમાણમાં અત્યારે વિદ્યમાન હોવા છતાં મહાશોકનો વિષય છે કે જો 'ગુજરાતી' પત્રની પ્રતિવર્ષ ગ્રાહકોને ભેટ તરીકે અપાતી ઐતિહાસિક નવલકથાઓને અને ઇતસ્તતઃ પ્રકાશિત થતા અત્યંત અલ્પસંખ્ય ઇતિહાસગ્રંથો—અને તે પણ બહુધા ઇતિહાસગ્રંથોના અનુવાદો—ને વર્જ્ય કરવામાં આવે, તો આપણી ગુજરાતી ભાષામાં ઐતિહાસિક ગ્રંથોના લેખન તથા પ્રકાશનની પ્રવૃત્તિનો અદ્યાપિ આરંભ પણ નથી થયો, તો પછી તેના ઉત્કર્ષને જોવાની આશા તો ક્યાંથી જ રાખી શકાય ? ઇતિહાસ તથા અર્થશાસ્ત્રના જ્ઞાતા ગુર્જર હિન્દુ વિદ્વાનોએ હવે તો આ વિષય પ્રતિ અવશ્ય લક્ષ આપવું જ જોઇએ; કારણ કે, ગુર્જર સાહિત્યમાં સાહિત્યનાં આ બે અંગોની પૂર્તિની આવશ્યક્તા અત્યારના સમયમાં તો હવે અનિવાર્ય જ થઇ પડી છે, અને એ આવશ્યક્તાની પૂર્તિમાટે મારા એકલાથી જેટલા પ્રયત્નો કરી શકાય તેટલા પ્રયત્નો આજે કેટલાંક વર્ષોથી હું ઐતિહાસિક નવલકથાઓ લખીને કરી રહ્યો છું અને મારા અત્યારના આ પ્રયત્નથી મારા તે પ્રયત્નોમાં એક પ્રયત્નની વૃદ્ધિ થાય છે.

ભારતવર્ષની હિન્દુજાતિના ઇતિહાસમાં સિખ્ખજાતિનું સ્થાન બહુ જ ઉચ્ચ હોવાથી અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની ભયાનક દુર્દશાના સમયમાં ગુરુ ગોવિન્દસિંહજી તથા તેમના પ્રચંડ પ્રયત્નથી નિર્માણ થયેલી વીર સિખ્ખજાતિએ જ હિન્દુધર્મની રક્ષા તથા હિન્દુજાતિના ઉત્કર્ષના પ્રચંડ પ્રયત્નો કરેલા હોવાથી પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રન્થમાળા'નો એ સિખ્ખજાતિના ઇતિહાસથી જ આરંભ કરવામાં આવ્યો છે. સિખ્ખજાતિનો ઇતિહાસ કેટલાક વિષયોમાં મહા-

રાષ્ટ્રના ઇતિહાસથી પણ અધિક અદ્ભુત છે; કારણ કે, સિખ્ખ-જાતિના ઇતિહાસની પૂર્વ તથા ઉત્તર બન્ને પીઠિકાઓ વિચિત્ર ઘટનાઓથી આકંઠ ભરેલી છે. પ્રારંભમાં સિખ્ખજાતિ એક ધાર્મિક સંપ્રદાયના સ્વરૂપમાં અસ્તિત્વમાં આવેલી હોવા છતાં પણ અલ્પ કાળમાં જ તેના સમક્ષ એવા કઠિન પ્રસંગો અથવા સંયોગો આવીને ઉપસ્થિત થઇ ગયા કે તે કઠિન પ્રસંગોના પ્રતિકારમાટે એ નિરીહ, શાંત તથા ધર્મપિપાસુ સિખ્ખોનો સમુદાય કેવળ શસ્ત્રધર તથા રણવીર યોધ થઇનેજ ન વિરમ્યો, કિન્તુ તેણે અનેક પ્રકારનાં પરિવર્તનોમાંથી પસાર થઇને પંજાબમાં એક એવા વિશાળ સામ્રાજ્યની સ્થાપના કરી દીધી કે જેવા સામ્રાજ્યની રાજા અનંગપાલના સ્વર્ગવાસની ઘટના પછી પંજાબમાં કેટલાક શતાબ્દિયો પર્યન્ત હિન્દુઓ સ્થાપના કરી શક્યા ન હોતા. ત્યારપછી એ વિશાળ સિખ્ખસામ્રાજ્ય પંજાબનું અંતિમ હિન્દુ સામ્રાજ્ય થયું હતું; કારણ કે, ચપળા સમાન અલ્પકાલિક ચમકાટ બતાવીને એ સિખ્ખસામ્રાજ્ય અચાનક અદૃશ્ય થઇ ગયું હતું, અને એટલામાટે જ સિખ્ખસામ્રાજ્યની ઉત્તરપીઠિકાને પણ પૂર્વપીઠિકા પ્રમાણે જ આશ્ચર્યકારિણી તરીકે ઓળખાવવામાં આવી છે. એ જ કારણથી એ વાતનિ વ્યક્ત કરવી જ પડે છે કે ભારતવર્ષના અર્વાચીન હિન્દુ ઇતિહાસમાં સિખ્ખજાતિ અગ્ર તથા ઉચ્ચ સ્થાનને ભોગવી રહી છે. અસ્તુ. ત્યારે હવે ગુરુ ગોવિન્દસિંહજીના પોતાના આસ્તિત્વના સમયમાં તેમ જ તેમના અવતારથી પૂર્વે દેશ તથા કાલની પરિસ્થિતિ કેવા પ્રકારની હતી અને ગુરુ ગોવિન્દસિંહજીને કેવા સંયોગોમાં મુસલ્માનોના પ્રતિકારમાટે હસ્તમાં શસ્ત્રાસ્ત્રો ધારણ કરવાં પડ્યાં હતાં અને નવીન સિખ્ખજાતિને નિર્માણ કરવી પડી હતી એનું આપણે ઐતિહાસિક સત્યના સમર્થનમાટે કિંચિદ્ અવલોકન કરીશું.

જ્યારથી મુસલ્માનોનું હિન્દુજાતિના દુર્ભાગ્યવશાત્ ભારતવર્ષમાં આગમન થયું હતું અને તેમનાં રાજ્યો તથા સામ્રાજ્ય આદિક સ્થપાયાં હતાં ત્યારથી મુસલ્માનોએ હિન્દુજાતિપર જે પૈશાચિક અત્યાચારો કરવા માંડ્યા હતા તે પૈશાચિક અત્યાચારોની ભારત-

વર્ષના મુસ્લિમ શાસનકાળના ઇતિહાસના અભ્યાસ વિના અત્યારના શાંતિપ્રિય બ્રિટિશ શાસનના સમયમાં સામાન્ય મનુષ્યોથી કલ્પના-માત્ર પણ ભાગ્યે જ કરી શકાય તેમ છે. હિન્દુઓના શિરપર અન્યાન્ય નાનાવિધ કરભાર નાખવા ઉપરાંત 'જઝિયા' જેવા ગુલામી કર નાખવાની; કોઇ પણ પ્રકારના અપરાધ વિના હિન્દુઓને કાફિર માનીને મોટાં મોટાં નગરોમાં અમુક પ્રકારનાં ગુલામી ચિહ્નો ધારણ કરીને જ આવવા દેવાની તેમ જ જોડા તથા પાઘડી આદિ ન પહેરવા દેવાની; હિન્દુઓનાં પવિત્ર દેવમંદિરોને ભ્રષ્ટ કરીને તોડી નાખવાની; હિન્દુઓની દેવમૂર્તિઓને મસ્જિદો તથા રાજમહાલયોનાં પગથિયાંમાં ચણાવીને મુસલ્માનોના પગતળે ચગદાવવાની; હિન્દુસ્ત્રીઓપર બળાત્કાર કરવાની, હિન્દુ સ્ત્રીઓને ઊપાડી જવાની તથા બળાત્કારે વટલાવવાની; હિન્દુઓને મારી મારીને તેમ જ પ્રપંચોના જાળમાં ફસાવીને મુસલ્માન બનાવવાની; હિન્દુઓની સંપત્તિને લૂંટી લેવાની; હિન્દુઓને તેમના સામાન્ય અપરાધમાટે મૃત્યુદંડ જેવી ભયાનક શિક્ષા આપવાની; હિન્દુ બાળકો તથા સ્ત્રીઓને કોઇ નિર્જીવ વસ્તુઓ પ્રમાણે બજારમાં ગુલામ તથા ગુલામડીઓ તરીકે વેચી નાખવાની; હિન્દુઓની ડગલે ને પગલે અપ્રતિષ્ઠા તથા માનહાનિ કરવાની અને હિન્દુઓના ઘાતને જ પુણ્ય અથવા સવાબ માનવાની ઘટનાઓ મુસ્લિમ રાજસત્તાના સમયમાં નિત્યની સાધારણ ઘટનાઓ હોવાથી અને મુસલ્માન રાજ્યકર્તાઓના અત્યાચારો, સ્વચ્છંદતા તથા વિષયલોલુપતા, નિર્દયતા, કુટિલતા, વિશ્વાસઘાત તથા ધર્મોન્માદ કિંવા ધર્માન્ધતા આદિ અસંખ્ય દુર્ગુણો અંતિમ સીમાનું પણ ઉલ્લંઘન કરી ગયેલા હોવાથી જો મુસ્લિમ રાજસત્તાના સમયમાં હિન્દુઓપર મુસલ્માનોના હસ્તથી થયેલા ભીષણ પૈશાચિક અત્યાચારો—ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક અત્યાચારો—તેમ જ મુસ્લિમ રાજ્યકર્તાઓના ઉપરિકથિત દારુણ દુર્ગુણોના સાધારણ ઉલ્લેખનો પ્રયત્ન કરવામાં આવે, તો પણ તેમાટે એક પ્રચંડ ગ્રંથ લખવાની આવશ્યકતા હોવાથી અહીં તેનો સંકેતમાત્ર જ કરવામાં આવ્યો છે. અર્થાત્ ભારતવર્ષમાં મુસ્લિમ શાસનનો ઇતિહાસ તે

કેવળ મુસલ્માનોના અમાનુષ અત્યાચારોનો જ કાળો ઇતિહાસ છે અને અમારા એ કથનની વાસ્તવિકતાની મુસલ્માન મોરિખો (ઇતિહાસલેખકો)ના લખેલા ઇતિહાસો જ ઘોષણા કરી રહ્યા છે એટલે એની વાસ્તવિકતામાટે અન્ય પ્રમાણોની આવશ્યકતા છે જ નહિ. મહાધર્માન્ધ મુગલ બાદશાહ ઔરંગજેબના શાસનકાળમાં તો મુસલ્માનોના હિન્દુઓપરના એ અત્યાચારો એટલી સીમા પર્યન્ત આગળ વધી ગયા હતા કે તે અત્યાચારો હવે હિન્દુઓમાટે અસહ્ય થઇ પડ્યા હતા અને આવાં ઉત્કટ પરિપીડનોનું જે પરિણામ નિરંતર થતું રહે છે તે જ પરિણામ થવાનો પ્રસંગ આવી લાગ્યો હતો અને તે એ કે, ભારતવર્ષીય હિન્દુઓ સ્વભાવતઃ અતિશય શાંતિપ્રિય તથા સહનશીલ હોવા છતાં જ્યારે મદાંધ ઔરંગજેબે દિલ્લીમાં બોલાવીને ગુરુ તેગબહાદુરનો અત્યંત નિર્દયતાથી, તેઓ હિન્દુધર્મને ત્યજીને મુસલ્માન ન થયા અને તેમને મુસલ્માન બનાવીને પંજાબ તથા કાશ્મીરના હિન્દુઓને અનાયાસ મુસલ્માન બનાવવાનો તેનો અભિલાષ પૂર્ણ ન થયો એટલા જ તેમના અપરાધમાટે, શિરચ્છેદ કરાવી નાખ્યો ત્યારે પછી હિન્દુઓની સહનશીલતાની પણ કોઈ એક સીમા હોવાથી તેમની સહનશીલતાની સીમાનો પણ અંત આવી ગયો અને માન્યવર ડિફોના "જ્યારે રાજાઓ ન્યાયના ખડ્ગને નીચે મૂકી દે છે ત્યારે પછી તેઓ મુકુટધારી હોવા છતાં પણ રાજાઓ નથી હોતા, તેમની પદવી છાયા સમાન થઇ જાય છે અને તેમના રાજમુકુટો રિક્ત વસ્તુઓ જેવા હોય છે એટલે એવા (અન્યાયી) રાજાઓના અંતમાં જ પ્રજાનું કલ્યાણ સમાયલું છે;"[1] એ કથન અનુસાર શાંતિપ્રિય તથા સહનશીલ હિન્દુઓ પણ હસ્તમાં શસ્ત્રાસ્ત્રને ધારણ કરીને મુસ્લિમ સામ્રાજ્યનો ઉચ્છેદ કરી નાખવામાટે અને પોતાની ધાર્મિક,

---

1 "When kings the sword of justice first lay down,
They are no kings, though they possess the crown;
Titles are shadows, crowns are empty things;
The good of subject is the end of kings."
*Difoe.*

સામાજિક તથા રાજનૈતિક આદિક સર્વ પ્રકારની સ્વતંત્રતાને પ્રાપ્ત કરી લેવામાટે કમર કસીને તૈયાર થઈ ગયા. જેવી રીતે મેવાડમાં સૂર્યકુલભાનુ મહારાણા પ્રતાપસિંહના, બંગ દેશમાં વીરવર્ય પ્રતાપાદિત્યના તથા મહારાષ્ટ્રમાં શિવાવતાર શિવાજીના નેતૃત્વતળે રહીને હિન્દુ વીરોએ આર્યોચિત વિક્રમપૂર્ણ સંઘર્ષો કર્યા હતા અને યવનશક્તિને અસ્તંગત કરી નાખવાના પ્રચંડ ઉદ્યોગો આદર્યા હતા તેવી જ રીતે પંજાબમાં ગુરુ ગોવિન્દસિંહજીના ઉપદેશ તથા નેતૃત્વથી પંજાબી હિન્દુઓએ સિખ્ખ અથવા ખાલસા જાતિના નવીન સ્વરૂપમાં પરિણુત થઇને મુસલ્માનોના આઘાતોનાં ઉત્તરો પ્રત્યાઘાત દ્વારા આપવાના, હિન્દુધર્મ તથા હિન્દુજાતિને રક્ષવાના, મુસ્લિમ સામ્રાજ્યને ઉચ્છેદવાના તથા હિન્દુસામ્રાજ્યને સ્થાપી દેવાના કાર્યને પ્રચંડતાપૂર્વક આરંભી દીધું હતું. અર્થાત્ પંજાબની હિન્દુજાગ્રતિનાં મૂળ ઉત્પાદક બીજ મુસલ્માનોના હસ્તથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિપર થતા મહાભીષણ અન્યાય તથા અસહ્ય અત્યાચારોમાં જ સમાયલાં હતાં, પ્રતિશોધ તથા પ્રતિહિંસા એ સિખ્ખજાતિના જાગરણનાં મૂળ હતાં, સિખ્ખ સંગઠન તે મૂળમાંથી ઉદ્ભવેલો વિશાળ તરુરાજ હતો; ગુરુ ગોવિન્દસિંહજીનો ઉપદેશ સિખ્ખજાગરણનો મહામંત્ર હતો; ગુરુ ગોવિન્દસિંહ પોતે સિખ્ખજાગરણના આત્મા હતા અને યાવન અત્યાચારો, મુસ્લિમ રાજસત્તાનો નાશ તથા હિન્દુસ્વતંત્રતાની પ્રાપ્તિ એ સિખ્ખજાગરણનું દીર્ઘકાલેપ્સિત મહામધુર તથા અતિશય સ્વાદિષ્ટ સ્વર્ગીય અમૃતફળ હતું. સિખ્ખો 'विषस्य विषमौषधम्' અથવા 'કાંટાને કાંટાથી જ કાઢવા'ના સિદ્ધાંતને સ્વીકારીને લૉર્ડ મેકૉલેના કથન અનુસાર એવા નિશ્ચયપર આવી ગયા હતા કે: "આજે અથવા ચાર દિવસ પછી આ સંસારમાં પ્રત્યેક મનુષ્યને મૃત્યુની પ્રાપ્તિ તો થવાની જ છે, તો પછી પોતાની જન્મભૂમિ તથા પોતાનાં દેવમંદિરોના ઉદ્ધારમાટે ભયંકર પ્રસંગોની સામા થઇને વીરતાથી શામાટે ન મરવું?"[1]

1 "To every man upon the earth,
Death cometh soon or late;
How can man die better

સિખ્ખસમાજના પ્રથમ સંગઠનકર્તા ગુરુ અર્જુનદેવ હોવાથી બાદશાહ જહાંગીરે ગુરુ અર્જુનદેવને નદીમાં ડૂબાવીને મારી નખાવ્યા હતા; ત્યાર પછી ગુરુ હરગોવિન્દજીને ગવાલિયરના કિલ્લામાં બાર વર્ષ પર્યન્ત બાદશાહ જહાંગીરની આજ્ઞાથી કારાગૃહમાં પૂરી રાખવામાં આવ્યા હતા અને મહાધર્માન્ધ મુગલ શહનશાહ ઔરંગજેબે ગુરુ તેગબહાદુરને દિલ્હીમાં બોલાવીને જલ્લાદની તલ્વારથી તેમનો નિર્દયતાથી શિરચ્છેદ કરાવી નાખ્યો હતો. ધર્મરક્ષાના યજ્ઞમાં ગુરુ તેગબહાદુરનું બલિદાન અપાતાં જ પંજાબમાં સ્વાધીનતા તથા ધર્મરક્ષાના યજ્ઞનો પાવક પ્રચંડ પ્રતિહિંસાના રૂપમાં પ્રજ્વલિત થઈ ગયો, ગુરુ તેગબહાદુરના કુલદીપક ગુરુ ગોવિન્દસિંહજી ઉપર સ્વતંત્રતાદેવી અધિક પ્રસન્ન થઈ ગઈ અને તેણે એ સિખ્ખ ગુરુ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્‌ના નિમંત્રણને સ્વીકારી લઇને ગંભીર સ્વરથી જણાવી દીધું કે: "જો તમારો સિખ્ખસમુદાય હુતાત્મા થઇને યોગ્ય સ્વરૂપમાં આત્મબલિદાન આપવાને નિરંતર તત્પર રહ્યા કરશે, તો હું આ પવિત્ર પંચનદ પ્રદેશમાં સદેહ પ્રત્યક્ષ થઇશ." યદ્યપિ ગુરુ ગોવિન્દસિંહજી પોતાના જીવનકાળમાં જ પંજાબદેશને મુસલ્માનોના અત્યાચારોથી મુક્ત તથા સ્વતંત્ર થયેલો જોઈ શકયા ન હોતા; છતાં પંજાબના સ્વાતંત્ર્યનિર્માણમાં એમના પરિશ્રમો જ સર્વથી પ્રધાન હતા અને તેમણે પોતાની પ્રચંડ શક્તિથી મુગલસામ્રાજ્યસત્તાના બહુ અંશોનો વિનાશ કરી નાખ્યો હતો એટલી વાર્તા તો ગુરુ ગોવિન્દસિંહજીના વિરોધીઓને પણ સ્વીકારવી પડે છે અને એ જ ગુરુ ગોવિન્દસિંહજીના વિજયનું પ્રબળતમ પ્રમાણ છે.

ખેદનો વિષય માત્ર એટલો જ છે કે ભારતવર્ષમાં મુસલ્માનોએ હિન્દુધર્મ તથા હિન્દુજાતિપર કરેલા અમાનુષ અત્યાચારો અને ઔરંગજેબના સમયમાં એ અત્યાચારોની થઇ ગયેલી પરમસીમાના યોગે જ હિન્દુજાતિના સહકારને ખોઈ બેસવાથી મુસ્લિમસામ્રાજ્ય-

---

Than facing the fearful odds,
For the ashes of their fathers
And temples of their Gods ?" *Lord Macaulay.*

રવિનો ભારતગગનમાંથી સદાને માટે અસ્ત થઈ ગયેલો હોવા છતાં હજી અત્યારે મહાપ્રતાપી બ્રિટિશસામ્રાજ્યરવિના પ્રચંડ તેજમાં પણ હિન્દુસ્તાનવાસી ધર્માન્ધ મુસલ્માનોનો એક વિશાળ સમુદાય ભારતવર્ષમાં પુનઃ મુસ્લિમ સામ્રાજ્યની સ્થાપનાનાં અસત્ય તથા ભ્રામક સ્વપ્ન નિહાળીને શાંતિપ્રિય હિન્દુઓપર નાનાવિધ ધાર્મિક સામાજિક તથા અન્યાન્ય અત્યાચારો કરવાને તૈયાર થઈ ગયો છે; ઔરંગજેબના સમયમાં હિન્દુઓપર થતા અત્યાચારોની પુનરાવૃત્તિ કરવા માંડી છે; અનેક હિન્દુઓ, નિરપરાધી તથા ધર્મપ્રાણ આદર્શ હિન્દુઓની હત્યા તેમનામાંના કેટલાક મજહબી પાગલોએ કરી નાખી છે; અને શુદ્ધિ તથા સંગઠનના હિન્દુત્વરક્ષક કાર્યમાં અગ્રભાગ લેનારા કાર્યકર્તા હિન્દુઓને વારંવાર મારી નાખવાનો ભય દેખાડવો એ તો આજકાલના કેટલાક ધર્માંધ મુસલ્માનોનો એક સાધારણ વ્યવસાય થઈ પડ્યો છે. અત્યાર સુધીમાં છેલ્લાં બે વર્ષના કાલાવધિમાં ધર્માંધ મુસલ્માનોએ હિન્દુઓની હત્યાના કરેલાં સફળ તથા અસફળ પ્રયત્નોની તાલિકાનો મુખ્ય અંશ આ પ્રમાણે છેઃ—

૧ ધર્મવીર વીરશિરોમણિ શ્રી સ્વામી શ્રદ્ધાનન્દજી મહારાજની ઇ. સ. ૧૯૨૬ના ડિસેમ્બર માસની ૨૩ મી તારીખે દિવસના પોણાચાર વાગે દિલ્લીમાંના તેમના નિવાસાલયમાં અબ્દુર્રશીદ નામક એક હેચકારા તથા કાયર મુસલ્માને પોતાની પિસ્તોલની ચાર ગોળીઓ ઉપરાસાપરી છોડીને મારી નાખ્યા હતા, તે ખૂનીને ત્યાંનો ત્યાં જ પકડી લેવામાં આવ્યો હતો અને મુસલ્માનોએ પ્રીવી કાઉન્સિલ સુધી કેસ લડીને તેને બચાવવાના પ્રયત્નો કરવા છતાં તે છૂટી ન શક્યો અને ઇ. સ. ૧૯૨૭ના ઑક્ટોબર માસની ૨૭ મી તારીખે તેને ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યો હતો.

૨ જરવલ જિલ્લા બહરાઇચના મ્યુનિસિપાલ કમિશ્નર શ્રી લાલા બદરીશાહને ઇ. સ. ૧૯૨૭ના જુલાઇ માસના પ્રથમ સપ્તાહમાં જ્યારે તેઓ કોઇ અન્ય સ્થળેથી ઘેર આવતા હતા ત્યારે માર્ગમાં જ કેટલાક મુસલ્માન ગુંડાઓએ તેમના નોકરસહિત તેમના પર આક્રમણ કરીને મારી નાખ્યા હતા. તેમના કાતિલોમાંના ઇસ્માઇલ નામક

એક કાતિલ મુસલ્માને ચોખ્ખા શબ્દોમાં 'મેં તથા મારા કેટલાક સાથીઓએ મળીને બદ્દરીશાહને કત્લ કરી નાખ્યા હતા' આમ જણાવવા છતાં અને તે સાથીઓનાં નામ આપવા છતાં લોકલ ગવર્મેન્ટે કેવળ એક જ કાતિલને પકડ્યો, બીજાઓને પકડવાની કોશિશ જ ન કરી અને જેને પકડવામાં આવ્યો હતો તે ખૂનીપર પણ મુકદ્દમો ચલાવવામાં ન હોતો આવ્યો એમ જાણવામાં આવ્યું છે.

૩ અજમેરના પ્રસિદ્ધ આર્યવીર શ્રીમાન્ બાબૂ ભૈરવસિંહજીને ઇ. સ. ૧૯૨૭ના જુલાઇ માસની ૧૫ મી તારીખે મુઅજ્જમઅલી નામક એક ધર્મોન્મત્ત મુસલ્માન હેચકારાએ આબૂરોડ સ્ટેશન ઉપર જ્યારે તેઓ મધ્યાહ્નભોજન કરી રહ્યા હતા ત્યારે પિસ્તોલની ગોળીથી મારી નાખ્યા હતા. ખૂની પકડાયો અને તેને ફાંસીની સજા પણ સંભળાવવામાં આવી; પરંતુ ઑકટોબર માસમાં અપીલ કરતાં તેની ફાંસીની સજા કાળાપાણીની સજા થઇ ગઈ.

૪ મેરઠ જિલ્લાની ગાજ઼િયાબાદ તહસીલના સૈદપુર ગ્રામના નિવાસી ચૌધરી સૂરતસિંહના તેજસ્વી પુત્ર તથા ધર્મવીર હોશિયારસિંહને ઇ. સ. ૧૯૨૭ ના ઑગસ્ટ માસની ૧૭ મી તારીખે સવારમાં અગિયાર વાગે કેટલાક મુસલ્માનોએ તેમના પર આક્રમણ કરીને મહાનિર્દયતાથી તેમના શરીરમાં છરા ભોકી દઇને મારી નાખ્યા હતા. તે ગુંડાઓ હત્યાની ઘટનાના સ્થળમાં જ પકડાઈ ગયા હતા. નિર્ણય શો થયો તે અમારા જાણવામાં નથી આવ્યું. એ ધર્મવીર હોશિયારસિંહના પિતાશ્રી શુદ્ધિના કાર્યમાં પ્રેમ દર્શાવતા હોવાથી તેમના હૃદયમાં દુઃખ ઉપજાવવામાટે જ આ પૈશાચિક હત્યાંકાંડ કરવામાં આવ્યો હતો.

૫ દિલ્લીના પ્રખ્યાત મલ્લ (પહલવાન) લાલા નાનકચન્દજીને ઇ. સ. ૧૯૨૭ ના ઑગસ્ટ માસની ૨૨ મી તારીખે રાત્રિના ૧૧ કે ૧૨ વાગ્યાના શુમારે જ્યારે તેઓ રેલ્વેમાં પ્રવાસ કરતાં (દિલ્લી તથા આગ્રાની વચ્ચે) નિદ્રાધીન થઇ ગયા હતા ત્યારે કોઇ મુસલ્માન ગુંડાએ પૈશાચિક નિર્દયતાથી કત્તલ કરી નાખ્યા હતા અને તે મુસલ્માન ખૂની છટકી જવાથી પકડાયો ન હોતો.

૬ પીલીભીતના નિવાસી, લોકલબોર્ડના મેંબર તથા ઑનરરી મૅજિસ્ટ્રેટ રાયબહાદુર બાબૂ બહાદુરસિંહજીને ઇ. સ. ૧૯૨૭ ના ઑગસ્ટ માસની ૨૯ મી તારીખે જ્યારે સંધ્યાકાળે તેઓ ભ્રમણ કરી રહ્યા હતા ત્યારે એક મુસલ્માન ગુંડાએ બંદૂકની ગોળીથી વીંધી નાખ્યા હતા. ખૂની તે ક્ષણે જ પકડાયો, પણ એક બીજા મુસલ્માનની મદદથી છૂટીને ભાગી ગયો. ત્યારપછી તેના મદદગારને પકડવામાં આવ્યો અને કેટલાક દિવસ પછી તે ખરા ખૂનીને પણ પકડવામાં આવ્યો હતો. આનો નિર્ણય અમારાથી અજ્ઞાત છે.

૭ લાહોરનિવાસી લાલા માનિકચન્દને ઇ. સ. ૧૯૨૭ ના ઑક્ટોબર માસની ૧૦ મી તારીખે રાત્રે સવાદશ વાગ્યાના શુમારે તેઓ પોતાના ઘરમાંથી નીકળીને બહાર જતા હતા તે વેળાયે માર્ગમાં ફયજુદ્દીન નામક એક નીચ મુસલ્માને પોતાની છરીથી કત્લ કરી નાખ્યા હતા. બીજે દિવસે તે મુસલ્માન કાતિલ પકડાયો અને તેને ઇ. સ. ૧૯૨૭ ના ઑક્ટોબર માસની ૨૭ મી તારીખે સરકારના હુકમથી ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવ્યો.

૮ શ્રી પંડિત બનવારીલાલ પહલવાનને (મુરાદાબાદ જિલ્લાના ચન્દૌસી નામક ગ્રામના નિવાસીને) કેટલાક મુસલ્માન કસાઇઓએ મળીને આસફપુર સ્ટેશનપર લાકડીઓ તથા છરીઓ ચલાવીને મહાનિર્દયતાથી મારી નાખ્યા હતા અને તે હેચકારા કાતિલો પકડાઈ જતાં ઇ. સ. ૧૯૨૭ ના ઑગસ્ટ માસની ૨૬ મી તારીખે તેમનામાંના પાંચ મુસલ્માન કસાઇઓને ફાંસી આપીને મારી નાખવામાં આવ્યા હતા.

૯ 'રંગીલા રસૂલ'ના પ્રકાશક મ. રાજપાલજીને લાહોરમાં ઇ. સ. ૧૯૨૭ ના સપ્ટેંબર માસની ૨૬ મી તારીખે ધોળે દિવસે સાડા નવ વાગ્યાના શુમારે તેમની પોતાની દૂકાનમાં ખુદાબખ્શ નામક એક હેચકારા મુસલ્માને છરો મારીને મારી નાખવાના આશયથી તેમનાપર હલ્લો કર્યો હતો; પરંતુ સ્વામી સ્વતંત્રતાનંદજીની સહાયતાથી તેમના પ્રાણ બચી ગયા હતા અને તે પાજી મુસલ્માન ત્યાંનો ત્યાં જ પકડાઇ ગયો હતો. ત્યાર પછી ત્રીજે દિવસે જ એ હેચકારા

મુસલ્માનને સાત વર્ષના સપરિશ્રમ કારાગૃહવાસની શિક્ષા ફર્માવીને ન્યાયમૂર્તિએ પાંચ પાંચ હજારના બે જામિન માગ્યા હતા અને જો જામિન ન આપવામાં આવે, તો ત્રણ વર્ષની બીજી સાદી કયદની સજા ફર્માવી હતી.

૧૦ સૌમ્યસ્વભાવ સ્વામી સત્યાનંદજી મહારાજ ઈ. સ. ૧૯૨૭ના ઑકટોબર માસની ૯ મી તારીખે સાંઝે સવાચાર વાગ્યાના શુમારે જ્યારે મહાશય રાજપાલની દૂકાનમાં બેસીને તેમના કુશળ સમાચાર પૂછી રહ્યા હતા તે વેળાયે અબ્દુલઅજીજ નામક એક બુજદિલ મુસલ્માને તેમના શરીરપર ચાકૂ તથા અસ્તરાના પ્રહાર કર્યા હતા અને તે ખૂની મુસલ્માનને પકડતાં મહાશય નાનકચંદ તથા તેમના ભાઈ પણ જખ્મી થયા હતા. સ્વામીજીના શરીરમાં જખ્મ તો ઊંડા થયા હતા, પણ પરમાત્માની કૃપાથી તેમના પ્રાણ બચી ગયા હતા. ખૂની પકડાઇ ગયો અને ન્યાયમંદિરમાં ત્રણ દિવસ પછી તેને ૧૪ વર્ષની સખ્ત કયદની સજા તેમ જ પાંચ પાંચ હજારના બે જામિન આપવાની આજ્ઞા સંભળાવવામાં આવી ને જો જામિન આપવામાં ન આવે, તો ત્રણ વર્ષની બીજી સાદી કયદનો હુકમ સંભળાવી દેવામાં આવ્યો.

ઈ. સ. ૧૯૨૬ ના ડિસેંબર માસથી ઈ. સ. ૧૯૨૭ ના ઑકટોબર માસ સૂધીના કેવળ દશ માસના કાલાવધિમાં ધર્માંધ મુસલ્માનોના એક સંગઠિત ષડ્‌યંત્રકારક મંડળના હસ્તથી આર્યજાતિ અથવા હિન્દુજાતિના દશ વીરપુરુષોપર આ પ્રાણાન્ત આક્રમણો થયેલાં છે કે જેમનાં નામો આર્યસભ્યતા તથા હિન્દુધર્મદઢતાંના ઇતિહાસમાં સ્વર્ણાક્ષરોથી અંકિત થવાનાં છે અને એમના હેચકારા મુસલ્માન આક્રમણકર્તાઓનાં નામો ઇસ્લામના ઇતિહાસમાં કદાપિ ન ભૂંસાય તેવા કાળા ધબ્બા (કલંક)ના રૂપમાં અવિચલ રહેવાનાં છે એ નવીનતાથી જણાવવાની આવશ્યકતા છે જ નહિ. આ વીર આર્ય પુરુષો ઉપરાંત બીજા પણ ઘણા હિન્દુઓ મુસલ્માનોના હાથે માર્યા ગયા છે અને અગ્રગણ્ય હિન્દુઓને ધર્માંધ મુસલ્માનો મારી નાખવાની ધમકીઓ તો જ્યારે ને ત્યારે આપતા રહે છે એટલે એ ધમકી-

ઓનો તો કશો હિસાબ જ નથી.[1] મુસલ્માનોના આ ધાર્મિક અત્યાચારોનો ઉલ્લેખ અહીં એટલામાટે કરવામાં આવ્યો છે કે જેવી રીતે મુસલ્માનોના હસ્તથી હિન્દુઓપર ભૂત કાલમાં થયેલા ધાર્મિક અત્યાચારોના ઇતિહાસથી તે સમયના ઇસ્લામ અથવા તે સમયની મુસ્લિમ મનોદશાનું યથાર્થ સ્વરૂપ આપણા જોવામાં આવી શકે છે તેવી જ રીતે મુસલ્માનોના અત્યારના આ પૈશાચિક અત્યાચારોથી આપણે તો જાણે આ વિઘાતક મુસ્લિમ મનોદશાને જોઇ જ રહ્યા છીએ, પણ ભવિષ્યની હિન્દુ પ્રજા તથા અન્યાન્ય પ્રજાઓ પણ વીસમી સદીના ઇસ્લામ અથવા વીસમી સદીની મુસ્લિમ મનોદશાની ભયંકરતાને સારી રીતે જોઇ તથા જાણી શકશે અને હિન્દુઓ હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા પોતાના આચાર વિચાર આદિની રક્ષાના યોગ્ય પ્રબંધો કરતા રહેશે.

સારાંશ કે, મુસલ્માનોની અત્યારની ધાર્મિક અત્યાચારશીલતાને જોતાં સ્વાભાવિક જ આપણા મુખમાંથી એ ઉદ્‌ગાર નીકળી જાય છે કેઃ **"વહી રફ્તાર બેઢંગી, જો પહલે થી વહ અબભી હય."** અર્થાત્ (મુસલ્માનોની) "જે બેઢંગી ચાલ પહેલાં હતી તે અત્યારે પણ કાયમ છે" અને તેટલામાટે હિન્દુત્વતારણહાર મહારાણા પ્રતાપસિંહજી, પ્રતાપાદિત્ય, મહાવીર શિવાજી તથા ગુરુ ગોવિન્દસિંહજીના સમયમાં મુસલ્માનોના નાનાવિધ પૈશાચિક અત્યાચારોના પ્રતિકાર અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે હિન્દુસંગઠન તથા હિન્દુસંઘબળ તેમ જ આત્મરક્ષિકા શક્તિની હિન્દુજાતિમાટે જેટલી આવશ્યકતા હતી તેથી પણ અત્યારના સમયમાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે અને ધર્માંધ મુસલ્માનોના હિન્દુત્વનાશક છળપ્રપંચો તથા પૈશાચિક અત્યાચારોના પ્રતિકારમાટે હિન્દુજાતિને હિન્દુસંગઠન, હિન્દુસંઘબળ તથા આત્મરક્ષિકા શક્તિની અત્યંત અધિક પરિમાણમાં આવશ્યકતા છે એ વાર્તાનો તો ગમે તેવા જીર્ણમતવાદી હિન્દુથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી.

---

૧ આ વૃત્તાંત ભારતીય હિન્દુ શુદ્ધિસભાના માસિકપત્ર 'શુદ્ધિસમાચાર'ના ઇ. સ. ૧૯૨૭ ના નવેમ્બર માસના અંકમાંથી લેવામાં આવ્યો છે.

ત્યારે એ હિન્દુસંગઠન, હિન્દુસંઘબળ તથા આત્મરક્ષિકા શક્તિનું નિર્માણ કેવી રીતે કરવું, એ પ્રશ્ન સ્વાભાવિક જ આપણા સમક્ષ આવીને ઊભો રહે છે અને ગુરુ ગોવિન્દસિંહનું જીવન સમભાવ અથવા ભ્રાતૃ-ભાવના પાયાપર નિર્માયલી પંજાબની સિખ્ખજાતિના નિર્માણદ્વારા આપણને એ હિન્દુસંગઠન; હિન્દુસંઘબળ તથા આત્મરક્ષિકા શક્તિના નિર્માણનો યોગ્ય માર્ગ દર્શાવતું હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ; કારણ કે, હિન્દુસમાજ ગુરુ ગોવિન્દસિંહજીના સમયમાં અનેક ધર્મ, સંપ્રદાય, પંથ મતમતાંતર, અંધરૂઢિયો તથા નિવૃત્તિપરાયણતા આદિકના યોગે જેવો વિશ્કલિત હતો તેવો જ આજે પણ હિન્દુસમાજ એ જ વિઘાતક વસ્તુઓના યોગે વિશ્કલિત દશાને ભોગવી રહ્યો છે એટલે અત્યારના સમયમાં ગુરુ ગોવિન્દસિંહજી પ્રમાણે પરમશ્રદ્ધેય તથા હિન્દુત્વતારણહાર સ્વામી શ્રદ્ધાનંદજીએ હિન્દુસંગઠન તથા ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણદ્વારા હિન્દુધર્મ તથા હિન્દુજાતિના ઉદ્ધારના જે મંડાણ માંડ્યાં હતાં અને તેમાં પરમવિજય પ્રાપ્ત કર્યો હતો તે મંડાણને દૃઢ કરવાથી અને આપણા એ હુતાત્મા હિન્દુ મહારથી સંન્યાસીના દર્શાવેલા માર્ગમાં નિર્ભયતાપૂર્વક અગ્રેસર થવાથી જ આપણે આપણા પરમસનાતન તથા પરમપુરાતન હિન્દુધર્મ તથા ગૌરવશાલિની હિન્દુજાતિને સુરક્ષિત રાખી શકીશું એ કોઇ પણ હિન્દુએ કદાપિ ભૂલી જવાનું નથી; કારણ કે, "धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः" અર્થાત્ 'હણાયલો ધર્મ આપણને હણી નાખે છે અને રક્ષાયલો ધર્મ આપણી રક્ષા કરતો રહે છે' એ એક ત્રિકાલાબાધ્ય સત્ય સિદ્ધાંત છે અને એ સિદ્ધાંત અનુસાર ધર્મરક્ષાથી જ હિન્દુજાતિ સુરક્ષિત રહી શકવાની છે.

હે મારા હિન્દુ બાંધવો, જો તમારામાં પોતપોતાના સંપ્રદાય, પંથ, મતમતાંતર તથા અંધ રૂઢિયોનાં બંધનને તોડી નાખીને એક જ વીર હિન્દુજાતિના વિરાટ્ સ્વરૂપને ધારણ કરી લેવાનું આ ક્ષણે જ સિખ્ખજાતિ સમાન કદાચિત પ્રચંડ આત્મબળ ન હોય, તો પણ એવા આત્મબળને પ્રાપ્ત કરી લેવાની આકાંક્ષાને હૃદયમાં ઉત્પન્ન કરીને એ વાસ્તવિક ઉપદેશને તો કદાપિ ભૂલશો નહિ કે સીતા,

સાવિત્રી, સુકન્યા, દમયંતી, મેવાડની પદ્મિની, અકબરમદમારિણી જોધાબાઈ તથા ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ આદિ તમારાં અમૂલ્ય તથા અનુકરણીય સ્ત્રીરત્નો છે; તમારા પૂજ્ય પુરુષો રાવણ જેવા મહાપ્રચંડબલશાલી રાક્ષસરાજના સંહારક શ્રી દાશરથી રામ તેમ જ મહાગર્વિષ્ઠ મથુરાધીશ કંસ તથા મુર, મધુ તથા કૈટભ આદિક અસુરો-ના સંહારક યદુકુલભૂષણ શ્રી કૃષ્ણચંદ્ર છે; તમારાં વિવાહ, ધન તથા જીવન આદિક કેવળ તમારા પોતાના વૈયક્તિક ઉપભોગમાટે જ નથી, કે નથી તેમાં કેવળ વિષયતૃપ્તિનો જ હેતુ સમાયલો; કારણ કે, એ સર્વમાં ધર્મસેવા તથા જાતિસેવાનો આશય ગર્ભિત રહેલો છે; વળી એ તત્ત્વને તમો નિરંતર સ્મરણમાં રાખી લેજો કે તમો જે ક્ષણે જન્મ્યા છો તે ક્ષણથી જ તમારી જન્મભૂમિ, તમારા મહાપવિત્ર હિન્દુધર્મ તથા તમારી મહાગૌરવશાલિની હિન્દુજાતિના કલ્યાણમાટે તમારાં જીવનનાં બલિદાન અપાઇ ચૂક્યાં છે; મહાવિશાળ હિન્દુસમાજ તે અમર્યાદ તથા અસીમ મહામાયાની જ છાયા છે; કોઇ પણ હિન્દુ, તે સનાતનવૈદિક ધર્માવલંબી હોય; આર્યસમાજી હોય; રામાનુજ, રામાનંદ, વલ્લભાચાર્ય કે સ્વામી નારાયણના સંપ્રદાયને માનનારો હોય; કબીરપંથી, દાદૂ-પંથી કે નાનકપંથી હોય; જૈન હોય કે બૌદ્ધ હોય; બ્રહ્મસમાજી કિંવા પ્રાર્થનાસમાજી હોય; બંગાલી, હિન્દુસ્તાની, પંજાબી દક્ષિણી, સિંધી, મુલ્તાની, કચ્છી, કાઠિયાવાડી, ગુજરાતી, મેવાડી, મારવાડી કે મહા-રાષ્ટ્રીય હોય; અથવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કિંવા અંત્યજ હોય; તો પણ પ્રેમપૂર્વક મુખમાંથી એવા જ ઉદ્‌ગારોને કાઢતા રહો કે: 'અમો હિન્દુ છીએ, અમારામાં એક જ હિન્દુજાતિનું રક્ત અભિ-સરણ કરી રહ્યું છે અને જે કોઇ પણ મનુષ્ય પોતાને હિન્દુ નામથી ઓળખાવતો હોય તે કદાચિત્ જ્ઞાનહીન, દીન, નિરક્ષર, અજ્ઞાતકુલ-શીલ, જાતિહીન તથા જાતિભ્રષ્ટ હોય તોય અમારો સહોદર છે, અમારો બંધુ છે અને તેના કલ્યાણથી જ અમારું કલ્યાણ છે. સમસ્ત હિન્દુ માનવસમાજ અમારા બાલ્યકાલનું સંગોપનસ્થાન, અમાર યૌવનકાલનું આનંદવિહાર–ઉદ્યાન તથા અમારી વૃદ્ધાવસ્થાનું પવિત્ર એકાન્ત સ્થાન છે. હિન્દુઓની નિવાસભૂમિ તે જ અમારું ઉચ્ચતમ

સ્વર્ગ છે અને સમસ્ત હિન્દુજાતિની ઉન્નતિ તે જ અમારી ઉન્નતિ છે !' મારા હિન્દુ બાંધવો, પરમાત્માનાં ચરણોમાં અષ્ટૌપ્રહર એ જ અને એ જ અખંડ અભ્યર્થના કરતા રહો કે; 'હે વિશ્વેશ્વર, અમારા મનુષ્યત્વ-યુક્ત હિન્દુત્વને દૃઢ કરી દે અને અમારામાં એવી તો અદ્ભુતશક્તિ, વીરતા તથા નિર્ભયતાને ઉત્પન્ન કરીને સ્થિર કરી દે કે અન્ય જનો અમોને વીર પુરુષ કહીને ઓળખતા રહે, અમારા હૃદયમાંથી ભીરુતા પલાયન કરી જાય અને અમો વિધર્મીઓના આઘાતનાં ઉત્તર પ્રત્યા-ઘાતથી વાળીને હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને સુરક્ષિત રાખવાના સંગ્રામમમાં નિરંતર વિજયને મેળવતા રહીએ ! આત્મવંચના એ જ વિનાશ છે અને આત્મવિશ્વાસ એ જ વિજયશાલી જીવન છે એ રહસ્યનું નિમેષમાત્રને માટે પણ વિસ્મરણ ન થવા દેશો અને આત્માવલંબનથી જ ધર્મયુદ્ધમાં વિજયને પ્રાપ્ત કરતા રહેજો.

જો 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના પ્રસ્તુત: 'ગુરુ ગોવિન્દસિંહ' નામક ઐતિહાસિક ગ્રંથના પરિશીલનથી ગુર્જરભાષાભાષી પાઠકો તથા પાઠિકાઓનાં હૃદયમાં આવા પ્રકારના અભેદભાવયુક્ત વિશાલ હિન્દુત્વની જ્યોતિનો અંશમાત્ર પણ પ્રકાશ પડશે અને તેઓ હિન્દુ-ત્વરક્ષાના સત્યમાર્ગમાં અગ્રેસર થશે, તો એટલાથી જ અમો અમારા પરિશ્રમની સંપૂર્ણ સાર્થકતા થયેલી માનીશું.

'ગુજરાતી'ની 'સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન' નામક છેલ્લી ભેટમાં અમોએ પ્રસ્તુત પુસ્તક સંવત્ ૧૯૮૪ ના ફાલ્ગુન માસની રંગપંચમીને દિવસે પ્રકટ થશે એમ જણાવ્યું હતું; પરંતુ આ ગ્રન્થના લેખનમાટે જોઇતી ઇતિહાસસામગ્રીને મેળ-વવામાં કાંઇક વિશેષ દિવસ વીતી જવાથી અને ત્યાર પછી મારી પ્રકૃતિ અસ્વસ્થ થઇ જવાથી આ ગ્રંથ લગભગ ત્રણ માસ મોડો બહાર પડી શકયો છે તેમાટે અમો અમારાં ઉદારહૃદય પાઠકો તથા પાઠિકાઓની નમ્રતાપૂર્વક ક્ષમા માગીએ છીએ, અને હવે પછીનો દ્વિતીય ગ્રંથ યથાસમય પ્રકાશિત કરી શકાય એમાટે અમો યથા-શક્ય પ્રયત્ન કરી રહ્યા છીએ. પ્રસ્તુત ગ્રંથમાળાના અત્યાર સુધીમાં પાંચ સો સ્થાયી ગ્રાહક થઇ ચૂકયા છે એ જો કે અત્યારના સમ-

યમાં સંતોષકારક ઘટના છે, છતાં આ ગ્રંથમાળાના ગ્રંથો લગભગ પડતર કીમતથી જ આપવાની વ્યવસ્થા કરાયલી હોવાથી અને ગ્રંથના બાહ્યાંગને અંતરંગ પ્રમાણે જ સુંદર બનાવવામાં ખર્ચનો અમોએ લેશમાત્ર પણ વિચાર કરેલો ન હોવાથી જ્યાં સુધી આ ગ્રંથમાળાના ઓછામાં ઓછા બે હજાર સ્થાયી ગ્રાહક ન થઇ જાય ત્યાં સુધી તો ખોટ જ ભોગવવી પડે તેમ હોવાથી અમારી અમારા સ્થાયી ગ્રાહકોને એટલી જ પ્રાર્થના છે કે તેમણે અવશ્ય બબ્બે સ્થાયી ગ્રાહકો વધારી આપીને હિન્દુત્વરક્ષાના અમારા આ નિઃસ્વાર્થ કાર્યમાં યોગ્ય સહાયતા આપવી, એથી વિશેષ અમો અન્ય કશી પણ સહાયતા નથી માગતા. ધનાઢ્ય હિન્દુ ગૃહસ્થોને અમારી એટલી જ સૂચના છે કે જો તેઓ આ ગ્રંથમાળાના પ્રત્યેક ગ્રંથની પચીસ, પચાસ કે સો નકલ યથાશક્તિ ખરીદીને એ ગ્રંથોનો પોતાના આત્મીય જનો, મિત્રો, પોતાની જાતિસંસ્થાઓ તથા ગ્રંથાલયોમાં પ્રચાર કરવાની ઉદારતા દર્શાવે, તો તેથી તેઓ, 'એક પંથ ને દો કાજ' પ્રમાણે અમારા સહાયક થવાના શ્રેયને પ્રાપ્ત કરવા સાથે હિન્દુત્વરક્ષાના શ્રેયને પણ પ્રાપ્ત કરી શકશે અને તેમના ધનનો સુમાર્ગમાં વ્યય થશે. પરંતુ જો આ વાત તેમને ગળે ઊતરે તો ! આવી જ રીતે જો ધારે, તો કચ્છ તથા કાઠિયાવાડ તેમ જ ગુજરાતના હિન્દુ રાજા, મહારાજા, ગામધણી તથા જાગીરદારો પણ આ ગ્રંથમાળાને સંપૂર્ણ સહાયતા આપી શકે તેમ છે; સવાલ એટલો જ છે કે તેમને આ કાર્યમાં સહાયતા આપવાનો ઘૂંટડો ગળે ઊતરવો જોઇએ.

આ ગ્રંથલેખનના કાર્યમાં ભિન્નભિન્ન ભાષાઓના જે અનેક ઐતિહાસિક ગ્રંથોની સહાયતા લેવામાં આવી છે તે ગ્રંથોની સૂચી જૂદી આપેલી છે એટલે તે ગ્રંથોના સદ્‌ગત તથા વિદ્યમાન સમસ્ત લેખકોનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો એ મારું સર્વથી પ્રથમ કર્તવ્ય છે અને તેથી અહીં તે સમસ્ત લેખકોનો હું અંતઃકરણપૂર્વક એકત્ર ઉપકાર માની લઉં છું.

પ્રસ્તુત ગ્રંથ બહુ જ વ્યાજબી, બલ્કે કાંઇક ઓછા ભાવથી, તથા વખતસર છાપી આપવામાટે મારે મારા શેઠ તથા 'ગુજના ન્યૂસ પ્રિન્ટિંગ પ્રેસના માલિક રા. મણિલાલ ઇચ્છારામ બી.એ.નો અવશ્ય અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો જ જોઇએ

આ ગ્રંથમાંનાં ચિત્રો તથા બ્લૉકો પરિશ્રમપૂર્વક તથા લક્ષતૈયાર કરાવી આપવામાટે તેમ જ કેટલાક યોગ્ય પરામર્શ વામાટે મારા પચ્ચીસ વર્ષના જૂના મિત્ર તથા "ગુજરાતી"ની સના સુયોગ્ય મેનેજર રા. રમણિકલાલ અમૃતરાય મેહતાનો હું સંપૂર્ણ ઋણી છું. એમની સહાયતાથી મારો કેટલોક પરિશ્રમ ય ન્યૂન થઈ ગયો છે અને મારું કાર્ય સરળ થઈ શકયું છે.

અંતે જે પરમકૃપાળુ પરમદયાધન પરમાત્માની કૃપાથી 'હિન્દુગ્રંથમાળા'ના આ પ્રથમ પુસ્તકનું આજે નિર્વિઘ્ન પ્રકાશન થઇ છે તે પરમાત્માપ્રતિ કૃતજ્ઞતા દર્શાવીને અને તે પરમાત્માનાં ામાં 'હિન્દુગૌરવગ્રંથમાળા'ને ચિરંજીવિની, વિજયશાલિની તથા હૃદયહારિણી કરવાની વારંવાર પ્રાર્થના કરીને હું અહીં જ ાવાની આજ્ઞા ઇચ્છું છું.

મુંબઈ
મી મે ૧૯૨૮,
ગુરુવાર

હિન્દુધર્મ તથા હિન્દુજાતિનો દીન સેવક
**ઠક્કુર નારાયણ વિસનજી**
ગ્રંથકાર



પ્રસ્તુત 'ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્' નામક ઐતિહાસિક જીવનકથામાં જે ઐતિહાસિક તથા અન્ય ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે તે ગ્રંથોની

# સૂચી

## અંગ્રેજી ગ્રંથો


1. A History of the Sikhs, by Joseph Devey Cunnigham. Oxford University Press, 1918.

2. Later Mughals, by William Irvine, I. C. S. (ret.), Vol. I. Published by S. C. Sarkar, Calcutta.

3. The Oxford History of India, by Vincent A. Smith, C. I. E.

4. The Transformation of Sikhism, by Dr. Gokulchand M. A., Ph. D., Bar-at-Law.

5. History of Aurangzeb, Vol III., by Jadunath Sarkar, M. A., Published by M. C. Sarkar & Sons, Calcutta, 1916.

6. A History of India, by Mahamahopadhyaya Hara Prasad Sastri, M. A.

7. Sikh Religion, by Macauliffe.

8. English Translation of Dabistan-ul-mazahib, by Troyer and Shed, Published in Oriental Translation Fund, old Series.

9. India of Aurangzeb, by Jadunath Sarkar, M. A., Published by M. C. Sarkar & Sons, Calcutta.

10. An Oriental Biographical Dictionary, by Thomas William Beale. (A New Edition Revised and Enlarged) 1894.

11. History of the Sikhs, by W. L. M'gregor.

12. History of the Panjab from the Remotest Antiquity to the Present Time, by Saiyad Muhammad Latif.

13. Origin of the Sikhs, by H. T. Princep.

14. Anecdotes from Sikh History.

15. Panjab Rajas and Punjab Chiefs, by Sir Lepel Griffin, K. C. S. I.

16. The Land of the Five Rivers, by Hugh Kennedy Trevaskis. I. C. S. (1928).

## ગુરુમુખી ગ્રંથો

૧ ગુરુ નાનકદેવકૃત 'જપજી સાહબ.'

૨ ગુરુ ગોવિન્દસિંહજી કૃત 'વિચિત્ર નાટક.'

૩ 'બન્દા બહાદુર' ખાલસા એજન્સી, અમૃતસર.

## હિન્દી ગ્રંથો

૧ સિખ્ખોંકા પરિવર્તન (માન્યવર ગોકુલચન્દ એમ.એ., પી.એચ્., ડી. બાર-ઍટ-લૉ કૃત. 'The Transformation of Sikhism,' નામક અંગ્રેજી ગ્રન્થનો સ્વામી સોમેશ્વરાનંદ બી.એ. કૃત હિન્દી અનુવાદ).

૨ નંદકુમારદેવ શર્મ્માકૃત 'સિખ્ખોંકા ઉત્થાન ઔર પતન.'

૩ વેણીપ્રસાદકૃત 'ગુરુ ગોવિન્દસિંહ.'

૪ પંડિત જ્વાલાદત્ત શર્મ્માકૃત 'સિખ્ખોંકે દશ ગુરુ.'

૫ નિર્મલા સાધુ શ્રી ગોવિન્દસિંહજી કૃત 'ઇતિહાસ ગુરુ ખાલસા' (સિખ્ખોંકા ઇતિહાસ.)

૬ ભાઈ પરમાનન્દ એમ.એ. કૃત 'વીર વૈરાગી.'

૭ આનન્દકિશોર મહતાકૃત 'ગુરુ ગોવિન્દસિંહ.'

૮ શ્રીયુત ધર્મપાલજી બી.એ. કૃત 'વિષલતા'[1] પ્રથમ ભાગ.

## બંગાળી ગ્રંથો.

૧ વસન્તકુમાર બંદોપાધ્યાયકૃત 'ગુરુ ગોવિન્દસિંહ.'

૨ શ્રી શરત્કુમાર રાયપ્રણીત 'સિખ્ખ ગુરુ ઓ સિખ્ખજાતિ.'

૩ બાબૂ રજનીકાંત ગુપ્તકૃત 'આર્યકીર્તિ.'

## મરાઠી ગ્રંથ

૧ શ્રી ગણેશ દામોદર સાવરકરકૃત 'વીર વૈરાગી' નામક હિન્દી ગ્રંથનો મરાઠી અનુવાદ 'વીર વૈરાગી.'

---

૧ આ ગ્રંથ હિન્દુ થયેલા ભૂતપૂર્વ મુસલમાન અબ્દુલગફૂર બી.એ. કૃત 'નખ્લે ઇસ્લામ' નામક ઉર્દુ ગ્રંથનો હિન્દી અનુવાદ છે. એ ગ્રંથકારનું ધર્મપાલ નામ હિન્દુધર્મને સ્વીકારી હિન્દુ થયા પછીનું છે. આ ગ્રંથની હિન્દી ભાષામાં બે ત્રણ આવૃત્તિઓ પ્રકાશિત થઈ ગઈ છે.

# અનુક્રમણિકા

—⁂—







ધુરંધર ધર્મસમ્રાટ્ ગુરુ ગોવિન્દસિંહજી
અવતાર: સંવત ૧૭૧૯ પોષ માસ
સ્વર્ગવિહાર: સંવત્ ૧૭૬૫

ॐ तत्सत्परमात्मने नमः

# ગુરુ ગોવિન્દસિંહ

અથવા

# ધુરંધર ધર્મસમ્રાટ્

## પ્રકરણ ૧ લું

### બ્રાહ્મણોનો આર્તનાદ

"What mighty magic can assuage
A woman's envy and a bigot's rage?"

Granville. *The Progress of Beauty, line* 161.

વિક્રમ સંવત્ ૧૭૩૦ (ઇ. સ. ૧૬૭૪)ના વૈશાખ માસના એક રમણીય સંધ્યાકાળે પંજાબના આનંદપુર નામક ગ્રામમાંના પોતાના ગુરુદ્વારામાં જેમને સિખ્ખધર્મના અનુયાયી સિખ્ખો 'સચ્ચા બાદશાહ'ના ગૌરવદર્શક નામથી ઓળખતા હતા અને જેની યોગ્યતા, ઉદારતા તથા વીરતા વસ્તુતઃ બાદશાહ કરતાં પણ અત્યંત અધિક હતી તે પચાસ વર્ષના વયમાં વિહરતા હોવા છતાં પાંત્રીસ વર્ષના વયના દેખાતા મહાતેજસ્વી તથા સૌમ્યમૂર્તિ ગુરુ તેગબહાદુર પોતાના ધર્માસનપર વિરાજેલા હતા અને તેમના સમક્ષ ભૂમિપર બેઠેલા ધર્મજિજ્ઞાસુ સિખ્ખ સમુદાયને સિખ્ખધર્મનું રહસ્ય સમજાવી રહ્યા હતા. એવામાં ગુરુદ્વારાનો દ્વારપાલ સિખ્ખ ત્યાં આવી લાગ્યો અને ગુરુને યથાવિધિ નમસ્કાર કરીને કહેવા લાગ્યો કેઃ—

"ગુરુદેવ, બહાર કાશ્મીરદેશવાસી શતાવધિ બ્રાહ્મણોનો સમુદાય આવી લાગ્યો છે અને તે બ્રાહ્મણો આપ સમક્ષ આવવાની અનુમતિ માંગી રહ્યા છે."

"આ ગુરુમંદિરનાં દ્વાર સર્વ હિન્દુઓમાટે દિવસ તથા રાત્રિ ખુલ્લાં હોવા છતાં એ ભૂદેવો મારા સમક્ષ આવવામાટે મારી અનુમતિ માંગી રહ્યા છે તેનું કાંઈ કારણ?" ગુરુ તેગબહાદુરે ગંભીરતાથી પૂછ્યું.

"કારણ હું નથી જાણતો. તેઓ કદાચિત્ અહીંના નિયમને નહિ જાણતા હોય. તેમણે આપની અનુમતિ લાવવાનું કહ્યું અને હું આપ સમક્ષ આવીને ઊભો રહ્યો." દ્વારપાલે વિનયપૂર્વક ઉત્તર આપ્યો.

"જા, અને તેમને અત્યંત માન તથા આદરપૂર્વક અહીં લઇ આવ." ગુરુએ આજ્ઞા આપી દીધી. દ્વારપાલ મસ્તક નમાવીને ચાલતો થયો.

થોડી વારમાં જ બ્રાહ્મણોનો સમુદાય ત્યાં આવી લાગ્યો, ગુરુએ પોતાના આસનપરથી ઊઠીને તેમનો સત્કાર કર્યો અને તેમને ગાલીચા પર આદરપૂર્વક બેસાડીને વિનયસહિત જિજ્ઞાસા દર્શાવી કે: "પૂજ્ય ભૂદેવો, આ દાસની પર્ણકુટીને પોતાની ચરણધૂલિથી પવિત્ર કરવાનો પરિશ્રમ શા કારણથી લેવો પડ્યો છે તે કૃપા કરીને દર્શાવશો? આ શરીર પાસેથી આપ જે સેવાની ઇચ્છા ધરાવતા હો તે ઇચ્છાને કોઇ પણ પ્રકારના સંકોચ વિના વ્યક્ત કરી દ્યો."

"કૃપાસિંધો, અમો કાશ્મીરનિવાસી બ્રાહ્મણો છીએ, બાદશાહ ઔરંગઝેબના અસહ્ય ધાર્મિક અત્યાચારોથી પીડિત થઇને અહીં નાસી આવ્યા છીએ અને શતદ્રુના તીરપ્રાંતમાં પડાવ નાખીને પડ્યા છીએ. કરુણાનિધાન, અત્યારના સમયમાં ગૌ તથા બ્રાહ્મણજાતિ, કિંબહુના સમસ્ત હિંદુજાતિ મહાસંકટમાં આવી પડી છે; અત્યારે ગૌ તથા હિંદુજાતિપર જે અત્યાચારો મુસલ્માનો દ્વારા થઇ રહ્યા છે, તે અસહ્ય તથા અશ્રુતપૂર્વ છે; હવે એ ધાર્મિક અત્યાચારો અમારાથી સહન નથી કરી શકાતા, અને તેથી જ અમો અમારા સંકટને નિવારવાની

પ્રાર્થના કરવામાટે અથવા અમારા ઉદ્ધારની ભિક્ષા માંગવામાટે ભિક્ષુક તરીકે આપ સમર્થ પુરુષના દ્વારમાં આવીને ઉભા છીએ." તે અત્યાચારપીડિત બ્રાહ્મણોના અગ્રેસર કરુણાશંકર નામક એક વયોવૃદ્ધ બ્રાહ્મણે કરુણાજનક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

એક અન્ય પ્રૌઢવયસ્ક બ્રાહ્મણ કહેવા લાગ્યો કે: "દયાનિધે, અત્યારે ધર્માન્ધ ઔરંગજેબ બાદશાહના પાપાગ્નિની જ્વાલા આકાશગામિની થવાની ચેષ્ટા કરી રહી છે. સહસ્રાવધિ હિન્દુઓ એ પાપાગ્નિની જ્વાલામાં પડીને નિત્ય ભસ્મીભૂત થઇ રહ્યા છે. આ બાદશાહના રાજત્વકાળમાં હિન્દુઓપર જેવા અત્યાચારો કરાયલા છે અને કરાય છે તેવા અત્યાચારો કદાચિત્ અલાઉદ્દીન ખૂનીના સમયમાં પણ હિંદુજાતિપર નહિ કરવામાં આવ્યા હોય. જે હિન્દુઓ પોતાના પરમપવિત્ર તથા પરમસનાતન વૈદિક હિન્દુધર્મને ત્યજીને ઇસ્લામને પોતાના ધર્મ તરીકે નથી સ્વીકારતા અને હિન્દુ મટીને મુસલ્માન નથી થતા તે હિન્દુઓને બકરાં તથા ઘેંઢાં પ્રમાણે નિર્દયતાથી રેંસી નાખવામાં આવે છે, કુરાનની શિક્ષા તલ્વાર દ્વારા જ આપવામાં આવે છે અને તેથી અત્યારે અમારા દેશના હિન્દુઓ તો આ કષ્ટમય જીવન કરતાં મૃત્યુને જ અધિક સુખકર માનીને મૃત્યુની જ પ્રતીક્ષા કરતા રહે છે. ઔરંગજેબના ધાર્મિક અત્યાચારો નિર્દયતા તથા પાશવવૃત્તિની અંતિમ સીમાનું પણ ઉલ્લંઘન કરી ગયા છે."

"ધર્માધાર, મારા પુત્રને તથા મારી પુત્રવધૂને શ્રીનગરમાં બળાત્કારે મુસલ્માન બનાવવામાં આવ્યાં છે અને હું વૃદ્ધ તથા અશક્ત હોવા છતાં મારા હિન્દુત્વની રક્ષામાટે અહીં પલાયન કરી આવ્યો છું." એક વૃદ્ધ બ્રાહ્મણે પોતાની કર્મકથા સંભળાવી અને એ શબ્દો ઉચ્ચારતાં તેનાં નેત્રોમાંથી અશ્રુધારાનું અસ્ખલિત વહન થવા લાગ્યું.

"હવે અમારા પ્રાણની અને પ્રાણો કરતાં પણ અધિક હિન્દુત્વની રક્ષા આપ વિના અન્ય કોઇ પણ કરી શકે તેમ ન હોવાથી અમો આપના શરણમાં આવી પડ્યા છીએ અને અમારી એ જ એકમાત્ર પ્રાર્થના છે કે 'ત્રાહિ મામ્, ત્રાહિ મામ્, ત્રાહિ મામ્'.

જો અહીં અમારી રક્ષા નહિ થાય, તો અન્યત્ર ક્યાંય અમારી રક્ષા નથી થવાની.” કરુણાશંકર આ ઉદ્ગારો કાઢતો ગુરુ તેગબહાદુરનાં ચરણોમાં પડી ગયો.

ગુરુ તેગબહાદુર તે વૃદ્ધ બ્રાહ્મણને ઊઠાડીને આશ્વાસક ભાવથી કહેવા લાગ્યા કે: “ભૂદેવ, તમો અમારા પૂજ્ય હોવા છતાં મારાં ચરણોમાં પડીને મને પાતકના ભારથી દબાવો એ યોગ્ય ન કહેવાય. જે કાંઇ થાય છે તે અકાલ પુરુષની ઇચ્છાથી જ થાય છે. નિદ્રાધીન હિન્દુજાતિને જાગ્રત કરવામાટે મુસલ્માનોના હસ્તથી હિન્દુઓપર આ અત્યાચારો પણ અકાલ પુરુષની ઇચ્છાથી જ થાય છે અને જાગ્રત થયેલી હિન્દુજાતિના હસ્તથી મુસલ્માનોના એ અત્યાચારોનો ભયંકર પ્રતિકાર પણ અકાલ પુરુષની ઇચ્છાથી જ થવાનો છે. આ હિન્દુજાતિના સત્ત્વની પરીક્ષાનો સમય હોવાથી આટલી સીમા પર્યન્ત ભયભીત, નિરાશ તથા નિરુત્સાહ થઈ જવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, પુરુષની ધર્મનિષ્ઠા, ધૈર્યશીલતા, દઢતા તથા નિર્ભયતાની, મિત્રોની મૈત્રીની તથા પત્નીની પતિનિષ્ઠાની પરીક્ષા આવી આપત્તિની વેળામાં જ થતી રહે છે.”

એ વેળાયે જેમની અવસ્થા કેવળ સોળ વર્ષની જ હતી અને જેમના ભાગ્યમાં વિધાતા પુરુષે હિન્દુજાતિની રક્ષા કરવાના લેખ પ્રથમથી જ લખી રાખ્યા હતા તે હિન્દુધર્મ તથા હિન્દુજાતિના ભાવી રક્ષક તથા યવનમદમારક મહાતેજસ્વી ગોવિન્દસિંહજી, ગુરુ તેગબહાદુરના કુલદીપક પુત્ર તથા ઉત્તરાધિકારી, અચાનક ત્યાં આવી લાગ્યા અને પોતાના પૂજ્ય પિતાજી તથા બ્રાહ્મણસમાજને નમસ્કાર કરીને પોતાના પિતાના આસન પાસે બેસી ગયા.

વૃદ્ધ બ્રાહ્મણ કરુણાશંકર કહેવા લાગ્યો કે: “દીનબંધો, આવા સંકટના સમયમાં મહાત્માઓ જ સંસારની રક્ષા કરતા આવ્યા છે અને આપ સમર્થ મહાત્મા હોવાથી આ પાપના ભારથી ભૂમિને મુક્ત કરવાનો ભાર હવે આપના શિરપર જ રહેલો છે; કારણ કે, અત્યારે હિન્દુઓપર ઘોરતમ અત્યાચારો તથા અન્યાયો થઇ રહ્યા છે. બાદ-

શાહ નિત્ય હિન્દુઓનાં સવામણ યજ્ઞોપવીતો ઊતરાવીને અને શતાવધિ હિન્દુઓને મુસલ્માન બનાવીને જ ભોજન કરે છે, એટલે હવે જો આ આતતાયીઓના અત્યાચારોને અટકાવવાના કાર્યમાં વિલંબ કરવામાં આવશે અને બે પાંચ વર્ષ આવી જ સ્થિતિ અવિચલ રહેશે, તો ભારતવર્ષની હિન્દુજાતિ રસાતલમાં પહોંચીને નામશેષ થઇ જશે એ સર્વથા નિઃસંશય હોવાથી હવે આ કાર્યમાં એક પળમાત્રનો વિલંબ પણ મહાવિઘાતક છે. પછી તો જેવી આપ મહાનુભાવની ઇચ્છા."

ગુરુ તેગબહાદુર વિચારમગ્ન થઇ ગયા અને કેટલોક વિચાર કર્યા પછી ગંભીર ભાવથી કહેવા લાગ્યા કે: "હિન્દુધર્મ તથા હિન્દુજાતિની અત્યારની ભયાનક પરિસ્થિતિનો વિચાર કરતાં મને તો એમ જ જણાય છે કે હવે ધર્મબલિદાનનો સમય આવી લાગ્યો છે; કારણ કે, હિન્દુજાતિનો કોઇ પરમપૂજ્ય તથા પ્રખ્યાત પુરુષ જ્યારે ધર્મયજ્ઞમાં પોતાના જીવનનું બલિદાન આપી દેશે ત્યારે જ હિન્દુજાતિના હૃદયમાં એક પ્રકારના નવજીવન અથવા અગમ્ય ઉત્સાહનો આવિર્ભાવ થશે અને હિન્દુજાતિનો તે નવીન ઉત્સાહ આ અત્યાચારોના મૂલસ્વરૂપ મુસ્લિમ સામ્રાજ્ય નામક કંટકપૂર્ણ વૃક્ષનું નિર્મૂલન કરી નાખશે. સારાંશ કે, બલિદાન જ આ મુસ્લિમ અત્યાચારના વિનાશનો એકમાત્ર ઉપાય હોવાથી મારો તમોને એ જ ઉપદેશ છે કે તમોને જે વસ્તુ અત્યંત પૂજ્ય તથા પ્રિય ભાસતી હોય તે વસ્તુનું આનંદપૂર્વક બલિદાન આપી દ્યો એટલે મુસલ્માનોના આ પિશાચતુલ્ય ધાર્મિક અત્યાચારોનો પોતાની મેળે જ અલ્પ કાલમાં અંત આવી જશે."

બ્રાહ્મણો તો ગુરુ તેગબહાદુરના આ વિલક્ષણ પ્રસ્તાવને સાંભળી મૌનનું અવલંબન કરીને બેસી રહ્યા; પરંતુ ગુરુપુત્ર ગોવિન્દસિંહજી ઊઠીને ઊભા થઇ ગયા અને ઉત્તેજિત હૃદયથી ઓજસ્વિતાપૂર્વક કહેવા લાગ્યા કે: "પૂજ્ય પિતાજી, અમારી માન્યતા અનુસાર તો આ વિશ્વમાં અન્ય એવી કોઇ પણ વસ્તુ છે જ નહિ કે જે અમોને આપ સમાન પૂજ્ય તથા પ્રિય ભાસતી હોય; અર્થાત્ અમારી એકમાત્ર પૂજ્ય તથા પ્રિય વસ્તુ આપ અને આપ જ છો."

દૂરદર્શી નવયુવક ગોવિન્દસિંહજીએ આવી રીતે હિન્દુજાતિ, હિન્દુધર્મ તથા જનની જન્મભૂમિની રક્ષામાટે પોતાના જન્મદાતા

પિતાના બલિદાનના પ્રસ્તાવને રજૂ કરી દીધો અને તેમના એ પ્રસ્તાવને સાંભળી સર્વ સિખ્ખો તથા બ્રાહ્મણો આશ્ચર્યસ્તંભિત થઇને મૌનાવલંબનપૂર્વક નિર્નિમેષ દૃષ્ટિથી તેમના મુખમંડળને જોઈ રહ્યા.

ગુરુ તેગબહાદુર પોતે પણ પોતાના ભાવી વિજેતા કુલદીપકના આ શબ્દો સાંભળીને આશ્ચર્યચકિત થઇ ગયા અને થોડી વાર પછી શાંત ભાવથી કહેવા લાગ્યા કેઃ "પૂજ્ય બ્રાહ્મણદેવતાઓ, તમો દિલ્હી જઇને બાદશાહ આલમગીરને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દ્યો કેઃ 'અમો દીન બ્રાહ્મણોપર આટલા બધા અત્યાચારો શામાટે કરી રહ્યા છો ? પંજાબમાં ગુરુ તેગબહાદુર ધર્મના આસનપર વિરાજમાન હોવાથી પ્રથમ તેમને મુસલ્માન બનાવો એટલે પછી અમો અમારી ઇચ્છાથી જ ઇસ્લામને સ્વીકારી લઇશું અને તેમના લક્ષાવધિ શિષ્યો પણ અનાયાસ મુસલ્માન થઈ જશે.' તમારે હવે જે કાર્ય કરવાનું છે તે આટલું જ છે."

ગુરુ તેગબહાદુર 'હું આ સાહસ કરીને મારા મૃત્યુને જ નિમંત્રણ આપી રહ્યો છું' એ રહસ્યને સારી રીતે જાણતા હતા; છતાં પણ તેઓ સાહસ કરવાને કટિબદ્ધ થઈ ગયા હતા તેનું કારણ એ જ હતું કે 'હવે આત્મબલિદાન વિના હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષાનો અન્ય કોઇ ઉપાય છે જ નહિ,' એવી તેમની દૃઢ માન્યતા થઈ ગઈ હતી અને તે સમયની પરિસ્થિતિને જોતાં તેમની એ માન્યતા સર્વથા સત્ય તથા વાસ્તવિક હતી.

"પરંતુ, ગુરુદેવ, આથી તો પ્રથમથી જ આપના વિનાશની પ્રતીક્ષા કરી રહેલો ધર્મોન્મત્ત ઔરંગજેબ વધારે છંછેડાશે અને અવશ્ય આપના શિરપર સંકટની કોઈ નવીન વૃષ્ટિ વર્ષાવશે." એક સિખ્ખે આ શબ્દો ઉચ્ચારીને માર્મિકતાથી ગુરુદેવને એ સાહસથી પરાવૃત્ત કરવાનો પ્રયત્ન કર્યો.

"કદાચિત્ ધર્મોન્મત્ત ઔરંગજેબ મારો શિરચ્છેદ કરાવી નાખે, તો પણ શી ચિંતા છે ? મારા મૃત્યુનો નિશ્ચય કરી લીધા પછી જ હું આ સાહસના માર્ગમાં પદાર્પણ કરી રહ્યો છું." આવી રીતે તે સિખ્ખને ઉત્તર આપીને ગુરુ તેગબહાદુરે તે બ્રાહ્મણોને કહ્યું કેઃ "ભૂદેવો, જો

મારા વચનમાં તમારો વિશ્વાસ હોય, તો મારી સૂચના પ્રમાણે દિલ્લી જાઓ અને મારા કહેલા શબ્દો ઔરંગજેબને કહી સંભળાવો."

"ધન્ય છે આપ જેવા મહાત્મા મહાપુરુષોને કે જેઓ પોતાના ધર્મ તથા પોતાની જાતિના ઉદ્ધારમાટે પોતાના પ્રાણની આહુતિ આપી દેવાને આવી રીતે નિરંતર તત્પર રહ્યા કરે છે. આપનું તથા આપના પરિવારનું શાશ્વત કલ્યાણ થાઓ." તેગબહાદુરને આવી રીતે અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપીને કાશ્મીરના અત્યાચારપીડિત બ્રાહ્મણો ત્યાંથી વિદાય થવામાટે ઊઠ્યા.

પરંતુ ગુરુ તેગબહાદુરે કહ્યું કેઃ "બ્રાહ્મણદેવતાઓ, તમો મારે આંગણે આવ્યા છો, તો આજે અને આવતી કાલે અમારા આતિથ્યને સ્વીકારવાની કૃપા દર્શાવો અને પરમ દિવસના પ્રભાતમાં પ્રયાણ કરી જજો; કારણ કે, હવે પછી ભવિષ્યમાં આ શરીરને આપના આદર સત્કારનો અવસર પ્રાપ્ત થઈ શકશે કે કેમ, એ સર્વથા અનિશ્ચિત છે."

ગુરુ તેગબહાદુરના આગ્રહથી બ્રાહ્મણો તેમના અતિથિ તરીકે ગુરુદ્વારામાં બે દિવસ રહ્યા અને ત્યાં કોઈ રાજા અથવા મહારાજાના રાજમહાલયમાં થતા અતિથિસત્કાર પ્રમાણે તેમનો સત્કાર કરવામાં આવ્યો. તેમને ત્રીજે દિવસે પ્રભાતમાં જમાડી એક એક સુવર્ણમુદ્રા દક્ષિણા તરીકે આપીને ગુરુ તેગબહાદુરે પ્રયાણની અનુમતિ આપી દીધી અને તેઓ ગુરુના શિરપર શુભ આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવતા તથા ગુરુના નામનો જયનાદ કરતા આનન્દપુરમાંથી દિલ્લી જવામાટે વિદાય થઈગયા.

બ્રાહ્મણોને વિદાય કર્યા પછી ગુરુ તેગબહાદુર તે જ દિવસથી પોતાના ગુરુપદ તથા પોતાના પરિવારની અત્યંત આવશ્યક ભાવિ વ્યવસ્થા કરી રાખવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયા.

અહીં કદાચિત્ અમારાં કેટલાંક પાઠકો તથા પાઠિકાઓના મનમાં એવી શંકા ઉદ્ભવવાનો સંભવ છે કે તે સમયની હિન્દુઓની પરિસ્થિતિ એટલી સીમા પર્યન્ત ભયાનક હતી અને અનુકૂલ પરિસ્થિતિને ઉત્પન્ન કરવા માટેનો કોઈ હિન્દુ મહાપુરુષના જીવનબલિદાન વિના અન્ય કોઈ ઉપાય હતો જ નહિ? એ શંકાના સમાધાનમાટે અથવા એ સંશયના નિવારણમાટે અમો પ્રથમ અમારાં પાઠકો

તથા પાઠિકાઓને મુસ્લિમ બાદશાહોના તે સમયના ધાર્મિક અત્યાચારો તથા હિન્દુઓની તાત્કાલિક મહાભયાનક પરિસ્થિતિનો તેમ જ ગુરુ તેગબહાદુરના પૂર્વજીવનનો સંક્ષિપ્ત પરિચય કરાવીશું અને ત્યાર પછી જ કથાના અનુસંધાનમાં અગ્રગામી થઇશું.

આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના સમયમાં જેને યોગ્ય વ્યવસ્થાના નામથી ઓળખી શકાય તેવી કોઈ પણ રાજ્યવ્યવસ્થા હતી જ નહિ. દિલ્લીના મુગલ અથવા મુસલ્માન બાદશાહની ઇચ્છા એ જ સમસ્ત દેશનો એકમાત્ર રાજનિયમ હતો અને દેશના શાસકો તથા ઉપશાસકો પણ 'यद्यदाचरति श्रेष्ठ स्तत्तदेवेतरो जनः' એ ત્રિકાલાબાધ્ય પ્રણાલિકા અનુસાર બાદશાહના વર્તનનું જ અનુસરણ કરતા હતા. સર્વ ન્યાયમંદિરો લાંચ અથવા રિશ્વત લેવાનાં કેન્દ્રસ્થળો અને કેવળ અત્યાચાર તથા લૂટમારનાં આશ્રયસ્થાનો હતાં એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. જો કોઈ મનુષ્ય શહનશાહત અથવા રાજ્ય વિરુદ્ધ કાંઈ અપરાધ કરી બેસે, તો તેની સાથે નામમાત્રને માટે પણ ન્યાયથી વર્તવાની ઉદારતા દર્શાવવામાં આવતી ન હોતી અને શાસન સર્વથા નિષ્ઠુર તથા સ્વેચ્છાચારી હતું. તલ્વારના બળથી અને શિશોદિયાને રાઠોડ સાથે, શિશોદિયા તથા રાઠોડોને સવાઇઓ સાથે અથવા તો એ ત્રણેને મરાઠાઓ વિરુદ્ધ રણભૂમિમાં ઊભા કરી દઇને તે સમયના મુસ્લિમ વરિષ્ઠ શાસનના શકટને ચલાવવામાં આવતું હતું. મુસ્લિમ રાજપદ્ધતિના એ સ્વાભાવિક દોષો તથા નૈસર્ગિક દુર્ગુણોને ધર્મોન્મત્ત બાદશાહ આલમગીર અથવા ઔરંગજેબના અંધ પક્ષપાત તથા ધર્મોન્માદે તો વળી એટલા બધા વધારી દીધા હતા કે જેની કાંઈ સીમા જ રહી ન હોતી. મુસ્લિમ સામ્રાજ્યસત્તાએ હિન્દુઓને કોઇ પણ પ્રકારની સહાયતા ન આપવાની તેમ જ હિન્દુઓનું રક્ષણ તથા પાલન ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી હતી, સમસ્ત સરકારી દફતરોના દરવાજા હિન્દુઓના પ્રવેશમાટે સદાને માટે બંધ કરી દેવામાં આવ્યા હતા, પ્રત્યેક હિન્દુપર જજિયા નામનો ગુલામી કર લગાડી દેવામાં આવ્યો હતો, હિન્દુઓને પાલખીમાં બેસીને તેમ જ અરબી ઘોડાપર સવાર થઇને બહાર

નીકળવાની સખ્ત મનાઇ સંભળાવી દેવામાં આવી હતી, હિન્દુઓનાં પવિત્ર દેવમંદિરોને અપવિત્ર કરવાનો તથા તોડીને ધરાશાયી કરી નાખવાનો વ્યવસાય અષ્ટૌપ્રહર ચાલ્યા કરતો હતો અને હિન્દુઓને તેમનાં યજ્ઞોપવીતોને તોડી નાખીને તલ્વારના જોરથી બળાત્કારે મુસલ્માન બનાવવામાં આવતા હતા. આજથી આઠ સો વર્ષ પૂર્વે થઇ ગયેલા શેખ નિજ઼ામુદ્દીન ગંજવીએ પોતાના પયગંબર હજ઼રત મહમદ સાહબની તારીફ઼ કરતાં એમ લખ્યું હતું કેઃ "(હઝરત મહમદ પયગંબર એક મહાસાગર હતા) હું તે મહાસાગરના સંબંધમાં શું કહું કે જેઓ વર્ષી પડનાર મેઘ સમાન હતા. જેમના એક હાથમાં ગૌહર (અર્થાત્ કુરાન) હતું અને એક હાથમાં તલ્વાર હતી. ગૌહર (કુરાન)વડે તેમણે સંસારને સુધાર્યો (અને) તલ્વારવડે ન્યાય તથા ધર્મ(ના પ્રચાર)ની ઇચ્છા કરી."[૧] સારાંશ કે, જો શેખ નિજ઼ામુદ્દીન ગંજવીના કથન અનુસાર હજ઼રત મહમદ પયગંબરે તલ્વારના બળથી જ ન્યાય તથા ધર્મના પ્રચારની ઇચ્છા કરી હોય, તો બાદશાહ ઔરંગજ઼ેબ પણ પોતાના પયગંબર સાહબ પ્રમાણે તલ્વારના બળથી જ ન્યાય તથા ધર્મના પ્રચારની ઇચ્છા અથવા ચેષ્ટા કરી રહ્યો હતો એમ કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી શકાય તેમ છે. 'તલ્વાર અને કુરાન' એ જ ઔરંગજ઼ેબની રાજનીતિ તથા ધર્મનીતિ હતી. અને તેની એ ભયંકર નીતિએ ધર્મપ્રાણ હિન્દુજાતિના હૃદયમાં અસંતોષની મહાભયંકર જ્વાલા પ્રકટાવી દીધી હતી. હિન્દુજાતિનો એ અસંતોષ એટલી સીમાપર્યન્ત વધી ગયો હતો કે અંતે હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે પંજાબના સિખ્ખ ધર્માચાર્યોને પણ હસ્તમાં શાસ્ત્રને બદલે શસ્ત્રને ધારણ કરવાની ફ઼રજ પડી હતી અને હિન્દુઓ નિરંતર મુસ્લિમ રાજસત્તાના એ અત્યાચારો તથા અન્યાયોનો અંત કરી

---

૧ "મુહીતે ચિ ગોયમ્ ચિ બારિન્દા મેગ઼;<br>
બયક્દસ્ત ગૌહર, બયક્દસ્ત તેગ઼;<br>
બગૌહર જહાં હો બયા રાસ્તા;<br>
બતેગ઼ અજ જહાં દાદો દીં ખ્વાસ્તા."<br>
શેખ નિજ઼ામુદ્દીન ગંજવી

નાખવાના વિચારોમાં જ તલ્લીન રહ્યા કરતા હતા. તે સમયના શાસકોમાં પણ ઐક્ય અથવા સંગઠનનો અભાવ હતો. પોતાના પિતાને કારાગૃહમાં નાખીને શહનશાહતને મેળવનાર તથા પોતાના બંધુઓનો નિર્દયતાથી વધ કરાવનાર કુટિલનીતિપરાયણ ઔરંગજેબ 'પિંડે તેવું બ્રહ્માંડે' એ ન્યાય અનુસાર પોતા પ્રમાણે સર્વને વિશ્વાસઘાતક માનતો હોવાથી તેનો કોઇ પણ મનુષ્યમાં વિશ્વાસ બંધાતો ન હોતો અને તે એટલી સીમા પર્યન્ત શંકાશીલ થઇ ગયો હતો કે પોતાના પુત્રોને પણ શંકાની દૃષ્ટિથી જોયા કરતો હતો. જ્યારે કોઇ પણ દેશના શાસકોના હૃદયમાં સંદેહ, આશંકા, ભય તથા ત્રાસની માત્રા આટલી સીમા પર્યન્ત વૃદ્ધિગત થઇ જાય છે ત્યારે તેમના શાસનનો અંત નિકટમાં આવેલો મનાય છે એટલે એ નિયમ અનુસાર ઔરંગજેબનો રાજમુકુટ જો કે ડગમગવા તો માંડ્યો હતો છતાં આપણી પ્રસ્તુત નવલકથાના આરંભના સમયમાં ઔરંગજેબના ઐશ્વર્યનો સૂર્ય તેના શાસનગગનના મધ્યસ્થાનમાં મસ્તકના ઉપરિ ભાગમાં આવીને સ્તંભેલો હતો અને તેની પોતાની એવી માન્યતા હતી કે 'એ ઐશ્વર્ય સૂર્ય કદાપિ અસ્તાચલગામી થવાનો જ નથી,' પરંતુ તેની એ માન્યતા સર્વથા ભ્રાંતિમૂલક તથા પ્રમાદમૂલક હતી; કારણ કે, મેવાડમાં મહારાણા રાજસિંહ, દક્ષિણમાં શિવાવતાર શિવાજી મહારાજ તથા મારવાડમાં યશવંતસિંહ અને ત્યાર પછી દુર્ગાદાસ રાઠોડ એ સર્વ હિન્દુ વીરોને તેણે પોતાના વિનાશમાટે પોતાના શત્રુ કરી લીધા હતા તેવી જ રીતે પંજાબના સિખ્ખ ગુરુઓને પણ પોતાના શત્રુ બનાવીને ઔરંગજેબ પોતાના હાથે જ પોતાના પગમાં કુહાડો મારવાનો અથવા તો પોતાના ઐશ્વર્યસૂર્યને પોતાનાં કુકૃત્યોવડે શીઘ્ર અસ્તાચલમાં ઢાળી દેવાનો ઉદ્યોગ કરી રહ્યો હતો. ઔરંગજેબે સિખ્ખ ગુરુઓપર કરેલા પૈશાચિક અત્યાચારોનો પ્રસ્તુત નવલકથામાં પાઠકો તથા પાઠિકાઓને પ્રત્યક્ષ પરિચય થવાનો હોવાથી અત્યારે તેના અત્યાચારી સ્વભાવનો આટલો પરિચય પર્યાપ્ત છે.

ચાલો ત્યારે હવે આપણે ગુરુ તેગબહાદુરના પૂર્વજીવનનું કિંચિત્ અવલોકન કરી લઇએ.

## પ્રકરણ ૨ જું
## ગુરુ તેગબહાદુરનો પૂર્વવૃત્તાંત

——:૦:——

શરીર વયનું વિશ્વમાં, નથી થતું સન્માન;
ગુણી જનોમાં ગુણ સદા, છે પૂજાનું સ્થાન.

ભવભૂતિ

સિખ્ખોના છઠ્ઠા ગુરુ હરગોવિંદના મૃત્યુની ઘટના ઘટ્યા પછી તેમના પુત્ર ગુરુદિત્તાનો કનિષ્ઠ પુત્ર હરરાય કેવળ ચૌદ વર્ષની અવસ્થામાં જ ગુરુના આસનપર વિરાજમાન થયો હતો. હરરાય પ્રથમથી જ શાંતચિત્ત તથા વિચારશીલ હોવાથી વિવાદ, વિગ્રહ તથા મૃગયા આદિમાં પોતાના સમયનો વ્યય કરવાને બદલે નિર્જન સ્થાનમાં બેસી ઇશ્વરસ્મરણ તથા યોગાભ્યાસ આદિક પવિત્ર કાર્યોમાં જ પોતાના સમયને વીતાવ્યા કરતો હતો. એ ગુરુ હરરાયના સમયમાં શાહજાદા ઔરંગજેબે પોતાના પિતા બાદશાહ શાહજહાનને કયદ કરીને તથા પોતાના ભાઇઓને મારી નાખીને દિલ્લીમાં ભારતના રાજમુકુટને પોતાના મસ્તકપર ધારણ કરી લીધો હતો, એટલે ગુરુ હરરાયે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે: “અત્યારે નવીન બાદશાહ ઔરંગજેબના રાજત્વકાલમાં શસ્ત્રાસ્ત્રોને ધારણ કરીને યુદ્ધભૂમિમાં અવતીર્ણ થવા કરતાં સિખ્ખસમાજની શક્તિઓનું સંગઠન કરી લેવું એ જ વિશેષ ઉત્તમ છે.” આવા પ્રકારના નિશ્ચયપર આવવાનું એક કારણ પણ હતું અને તે એ કે સિખ્ખો બાદશાહ સાથે અનેક વાર લડી લડીને થાકી ગયેલા હોવાથી તેમને કેટલાક સમય પર્યન્ત વિશ્રાંતિના ઉપભોગની અને પોતાની ખર્ચાયલી શક્તિઓને પાછી મેળવી લેવાની આવશ્યકતા અનિવાર્ય હતી. પરંતુ ઇચ્છાપૂર્વક આટલી સીમાપર્યન્ત શાંતિને ધારણ કરવા છતાં પણ ગુરુ હરરાયને એક વાર પોતાના હસ્તમાં શસ્ત્રને ધારણ કરવાં જ પડ્યાં અને પોતાની ઇચ્છા વિરુદ્ધ વિગ્રહને આરંભવો જ પડ્યો.

શહનશાહ શાહજહાનનો સર્વથી મોટો શાહજાદો દારા શિકોહ વેદાંતી હોવાથી નામમાત્રનો જ મુસલમાન તથા હિન્દુઓનો પક્ષપાતી

હતો. તેણે જ ઉપનિષદોનો ફાર્સી ભાષામાં અનુવાદ કરાવ્યો હતો અને તે ગુરુ હરરાયનો પણ ભક્ત હતો. એક વાર તે માંદો પડીને મૃત્યુના મુખમાં પડવાની અણીપર આવી લાગ્યો હતો અને મોટા મોટા હકીમોએ તેના જીવનની આશાને ત્યજી દીધી હતી તે વેળાયે ગુરુ હરરાયના મોકલેલા ઔષધના સેવનથી તેને આરોગ્ય અથવા નવજીવનની પ્રાપ્તિ થઇ હતી અને તેથી તે ગુરુ હરરાયનો પરમભક્ત થઈ ગયો હતો. ગુરુ હરરાયનો પણ તેનામાં અતિશય પ્રેમભાવ હતો. જ્યારે ઈ. સ. ૧૬૫૮માં ઔરંગજેબની સેના દારા શિકોહને પકડવા-માટે દારા શિકોહની પાછળ પડી હતી અને દારા શિકોહ પોતાના જીવનની રક્ષામાટે આશ્રયસ્થાનને શોધી રહ્યો હતો તે વેળાયે ગુરુ હરરાયે દારા શિકોહના પ્રાણની રક્ષામાટે પોતાની એક સિખ્ખ સેનાને મોકલી દીધી હતી અને તે સિખ્ખ સેનાએ વ્યાસ નદીના તીરપ્રાંતમાં ઔરંગજેબની મુસ્લિમ સેનાને, તેની સાથે યુદ્ધ કરીને જ્યાં સુધી દારા શિકોહ એક અધિક સુરક્ષિત સ્થાનમાં નિર્વિઘ્ને પહોંચી જાય ત્યાં સુધી, નદીપાર પહોંચવા દીધી ન હોતી. ઔરંગજેબ એવો મનુષ્ય ન હોતો કે જે સિખ્ખ ગુરુના પોતા સાથેના આ વ્યવહારને ભૂલી જાય એટલે દિલ્લીના રાજસિંહાસન પર વિરાજતાંની સાથે જ તેણે ગુરુ હરરાયને પોતાના દર્બારમાં આવવાનું ફર્માન મોકલી દીધું; પરંતુ ગુરુ હરરાયે પોતે દિલ્લી ન જતાં પોતાના જ્યેષ્ઠ પુત્ર રામરાયને દિલ્લી મોકલી દીધો. રામરાયને વિદાય કરતી વેળાયે ગુરુ હરરાયે એટલી સૂચના ભાર મૂકીને આપી દીધી હતી કે: “ઔરંગજેબ આગળ કોઈ એવી વાત ન કરીશ કે જેથી પંજાબના સિખ્ખ ગુરુની અપ્રતિષ્ઠા થવાનો સંભવ હોય.”

રામરાય દિલ્લીમાં પહોંચીને ઔરંગજેબને મળ્યો અને ઔરંગજેબ-ના પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં ચાતુર્યપૂર્વક તેણે એ વાર્તા સિદ્ધ કરી બતાવી કે: “ગુરુ હરરાય એક સર્વસંગપરિત્યાગી સાધુપુરુષ છે અને રાજનૈતિક વિષયો સાથે તેમનો કોઇ પણ પ્રકારનો સંબંધ છે જ નહિ.” ઔરંગજેબ એથી અતિશય પ્રસન્ન થયો અને તેણે ધન આદિકથી રામરાયનો સારી રીતે સત્કાર કર્યો. છતાં પણ રામરાયને ઔરંગજેબે

એટલામાટે દિલ્લીમાં રાખ્યો કે પંજાબમાં ગુરુ હરરાય શાંતિના ભંગની ચેષ્ટા ન કરે. એક વાર ઔરંગજેબે રામરાયને પૂછ્યું કેઃ "ગુરુ નાનક સાહબે એક સ્થળે એમ લખેલું છે કેઃ

'મિટ્ટી મુસલ્માનકી પેડે પઈ કુમ્હાર;
ઘટ ભાંડે ઈંટાં કિયા, જલતી કરે પુકાર!'

અને એનો એવો અર્થ થાય છે કેઃ 'એક કુંભારે મુસલ્માનના શરીરની માટી બનાવી અને તેનાં ઇંટો તથા વાસણ બનાવીને નિભાડામાં મૂકી અગ્નિને પ્રકટાવ્યો એટલે તેમાંથી 'હાહાકાર' શબ્દ સંભળાવા લાગ્યો, અર્થાત્ તે માટી પોકાર કરવા લાગી.' આથી એમ નથી જણાતું કે ગુરુ નાનક સાહબ મુસલ્માનોને ઘૃણા તથા તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા અને મુસલ્માનોને હિન્દુઓથી નીચા માનતા હતા?" એના ઉત્તરમાં રામરાયે જણાવ્યું કે "એમાં ગુરુ નાનક સાહબની નહિ, પણ લખનારની ભૂલ થયેલી હોવી જોઇએ; કારણ કે, એ સ્થાનમાં મૂળ 'બેઇમાન' શબ્દ હોવા છતાં લહિયાની ભૂલથી જ 'મુસલ્માન' શબ્દ લખાઈ ગયો છે." આ ઉત્તર સાંભળીને ઔરંગજેબ અતિશય પ્રસન્ન થયો; પરંતુ જ્યારે આ ઘટનાના સમાચાર ગુરુ હરરાયના સાંભળવામાં આવ્યા ત્યારે તેઓ અતિશય કોપાયમાન થઇ ગયા અને તેમના મુખમાંથી આ ઉદ્ગારો તત્કાળ નીકળી ગયાઃ–

"મારો પુત્ર આટલી સીમાપર્યન્ત નીચ તથા ભીરુ નીવડશે એ હું ન હોતો જાણતો. ઔરંગજેબને પ્રસન્ન રાખવામાટે તેણે ગુરુ નાનકદેવની વાણીનું પરિવર્તન કરી નાખવાની ધૃષ્ટતા કરીને પોતાની અક્ષમ્ય નીચતાનો જ પરિચય કરાવ્યો છે." ગુરુ હરરાયે એક સંદેશવાહકને બોલાવીને કહ્યું કેઃ "તું દિલ્લી જા અને નીચ રામરાયને મારી એ આજ્ઞા સંભળાવી દે કે 'તેં બાદશાહની કૃપાને મેળવવામાટે ગુરુ નાનકદેવની વાણીને બદલવાનું પાતક કરેલું હોવાથી મારા સમક્ષ આવીશ પણ નહિ અને મને તારું કલંકિત મુખ બતાવીશ પણ નહિ." ત્યાર પછી પોતાના સિખ્ખસમાજને એકત્ર કરીને તેમણે ગંભીરતાથી કહ્યું કેઃ "આજથી જે કોઇ પણ સિખ્ખ રામરાય સાથે કોઇ

પણુ પ્રકારનો સંબંધ રાખશે તેનો સિખ્ખોના સમાજમાંથી બહિષ્કાર કરવામાં આવશે; કારણુ કે, એ દુષ્ટાત્માએ બાદશાહ જેવા એક સાધારણુ પુરુષને પ્રસન્ન રાખવામાટે ઈશ્વરના મહાભક્ત ગુરુ નાનકદેવની વાણીનું પરિવર્તન કરેલું હોવાથી એ મહાપાપી છે અને એના જેવા પાપી પુરુષ સાથે સંબંધ રાખવો એ પવિત્ર સિખ્ખોના ધર્મ નથી.”

જ્યારે ગુરુ હરરાયના કોપના આ સમાચાર દિલ્લીમાં રામરાયના સાંભળવામાં આવ્યા ત્યારે તે ઔરંગઝેબની આજ્ઞા લઈને પંજાબમાં આવી લાગ્યો અને કર્તારપુરમાં રહીને અન્ય મનુષ્યો દ્વારા પોતાના પિતાની ક્ષમાને મેળવવાના પ્રયત્નો કરવા લાગ્યો. પરંતુ ગુરુ હરરાયે ક્ષમા આપવાની સ્પષ્ટ શબ્દોમાં અનિચ્છા દર્શાવીને કહી દીધું કેઃ “જે મનુષ્ય આ સંસારના ક્ષણિક સૌખ્ય તથા ક્ષણુભંગુર જીવનના લોભથી ગુરુ નાનકદેવની વાણીની અપ્રતિષ્ઠા કરવાને કટિબદ્ધ થઈ ગયેલો હોય તે પાપાત્માના મુખને જોઉં, તો હું પણુ તેના જેવો જ પાપાત્મા થઈ જાઉં.” જ્યારે રામરાયના પોતાના પિતાની ક્ષમાને મેળવવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ થઈ ગયા એટલે પછી નિરુપાય થઈને તે પાછો દિલ્લી ચાલ્યો ગયો, તેણે પોતાના પિતાના કોપના સમાચાર ઔરંગજેબને સંભળાવ્યા અને ઔરંગઝેબે તેને દેહરાદૂન પાસે કેટલીક જાગીર આપીને સંતુષ્ટ કરી દીધો. રામરાય પોતાની એ નવીન જાગીરમાં જઈને રહેવા લાગ્યો.

ગુરુ હરરાય ત્યારપછી બાદશાહ વિરુદ્ધ શસ્ત્ર ન ઉપાડતાં હિન્દુસમાજના પ્રશાંત સંગઠનના કાર્યમાં લાગી ગયા અને તેમણે અનેક પ્રભાવશાલી હિન્દુ કુટુંબોને સિખ્ખ ધર્મનાં તત્ત્વો મનાવીને પોતાના સંપ્રદાયમાં મેળવી લીધાં. પટિયાલા, જિંદ તથા નાભાના રાજાઓના પૂર્વજ ફૂલ તથા લોહગઢના પહેલા સર્દાર કાલા આદિને પણુ ધીમે ધીમે ઉન્નતિ તથા મહત્ત્વની પ્રાપ્તિ કરાવી આપનાર ગુરુ હરરાયનો જ અનુગ્રહ હતો.

ઈ. સ. ૧૬૬૧ માં ગુરુ હરરાયે પોતાની સંસારયાત્રાની સમાપ્તિના સમયને નિકટમાં આવેલો જોઈને પોતાના દ્વિતીય પુત્ર હરકિશનને ગુરુ પદપર અભિષિક્ત કરી દીધો. એ સમયમાં હરકિશનજીની

અવસ્થા કેવળ પાંચ વર્ષની જ હતી. એ વેળાયે રામરાય દિલ્લીમાં વસતો હોવાથી અને ઔરંગઝેબનો અનુગ્રહપાત્ર હોવાથી તેણે ઔરંગઝેબને કહ્યું કે: "ગુરુપદવીનો અધિકારી હું હોવા છતાં મારા પિતાએ ક્રોધના કારણથી મારા અધિકારને મારી નાખ્યો છે અને હરકિશન જેવા એક અલ્પવયસ્ક બાળકને ગુરુના આસનપર બેસાડી દીધો છે એટલે એનું પરિણામ એ જ આવવાનું છે કે અમારા પૂર્વજોનાં બહુ પ્રયત્નથી સિદ્ધ કરેલાં કાર્યોનો સર્વનાશ થઇ જશે અને મહત્ત્વાકાંક્ષી સિખ્ખો કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ ન હોવાથી પંજાબમાં શહનશાહ વિરુદ્ધ અનેક પ્રકારના ઉપદ્રવોને ઊભા કરી દેશે એટલામાટે મારો અધિકાર મને અપાવી દ્યો તો એમાં મારું તથા આપનું બન્નેનું કલ્યાણ છે." રામરાયની આ યુક્તિઓ વિચારણીય હોવાથી ઔરંગઝેબે બાલક ગુરુ હરકિશનને દિલ્લી આવવાની આજ્ઞા મોકલી આપી અને સમ્રાટ્‌ની આજ્ઞા અનુસાર ગુરુ હરકિશન દિલ્લીમાં આવી લાગ્યા. હરકિશન એક મહાબુદ્ધિમાન્ બાલક હોવાથી અને બાદશાહની બેગમોની તેમને જોવાની ઇચ્છા થવાથી એક દિવસ તેમને દિલ્લીના શાહી મહલમાં બોલાવવામાં આવ્યા, ત્યાં સર્વ બેગમો એક જ પ્રકારનાં વસ્ત્રાલંકારો વડે પોતાનાં શરીરોને શૃંગારીને તેમના સમક્ષ આવી ઊભી રહી અને તેમનામાંની એક બેગમે પૂછ્યું કે: "ગુરુજી, અમારા સમુદાયમાં બાદશાહ બેગમ અથવા સમ્રાજ્ઞી કોણ છે તે બતાવો જોઇએ." ગુરુ હરકિશને બાદશાહ બેગમને તે ક્ષણે જ ઓળખી લીધી; માત્ર એટલું જ નહિ, પણ તેઓ પોતે બાદશાહ બેગમની ગોદમાં બેસી ગયા. એ વેળાયે ઔરંગઝેબ પણ ત્યાં વિદ્યમાન હોવાથી બાલક ગુરુની આ બુદ્ધિમત્તાને જોઇને અતિશય પ્રસન્ન થયો અને તેમની બુદ્ધિમત્તાની અધિક પરીક્ષા લેવાના આશયથી તેમને પોતા પાસે બોલાવી તેમના બન્ને હાથોને પોતાના એક હાથમાં ઝાલી લઇને કહેવા લાગ્યો કે: "હું તમારા ગાલપર અત્યારે તમાચો લગાવી દઉં, તો તમારાથી શું કરી શકાય તેમ છે?" એના ઉત્તરમાં બાલક ગુરુએ ગંભીરતાથી કહ્યું કે: "બાદશાહોના બાદશાહ જેનો માત્ર એક જ હાથ ઝાલે છે તે મનુષ્ય પણ સર્વથા નિર્ભય થઇ જાય છે તો આપે મારા બન્ને હાથ ઝાલેલા હોવાથી આપ મારા ગાલ-

પર તમાચો લગાવશો અથવા મારા ગાલપર બીજા કોઇને તમાચો મારવા દેશો એ ભય મારા હૃદયમાં છે જ નહિ, અને હોઇ શકે પણ નહિ.” બાલક ગુરુ હરકિશનની આવી અલૌકિક બુદ્ધિમત્તાને જોઇને ઔરંગજેબે રામરાયને અન્ય પ્રકારે સંતોષીને હરકિશનને જ સિખ્ખોના ગુરુ તરીકે કાયમ રાખ્યો; પરંતુ હરકિશનના ભાગ્યમાં દીર્ઘકાલ પર્યન્ત ગુરુપદનો ઉપભોગ લખાયલો ન હોવાથી ઇ. સ. ૧૬૬૪ માં શીતલાના રોગથી તેમનો દેહાંત થઇ ગયો.ગુરુ હરકિશને પોતાના અંતકાળને નિકટમાં આવેલો જોઇને ગુરુત્વનાં ચિહ્નોને પોતાના પિતામહના નાના ભાઇ અથવા પોતાના પિતાના કાકા તેગબહાદુર પાસે મોકલી દીધાં હતાં કે જેઓ બકાલા નામક ગ્રામમાં એકાન્તસેવન તથા ઈશ્વરચિંતનમાં પોતાના દિવસો વીતાડી રહ્યા હતા. અહીં એ વાર્તા પણ લક્ષમાં રાખી લેવા યોગ્ય છે કે સિખ્ખગુરુની પદવી પૈતૃક કરી દેવાયલી હોવા છતાં પણ યોગ્ય પુરુષને જ ગુરુના આસનપર બેસાડવાની પ્રથા તો ચાલૂ જ હતી અને આઠ વર્ષના બાલક હરકિશનજીએ પણ પોતાના જ્યેષ્ઠ બંધુ તથા પોતાના કાકાને ગુરુની પદવી ન આપતાં તેગબહાદુરને ગુરુ તરીકે ચૂંટી કાઢીને એ નિયમનું સંપૂર્ણ પાલ નકરી બતાવ્યું હતું.

તેગબહાદુર એક અત્યંત શાંતચિત્ત તથા દયામૂર્તિ પુરુષ હતો તે પોતાના પિતા ગુરુ હરગોવિન્દ સાથે યુદ્ધમાં અનેક વાર જતો હતો અને તેના પિતાએ પોતાના શસ્ત્રાસ્ત્રો તેને જ સોંપેલાં હતાં, છતાં પણ તે પોતાને પોતાના ક્ષત્રિયોચિત ‘તેગબહાદુર’ નામથી ઓળખાવવાને બદલે ‘ધર્મવીર’ના નામથી ઓળખાવવામાં અધિક ગૌરવ માનતો હતો. પોતાના ધર્મનિષ્ઠા, અતિથિસેવા તથા દયાલુતા આદિ સદ્‌ગુણોના યોગે અત્યંત અલ્પ સમયમાં દૂરદૂર પર્યન્ત તેની ખ્યાતિ વિસ્તરી ગઈ હતી અને સિખ્ખો સર્વ સ્થાનોમાંથી તેના દર્શનમાટે તેનાં આંગણે આવીને એકત્ર થયા કરતા હતા. પોતાના વ્યક્તિગત જીવનમાં તે એક અત્યંત વિનીત, દીન તથા નિરભિમાની પુરુષ હોવા છતાં તેનો દર્બાર સદાસર્વદા રાજશોભા તથા રાજવૈભવોવડે મંડિત રહ્યા કરતો હતો, તેને સિખ્ખો ‘સચ્ચા બાદશાહ’ કહેતા હતા અને

એ નામથી જ બોલાવતા હતા. રામરાય એ વેળાયે પણ બાદશાહ ઔરંગઝેબના અનુગ્રહભાગી તરીકે દિલ્હીમાં જ વસતો હતો અને શાહી દર્બારમાં તેની સારી પ્રતિષ્ઠા હતી. તેના હૃદયમાં અદ્યાપિ એ આશા અવિચલ હતી કે: "શહનશાહ ઔરંગઝેબની મારાપર અનન્ય કૃપા હોવાથી આજે નહિ, તો ચાર દિવસ પછી હું અવશ્ય મારા પિતાના ગુરુપદને મેળવી શકીશ અને ગુરુના આસનપર વિરાજવાનું ભાગ્ય અવશ્ય મને પ્રાપ્ત થઇ જશે." ગુરુની પદવીપર આવ્યા પછી ગુરુ તેગબહાદુર બકાલા ગ્રામને ત્યજીને અમૃતસરમાં આવી વસવા લાગ્યા હતા અને ત્યાં તેમનો પ્રભાવ અતિશય વધવા લાગ્યો હતો. ઔરંગઝેબના ઇસ્લામપ્રચાર વિષયક ઉત્સાહના માર્ગમાં ગુરુ તેગબહાદુર એક મહાપ્રબલ અવરોધ અથવા કંટક સમાન હોવાથી ઔરંગઝેબ તેમના વિનાશના નિમિત્તને તો શોધી જ રહ્યો હતો એવામાં રામરાયે તેને કહ્યું કે: "શહનશાહ સલામત, આજકાલ ગુરુ તેગબહાદુર પંજાબમાં પોતાના અનુયાયી સિખ્ખોને ઇસ્લામ તથા મુસલ્માનો વિરુદ્ધ ભડકાવીને અશાંતિને ઉપસ્થિત કરવાના પ્રયત્નો કરી રહ્યો છે એટલામાટે તેને આધીન કરી લેવાની અને તેના બળને દાબી દેવાની આવશ્યકતા હવે મને પોતાને તો અનિવાર્ય જણાય છે." ઔરંગઝેબને જે નિમિત્ત જોઇતું હતું તે મળી ગયું અને તેણે ગુરુ તેગબહાદુરને દિલ્લી બોલાવ્યા. પરંતુ અંબરનરેશ જયસિંહ તે સમયમાં દિલ્હીમાં વિદ્યમાન હોવાથી અને તે ગુરુ તેગબહાદુરના પ્રશંસકોમાંનો એક પ્રથમપંક્તિનો પ્રશંસક તથા ગુણપૂજક હોવાથી તેણે ગુરુને ક્ષમા આપવાની પ્રાર્થના કરીને ઔરંજેબને કહ્યું કે: "આવા મહાત્માઓ તો રાજ્યની આકાંક્ષાને હૃદયમાં સ્થાન આપવા કરતાં તીર્થયાત્રામાં સમય વીતાડવાને જ ઉત્તમ માને છે. હુ હવે પછી જ્યારે બંગાળા જવાનો છું ત્યારે ગુરુજીને મારી સાથે લેતો જઇશ. તેઓ પંજાબમાં હશે જ નહિ, તો પછી પંજાબમાં અશાંતિને કોણ ફેલાવશે?" ઔરંગઝેબે મહારાજા જયસિંહની એ પ્રાર્થનાને માન્ય રાખી અને એ પ્રસંગે તો ગુરુ તેગબહાદુરના શિરપર આવનારી વિપત્તિનું નિવારણ થઇ ગયું. રામરાયનો મનોરથ સફળ ન થઇ શકયો.

ત્યાર પછી ગુરુ તેગબહાદુર જયપુરનરેશ[1] સાથે બંગદેશમાં જવાને રવાના થયા. એ વેળાયે તેમનો પરિવાર તેમની સાથે જ હોવાથી તેમણે પોતાની પત્ની તથા અન્ય પારિવારિક જનોને પટનામાં જ રાખ્યાં; કારણ કે, જયપુરનરેશ આસામના રાજાને પરાજિત કરવા-માટે નીકળેલો હોવાથી યુદ્ધમાં સ્ત્રીઓને સાથે ન રાખી શકાય એ સ્વાભાવિક હતું. આસામના રાજાને પરાજિત કરવાના કાર્યમાં ગુરુ તેગબહાદુરે જયપુરનરેશને એટલી અને એવી તો અમૂલ્ય સહાય-તાઓ આપી કે તેથી જયપુરનરેશ તેમના ઉપકારના ભારથી દબાઇ ગયો અને ગુરુમાં તેનો જે પ્રથમથી જ પૂજ્યભાવ હતો તે શતગુણ વધી ગયો. એ ઘટના પછી આસામનો રાજા[2] પણ ગુરુ તેગબહાદુરનો અનુ-યાયી, ભક્ત તથા ઉપાસક બની ગયો. ગુરુ તેગબહાદુર પોતાના પરિવા-રને પટનામાં મૂકીને જયપુરનરેશ સાથે બંગાળા તથા આસામ ગયા હતા તે વેળાયે તેમનાં ધર્મપત્ની ગૂજરીબાઇ સગર્ભા હોવાથી તે વીર-પત્નીએ પટનામાં જ એક વીરપુત્ર અથવા પુત્રરત્નને જન્મ આપ્યો હતો અને તે જ પુત્ર તે આપણી પ્રસ્તુત નવલકથાનો નાયક ગુરુ ગોવિન્દ-સિંહ. ગુરુ તેગબહાદુર આસામમાં હતા તે વેળાયે તેમની અનુપસ્થિતિમાં ગોવિન્દસિંહનો જન્મ થયેલો હોવાથી જ્યારે ત્યાંથી પાછા ફરતાં તેમણે પોતાના ગૃહમાં થયેલા પુત્રજન્મની વાર્તા સાંભળી ત્યારે તેમના

---

૧ સમસ્ત ગ્રન્થોમાં આ અંબરનરેશ અથવા જયપુરનરેશનું નામ જય-સિંહ દર્શાવેલું છે, પરંતુ ટૉડ્ સાહબ 'રાજસ્થાન' નામક ગ્રન્થમાં લખે છે કે એ વેળાયે જે રાજાએ આસામપર ચઢાઈ કરી હતી તે જયપુરનરેશ જય-સિંહનો પુત્ર રામસિંહ હતો અને 'પંથપ્રકાશ' નામના ગ્રન્થમાં એવું વિધાન કરાયલું છે કે આસામપર જયસિંહના પુત્ર રાજા કૃષ્ણસિંહે (કિશનસિંહે) ચઢાઇ કરી હતી. આથી કદાચિત્ એ બન્ને રાજકુમારોએ આસામપર ચઢાઈ કરેલી હોવી જોઇએ એવા અનુમાનપર આવી શકાય છે. કનિંગહામે પોતાના 'A History of the Sikhs' નામક ગ્રન્થમાં ટૉડ્ સાહબના મતનું જ પ્રતિપાદન કરેલું છે. ૨ 'પંથપ્રકાશ' નામક ગ્રન્થમાં આસામના એ રાજાનું નામ 'રામરાય' આપવામાં આવ્યું છે; અન્ય ગ્રન્થોમાં એ રાજાના નામનો ઉલ્લેખ કરવામાં નથી આવ્યો.

આનંદનો અવધિ થઈ ગયો. ગુરુ તેગબહાદુરે કેટલોક સમય પટનામાં જ વીતાવ્યો અને પોતાના પુત્ર ગોવિન્દસિંહમાં જે નૈસર્ગિક વીરોચિત ગુણો રહેલા હતા તે તેના બાલ્યખેલદ્વારા જ ગુરુ તેગબહાદુરના જોવા તથા જાણવામાં આવી ગયા; કારણ કે, ઘણીક વાર ગોવિન્દ-સિંહ બાળકોની બે સેનાઓ બનાવીને એક સેનાનું નાયકત્વ પોતે સ્વીકારી અન્ય સેના સાથે યુદ્ધ કરતા હતા, કેટલીક વાર રાજા મહા-રાજા પ્રમાણે દર્બાર ભરતા હતા અને કાગળની નૌકા બનાવીને જળમાં તરાવતા હતા. ગોવિંદસિંહ આવી રીતે બાલ્યકાલમાં જ ભાવી વીરનર તથા મહાપુરુષ તરીકેનાં પૂર્વચિહ્નોને દર્શાવી રહ્યા હતા. જેવી રીતે ગોવિન્દસિંહનો દેહ હૃષ્ટપુષ્ટ, સુંદર તથા બલિષ્ઠ હતો તેવી જ રીતે તેમનાં બળ, ઉત્સાહ તથા બુદ્ધિમત્તા આદિ પણ અદ્વિતીય તથા અલૌકિક જ હતાં.

કેટલાક સમય પછી પટનાને ત્યજીને ગુરુ તેગબહાદુર પોતાના પરિવાર સહિત પાછા પંજાબમાં આવી લાગ્યા અને આનંદપુર નામક ગ્રામમાં તેમણે સ્થાયી નિવાસ કર્યો. એ ગ્રામ શતદ્રુ નદીના તીર-પ્રાંતમાં વસેલું હતું અને અત્યંત રમણીય હતું. આનંદપુરમાં સ્થિર થયા પછી ગુરુએ પોતાના પુત્ર ગોવિંદસિંહને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી અને ગોવિંદસિંહજી ફાર્સી ભાષાના યોગ્ય જ્ઞાતા થઈ ગયા. ગોવિન્દસિંહનો રામાયણ, મહાભારત તથા શ્રીમદ્‌ભગવદ્‌ગીતા આદિ ગ્રંથોના વાચન તથા અધ્યયનમાં અતિશય અનુરાગ હતો અને એના પરિણામે જ તેઓ સિખ્ખોની ઉન્નતિ તથા મુસ્લિમ રાજ-સત્તાના નાશની યથાસાધ્ય યોજના કરી શક્યા હતા. ગુરુ તેગ-બહાદુર 'પ્રથમથી જ મારાપર ધર્માન્ધ બાદશાહ ઔરંગઝેબની વક્ર દૃષ્ટિ હોવાથી જ્યારે પણ કોઈ એવું નિમિત્ત મળી જશે ત્યારે ઔરંગઝેબ મારાપર ભયંકર અત્યાચાર કર્યા વિના નથી જ રહેવાનો' એ વસ્તુ-સ્થિતિને સારી રીતે જાણતા હોવાથી અને ઔરંગઝેબના હસ્તથી તેમના જીવનદીપનું ક્યારે અને કઈ વેળાયે નિર્વાણ થઈ જશે એનો કશો ય નિશ્ચય ન હોવાથી તેમણે ગોવિન્દસિંહના લગ્નનો પ્રબંધ કરી નાખ્યો અને વિક્રમ સંવત્ ૧૭૩૦ માં ગોવિન્દસિંહને તેમની કેવળ

સાત વર્ષની અવસ્થામાં જ હરજસ નામક એક પ્રતિષ્ઠિત ખત્રીની જેતોજી નામક કન્યા સાથે ધામધૂમથી પરણાવી દીધા.

ગુરુ તેગબહાદુરમાં સિખ્ખોનો પ્રથમથી જ અતિશય પૂજ્યભાવ હોવાથી તેમના પંજાબમાં થયેલા પુનરાગમનના સમાચાર સાંભળતાં જ પંજાબના સર્વ ભાગોમાંથી સિખ્ખો આવી આવીને આનંદપુરમાં એકત્ર થવા લાગ્યા હતા અને ગુરુ તેગબહાદુરનો પ્રભાવ દિવસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિંગત થયા કરતો હતો. સર્વ સિખ્ખો પોતાની કમાણીનો દશમો ભાગ ગુરુને પરોપકાર તથા ધર્મરક્ષાના કાર્યમાટે ભેટ આપતા હતા; માત્ર એટલું જ નહિ, પણ હાફિજ઼ આદમ નામક એક પરમોત્સાહી મુસલ્માન ફકીર પણ ગુરુનો અનુયાયી થયેલો હોવાથી તે પોતાના ધનાઢ્ય મુસલ્માન અનુયાયીઓ પાસેથી પણ ગુરુનો કર ઉઘરાવતો હતો અને ગુરુનાં ચરણોમાં સમર્પી દેતો હતો. સિખ્ખો ગુરુ તેગબહાદુરના દર્બારને 'સચ્ચે બાદશાહકા દર્બાર' કહેતા હતા અને વાસ્તવિકતાથી જોવામાં આવે તો ગુરુ તેગબહાદુરની ઉદારતા બાદશાહ કરતાં પણ વધારે જ હતી. આવી રીતે ગુરુ તેગબહાદુરનો પ્રભાવ જ્યારે અતિશય વધી ગયો ત્યારે દુષ્ટ રામરાયને ગુરુ વિરુદ્ધ ઔરંગજ઼ેબને ભડકાવવાનો એક નવીન અવસર મળ્યો. તેણે ઔરંગજ઼ેબને કહ્યું કે: "આલમપનાહ, ગુરુ તેગબહાદુર પંજાબમાં ધીમે ધીમે ગુરુના આસનને રાજસિંહાસનના રૂપમાં ફેરવી નાખવાના અને પંજાબમાં સિખ્ખરાજ્યની સ્થાપના કરી પોતે તુર્કસ્તાનના ખલીફા પ્રમાણે ધર્મગુરુ તથા રાજા ઉભય પદવીઓને ધારણ કરવાના પ્રચંડ પ્રયત્નો કરી રહ્યો છે છતાં આપની આંખો હજી નથી ઉઘડતી એ જોઇને મને આશ્ચર્ય જ થયા કરે છે." ઔરંગજ઼ેબે પણ પંજાબમાં ગુરુ તેગબહાદુરના વધતા જતા પ્રભાવની અને ફકીર હાફિજ઼ આદમ જેવા મુસલ્માનોના પણ ગુરુના પક્ષમાં ચાલ્યા જવાની કથાઓ સાંભળેલી હોવાથી ઔરંગજ઼ેબ ગુરુને દિલ્લીમાં બોલાવીને તેમના એ માની લીધેલા અપરાધનો ઉચિત દંડ આપવાનો વિચાર કરી જ રહ્યો હતો એવામાં ગુરુ તેગબહાદુરના મોકલેલા કાશ્મીરી બ્રાહ્મણો દિલ્લીમાં આવી લાગ્યા અને તેમણે દર્બારમાં પહોંચીને ગુરુ તેગ-

બહાદુરની આજ્ઞા અનુસાર બાદશાહ ઔરંગઝેબને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: "અમો દીન બ્રાહ્મણોપર આપ કોઈ પણ પ્રકારના અપરાધ વિના આટલા બધા અત્યાચારો શામાટે કરી રહ્યા છો ? અત્યારે પંજાબમાં ધર્મના આસનપર ગુરુ તેગબહાદુર વિરાજમાન છે તેમને પ્રથમ ઇસ્લામની દીક્ષા આપીને મુસલ્માન બનાવી લ્યો એટલે પછી અમો અમારી પોતાની ઇચ્છાથી જ મુસલ્માન થઈ જઇશું અને તેમના અસંખ્ય સિખ્ખો પણ અનાયાસ ઇસ્લામને સ્વીકારીને મુસલ્માનોના સમુદાયમાં ભળી જશે." ઔરંગઝેબના હૃદયમાં ગુરુવિષયક દ્વેષનો અગ્નિ તો પ્રથમથી જ પ્રજ્વલિત હતો, રામરાયના ઉપદેશવાયુથી તે કાંઇક વિશેષ તીવ્ર થયો હતો અને બ્રાહ્મણોનાં આ વાક્યોએ તેમાં ઘૃત હોમીને તેના દ્વેષાગ્નિને તીવ્રતમ કરી દીધો. ઔરંગઝેબે બ્રાહ્મણોને દિલ્હીમાં રહેવાની આજ્ઞા સંભળાવીને તે જ દિવસે કેટલાક સૈનિકોને "બહુ જ વેગપૂર્વક પંજાબમાં પહોંચી જાઓ અને ગુરુ તેગબહાદુર તથા ફકીર હાફિઝ આદમને 'તમોને બાદશાહ સલામત યાદ ફર્માવે છે' એમ કહીને તમારી સાથે જ દિલ્હી લઈ આવો. એકદમ જબર્દસ્તી કરશો નહિ, પણ જો તેઓ સીધી રીતે ન જ આવે, તો પછી જબર્દસ્તીથી પકડીને તેમને લઇ આવજો." તે જ દિવસે સૈનિકો દિલ્હીમાંથી પ્રયાણ કરી ગયા.

* * * *

ઔરંગઝેબના સૈનિકોએ આનંદપુરમાં આવીને જ્યારે ગુરુતેગબહાદુરને બાદશાહનો સંદેશ સંભળાવ્યો એટલે ગુરુએ એને યમરાજનો સંદેશ માનીને પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે: "હવે મારા જીવનના બલિદાનનો સમય આવી લાગેલો હોવાથી હવે હું દિલ્હીથી જીવતો પાછો આવું એ બહુધા અશક્ય તથા અસંભવનીય ઘટના છે." ગુરુ તેગબહાદુરનો આવા પ્રકારનો નિશ્ચય થઇ જતાં તેમણે સૈનિકોને કહ્યું કે: "તમો બદશાહ સલામતની આજ્ઞાથી મને દિલ્હી લઇ જવામાટે આવેલા હોવાથી અમારા અતિથિ છો, બે દિવસ અહિં રહો અને અમારા આતિથ્યને સ્વીકારો. બે દિવસમાં હું

પ્રવાસની તૈયારી કરી લઇશ એટલે પછી આપણે દિલ્હી જવાને રવાના થઇશું." ફકીર હાફિઝ આદમ પણ તે જ દિવસે આનંદપુરમાં આવી પહોંચ્યો એટલે સૈનિકોનો તેને શોધવાનો પરિશ્રમ પણ બચી ગયો.

બીજે દિવસે સિખ્ખોના વિશાળ સમુદાય સમક્ષ ગુરુ તેગબહાદુરે પોતાના પુત્ર ગોવિન્દસિંહને ગુરુ હરગોવિન્દની તલ્વાર વડે વિભૂષિત કરી સિખ્ખગુરુના આસનપર અભિષિક્ત કરી દીધો. એ વેળાયે પૂર્વે જણાવ્યા પ્રમાણે ગુરુ ગોવિન્દસિંહની અવસ્થા કેવળ સોળ વર્ષનીજ હતી, છતાં તેમનામાં ગુરુપદને દીપાવનારા સર્વ ગુણો વિદ્યમાન હોવાથી અને સિખ્ખોની તેમનામાં સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી સિખ્ખોએ પોતાના ગુરુ તરીકે તેમને સર્વાનુમતિથી સ્વીકારી લીધા અને ભક્તિભાવથી તેમનાં ચરણોમાં પોતાનાં મસ્તકોને નમાવીને પોતાની આધીનતાનો પરિચય કરાવી દીધો.

ત્રીજે દિવસે દિલ્હી જવામાટે આનંદપુરમાંથી વિદાય થતી વેળાયે ગુરુ તેગબહાદુરે ગુરુ ગોવિન્દસિંહને સંબોધીને અત્યંત ગંભીર મુખમુદ્રા, ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહ્યું કે: "મારો આત્મા મને એ જ કહી રહ્યો છે કે વિશ્વાસઘાતક તથા હિન્દુઘાતક ઔરંગજેબે આ વેળાયે મારો શિરચ્છેદ કરાવવામાટે જ મને દિલ્લી બોલાવ્યો છે. જો એવી જ કાંઈ ઘટના ઘટી જાય, તો મારો મૃત દેહ શ્વાનો તથા શૃગાલોનો ભક્ષ ન થાય એ વાર્તાને અત્યારથી જ લક્ષમાં રાખી લેજે અને પિતાની હિંસાનો બદલો હિંસક પાસેથી હિંસા દ્વારાજ વાળી લેવાના પુત્રના કર્તવ્યનું કદાપિ વિસ્મરણ થવા દઇશ નહિ. તું યુવક હોવા છતાં તારી બુદ્ધિ પ્રૌઢ હોવાથી અને તું મારો સુયોગ્ય પુત્ર હોવાથી તને આનાથી અધિક સૂચના આપવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. જો મારા જીવનનો અંત થઈ જાય, તો તારી વિધવા માતા તથા પારિવારિક જનોને બરાબર સંભાળજે અને મારી ખોટ જણાવા દઇશ નહિ."

"હું આપનો જ પુત્ર હોવાથી આપની આજ્ઞાના એક એક અક્ષરનું યથાર્થ પાલન કરી બતાવીશ. આપ નિશ્ચિન્ત થાઓ." ગુરુ ગોવિન્દસિંહે પિતાની આજ્ઞાના પાલનનું વચન આપી દીધું.

કેટલાક સિખ્ખોએ ગુરુ તેગબહાદુરને દિલ્હી ન જવાનો ઉપદેશ આપ્યો અને જો ઔરંગજેબના સૈનિકો બળાત્કારે તેમને લઈ જવાની ચેષ્ટા કરે, તો તેમની સાથે યુદ્ધ કરીને તેમને યમધામમાં પહોંચાડી દેવાની પણ ઇચ્છા દર્શાવી; પરંતુ ગુરુએ એ સાહસ ન કરવાનાં કારણો દર્શાવીને તેમને શાંત કરી દીધા. સિખ્ખો ગુરુને દિલ્હી જતા અટકાવી ન શકયા એટલે સમુદાયબદ્ધ થઇને તેમની સાથે દિલ્હી જવાને રવાના થયા. ગુરુએ કેટલાક અંતર પર્યન્ત તો તેમને પોતાની સાથે આવવા દીધા, પરંતુ ત્યાર પછી તેમનામાંના માત્ર પાંચ સિખ્ખોને પોતાની સાથે રાખીને અન્ય સર્વ સિખ્ખોને એમ કહીને પાછા મોકલ્યા કે: "આ પાંચ સિખ્ખો દિલ્હીમાં મારા પહોંચ્યા પછી જે કાંઇ પણ જાણવા યોગ્ય ઘટના ઘટતી રહેશે તે ઘટનાના સમાચાર યથાસમય આનંદપુરમાં પહોંચાડતા રહેશે. જ્યાંસુધી અકાલ પુરુષની મને જીવિત રાખવાની ઇચ્છા છે ત્યાં સુધી કોઇ પણ મને મારી શકે તેમ નથી અને અકાલપુરુષની મને મારી નાખવાની જ ઇચ્છા હશે, તો કોઇ પણ મને બચાવી શકે તેમ નથી."

———:०:———

## પ્રકરણ ૩ જું

## ગુરુ તેગબહાદુરની કસોટી

———:०:———

"ધીરજ ધર્મ મિત્ર અરુ નારી;
આપત્કાલ પરખિયે ચારી."

મહાત્મા તુલસીદાસ

ગુરુ તેગબહાદુર ઔરંગજેબના સૈનિકો સાથે પોતાના પાંચ સિખ્ખો સહિત જે વેળાયે દિલ્હીમાં આવી પહોંચ્યા તે વેળાયે સંધ્યાકાળ થઇ ગયો હતો અને નિશાદેવીના આગમનમાં અધિક વિલંબ ન હોતો. ગુરુ તેગબહાદુરના આગમનના સમાચાર ઔરંગજેબને તે ક્ષણે જ પહોંચાડવામાં આવ્યા એટલે તેણે હુકમ ફરમાવ્યો કે: "અત્યારે તો એને તથા એના સહચર સિખ્ખોને શાહી મેહમાનસરામાં રાખો

અને પ્રભાતમાં દર્બારમાં હાજર કરી દેજો.” તે આખી રાત ગુરુ તેગ બહાદુરે બાદશાહી અતિથિશાળામાં અકાલ પુરુષના સ્મરણ તથા ભજનમાં વીતાડી દીધી. એ વેળાયે વિક્રમ સંવત્ ૧૭૩૧ ના કાર્તિક માસનો પ્રથમ સપ્તાહ હોવાથી વિશ્વમાં શરદૃઋતુનો અધિકાર વ્યાપેલો હતો, દિલ્હીની એ સમયની શીતલતા અસહ્ય હતી અને ગુરુની પ્રકૃતિ પ્રવાસજન્ય પરિશ્રમના યોગે કાંઇક અસ્વસ્થ પણ થયેલી હતી, છતાં પણ અરુણોદયથી પૂર્વે જ ગુરુ તેગબહાદુર હિમતુલ્ય શીતલ જલથી સ્નાન કરીને અકાલ પુરુષના ધ્યાનમાં જે નિમગ્ન થયા તે જ્યારે મુસ્લિમ સૈનિકોએ દર્બારમાં જવામાટે તૈયાર થવાની તેમને સૂચના આપી ત્યારે જ તેમના તે ધ્યાનનો ભંગ થયો. તેઓ તથા તેમના સહચર પાંચ સિખ્ખો તેમ જ ફકીર હાફિજ઼ આદમ થોડી વારમાં જ વસ્ત્ર ધારણ કરીને શહનશાહ આલમગીર અથવા ઔરંગજ઼ેબના દર્બારમાં જવામાટે તૈયાર થઇ ગયા, અને સૈનિકોના સમુદાયથી ઘેરાયલા દિલ્હીના રાજમાર્ગમાં પગે ચાલતા અને તેમના દર્શન-માટે માર્ગમાં ઊભેલા દિલ્હીવાસી સિખ્ખો તથા અન્યાન્ય હિન્દુઓને પોતાના દર્શનનો લાભ આપતા અંતે મુસ્લિમ દિલ્હીશ્વરના ‘દીવાને આમ’ નામક વિશ્વવિખ્યાત તથા ઇતિહાસપ્રસિદ્ધ સભાભવનના દ્વારપર દિલ્હીશ્વરની આજ્ઞાની પ્રતીક્ષા કરતા ઊભા રહ્યા.

સિખ્ખ ગુરુને પોતાના અપરિમિત રાજવૈભવથી આંજી નાખ-વામાટે આજે ‘દીવાને આમ’ નામક રાજભવનને અતિશય સુસજ્જિત કરવામાં આવ્યું હતું; રાજકર્મચારીઓ, અમીરો, રઇસો તથા કેટલાક હિન્દુ માંડલિકો ઉજ્જવલ તથા બહુમૂલ્ય વસ્ત્રો, અલંકારો તથા શસ્ત્રાસ્ત્રોને ધારણ કરીને પોતપોતાના પંક્તિબદ્ધ ગોઠવેલાં આસનો પર વિરા-જેલા હતા અને બાદશાહ ઔરંગજ઼ેબ પોતાના બંધુઓ તથા ભત્રીજાઓના રક્તથી રંજિત થયેલા મયૂરસિંહાસન–તખ્તે તાઊસ–ઉપર પોતાના શાહી પોશાકને તથા રાજમુકુટને ધારણ કરીને વિરાજેલો હતો. આજના દર્બારની એક વિશેષતઃ લક્ષમાં રાખી લેવા યોગ્ય વિશિષ્ટતા અથવા નવીનતા એ હતી કે ‘દીવાને આમ’ના દ્વાર પાસે જ

એ ચાંડાલો કિંવા જલ્લાદોને તેમના માનવઘાતક તીવ્રધાર નગ્ન શસ્ત્રોસહિત ઊભા રાખવામાં આવ્યા હતા. ગુરુ તેગબહાદુર ચાણક્યબુદ્ધિ હોવાથી એ જલ્લાદોને જોતાંની સાથે જ બાદશાહ સાથેની આજની મુલાકાતનું જે પરિણામ આવવાનું હતું તે પરિણામને તેમણે તત્કાળ જાણી લીધું અને તેથી પોતાના સિક્ખોને સાંકેતિક આજ્ઞા આપી દીધી કે: "ગમે તેવી ભયંકર ઘટના ઘટી જાય તો પણ અનુચિત સાહસ કરીને પોતાના પ્રાણોને ભયમાં ન નાખશો અને અહીંના સમાચાર તત્કાળ ગુરુ ગોવિન્દસિંહને પહોંચાડી દેજો." ગુરુ તેગબહાદુરને ત્યાર પછી બાદશાહની આજ્ઞાથી દર્બારમાં લાવવામાં આવ્યા, તેમણે બાદશાહને મસ્તક ન નમાવ્યું અને સિંહાસનથી થોડા જ અન્તરપર તેમનામાટે જે એક સામાન્ય આસન રાખવામાં આવ્યું હતું તે આસનપર તેઓ બેસી ગયા. ગુરુ તેગબહાદુરે પોતાના કુહાડાના હાથારૂપ શત્રુ રામરાયને પણ દર્બારમાં વિરાજેલો જોયો, ગુરુના સિક્ખોને ગુરુથી બહુ દૂર સભાભવનના દ્વાર પાસે જ ઊભા રાખવામાં આવ્યા હતા. એ વેળાયે દિલ્લીમાં જે કેટલાક સિક્ખો વસતા હતા તેઓ 'દીવાને આમ'ના બાહ્યભાગમાં આવીને એકત્ર થઈ ગયા હતા અને કદાચિત્ તેઓ કાંઈ સાહસ કરી બેસે તો ત્યાં જ તેમનો સંહાર કરી શકાય એટલામાટે 'દીવાને આમ'ના બાહ્ય ભાગમાં ઔરંગઝેબની આજ્ઞાથી પાંચ સો મુગલ સૈનિકો પંક્તિબદ્ધ થઇને સુલ્તાને વક્તના ફર્માનની રાહ જોતા શાહી હુકમની તામીલ કરવામાટે તૈયાર થઇને ઊભા હતા. તે દિવસના શાહી દર્બારનો બંદોબસ્ત આવા પ્રકારનો હતો.

ગુરુ તેગબહાદુરે મસ્તક ન નમાવવાથી ઔરંગઝેબના હૃદયમાં તેમના પ્રતિ જે તિરસ્કાર વસી રહ્યો હતો તે શતગુણ અધિક થઇ ગયો; છતાં પોતાના ક્રોધને વ્યક્ત ન થવાં દેતાં કોઇ એક કુશળ અભિનેતા પ્રમાણે મુખમંડળમાં કૃત્રિમ ગંભીરતાને ધારણ કરીને ઔરંગઝેબ ગુરુ તેગબહાદુરને સંબોધીને કહેવા લાગ્યો કે:–

"તમારાપર રાજદ્રોહનો આરોપ હોવાથી જ મારે તમોને અત્યારે અહીં બોલાવવા પડ્યા છે. પંજાબમાંના મારા વિશ્વાસપાત્ર અમલ-

દ્વારો પાસેથી મને સમાચાર મળ્યા છે કે તમોએ હાંસી તથા સતલજ વચ્ચેનાં જંગલોને લૂટમારની ભૂમિ બનાવી દીધી છે અને ત્યાં લૂટફાટ કરીને તમો આનંદપુરમાં બાદશાહી ઠાઠથી અમનચમન કરતા રહો છો; માત્ર એટલું જ નહિ, પણ કોઇ એક રાજા પ્રમાણે તમો હિન્દુઓ પાસેથી તેમની આવકનો દશમો ભાગ કર તરીકે ઉઘરાવ્યા કરો છો અને તમારો સાથી ફકીર હાફિઝ આદમ મુસલ્માનો પાસેથી તેમની આવકના દશમા ભાગને કર તરીકે ઉઘરાવીને તમારી તીજોરીને તર કરતો રહે છે. વળી અહીંથી ભાગી છૂટેલા શાહી ગુનાહગારોને તમો પનાહ આપતા રહો છો અને પંજાબમાં સિખ્ખરાજ્યની સ્થાપના કરવામાટે પોતાની શક્તિ તથા લોકપ્રિયતાને વધારતા તથા દઢાવતા રહો છો એ ભેદ પણ વિશ્વાસપાત્ર સાધનો દ્વારા મારા જાણવામાં આવી ગયો છે,[૧] તો તમો પોતાના એ અક્ષમ્ય અપરાધને સ્વીકારો છો કે કેમ ?"

"હું એ સર્વ અપરાધોનો અસ્વીકાર કરું છું; મારા હસ્તથી આ અથવા આવા પ્રકારના અન્ય અપરાધો થયા જ નથી; કારણ કે, હાંસી તથા સતલજ વચ્ચેનાં જંગલોમાં મેં પોતે અથવા મારા અનુયાયી સિખ્ખોએ કદાપિ લૂટફાટ કરી જ નથી. પંજાબના હિન્દુઓ મને પોતાની આવકનો દશમો ભાગ ધાર્મિક કર તરીકે આપે છે, રાજકર તરીકે નથી આપતા તેમ જ ફકીર હફિઝ આદમ તથા તેના મુસલ્માન અનુયાયીઓ પણ મારામાં તેમની શ્રદ્ધા હોવાથી પોતાની આવકનો દશમો ભાગ ધાર્મિક કર તરીકે જ આપતા રહે છે અને તે પણ તેમની પોતાની ઇચ્છાથી જ; એ કરને વસૂલ કરવામાટે તેમનાપર કોઇ પણ પ્રકારનો બળાત્કાર કરવામાં આવતો જ નથી. પંજાબમાં સિખ્ખરાજ્યને સ્થાપવામાટે નહિ, પણ અમારા હિન્દુધર્મ તથા અમારી હિન્દુજાતિને સુરક્ષિત

---

૧ 'સયરુલ્મુતાખરીન'ના પક્ષપાતી લેખક સૈયદ ગુલામહુસેનના વિધાનને પ્રમાણ તરીકે સ્વીકારીને કનિંગ્હામે પોતાના 'સિખ્ખોનો ઇતિહાસ' નામક ગ્રન્થમાં આ વૃત્તાન્ત લીધેલો છે તેમ જ 'પંથપ્રકાશ'ના લેખકે પણ એ વૃત્તાન્તને ઉદ્ધૃત કરેલો છે, છતાં 'પંથપ્રકાશ'ના લેખકે એ વૃત્તાન્તને સત્ય તરીકે તો નથી જ સ્વીકાર્યો. અમો પણ એ વૃત્તાન્તને અસત્ય જ માનીએ છીએ.

રાખવામાટે જો એક હિન્દુ ધર્માચાર્ય તરીકે મારા હસ્તથી સિખ્ખ-ધર્મની શક્તિ તથા લોકપ્રિયતાને વધારવા તથા દૃઢાવવાના પ્રયત્નો થતા હોય, તો તે સર્વથા સ્વાભાવિક તથા સંભવનીય છે, અને પોતાના ધર્મ તથા પોતાની જાતિની રક્ષા કરવી એ હિન્દુ તથા મુસલ્માન સર્વનો સામાન્ય ધર્મ તથા જન્મસિદ્ધ અધિકાર હોવાથી એ તો હું મારા કર્તવ્યનું જ પાલન કરી રહ્યો છું. આપ એને અપરાધ માનતા હો તો એ આપની ઇચ્છાનો વિષય છે."

"તમારા સિખ્ખો તમોને 'સચ્ચા બાદશાહ'ના નામથી બોલાવે છે અને તમો તેમને તેમના એ અયોગ્ય કાર્યથી નથી અટકાવતા, એ વાર્તા પણ અસત્ય છે કે કેમ?" ઔરંગજેબે જિજ્ઞાસા દર્શાવી.

"ધર્મ તથા ધર્માચાર્યની પદવી કોઇ પણ કાળમાં તથા કોઇ પણ દેશમાં સદાસર્વદા ઊંચી જ રહેલી છે અને ભવિષ્યમાં પણ ઊંચી જ રહેવાની છે; કારણ કે, રાજપદવી સ્વાર્થમૂલક તથા ભોગમૂલક છે અને ધર્મપદવી પરમાર્થમૂલક તથા ત્યાગમૂલક છે. એટલામાટે રાજ્ય તથા રાજાની પદવીથી ધર્મ તથા ધર્માચાર્યની પદવીની ઉચ્ચતાની કદાપિ સ્પર્ધા કરી શકાય તેમ છે જ નહિ. મુસલ્માનો જેવી રીતે ફકીરોને 'શાહ સાહબ' કહીને બોલાવે છે તેવી જ રીતે હું હિન્દુજાતિનો ફકીર હોવાથી મારા સિખ્ખો મને 'સચ્ચા બાદશાહ' કહીને બોલાવે છે એટલે એમાં સિખ્ખોનો અપરાધ શો છે કે હું તેમને એ શબ્દો ઉચ્ચારતા અટકાવી દઉં? મને 'સચ્ચા બાદશાહ' કહીને બોલાવવાના કાર્યને સિખ્ખોનો અપરાધ અને એ સંબોધનને સ્વીકારવાના કાર્યને મારો અપરાધ માનવામાં આવતો હોય, તો એ જ અપરાધ મુસલ્માનો તથા મુસલ્માન ફકીરો પણ કરી રહ્યા છે એટલે પ્રથમ મુસલ્માનો તથા મુસ્લિમ ફકીરોને એ અપરાધ કરતા અટકાવી દ્યો, તો અમો એ અપરાધ કરતા પોતાની મેળે જ અટકી જઇશું. જો મુસલ્માનોનો પોતાના ફકીરોને 'શાહ સાહબ' કહીને બોલાવવાનો અને મુસ્લિમ ફકીરોનો એ સંબોધનને સ્વીકારવાનો અધિકાર હોય, તો સિખ્ખોનો મને 'સચ્ચા બાદશાહ' કહેવાનો અને મારો પોતાનો એ સંબોધનને

સ્વીકારવાનો તેમના કરતાં વિશેષ અધિકાર છે." ગુરુ તેગબહાદુરે કોઈ પણ પ્રકારના ભય કિંવા સંકોચ વિના એક હિન્દુ ધર્માચાર્ય તરીકે 'સચ્ચા બાદશાહ'ના સંબોધનને સ્વીકારવાના પોતાના અધિકારને સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યો.

શહનશાહ આલમગીર, તેનામાં ગુરુના એ અખંડનીય વાદનો યથાર્થ પ્રતિવાદ કરવાનું સામર્થ્ય ન હોવાથી, કોપવશ થઈને કહેવા લાગ્યો કે: "જો તમારો એક ખુદાપરસ્ત ફકીર હોવાનો જ દાવો હોય અને તમો પોતાને એક સ્વાર્થત્યાગી સાધુપુરુષ જ માનતા હો, તો સાધુ પુરુષોમાં ચમત્કારોને દર્શાવવાની શક્તિ રહેલી હોવાથી આ દર્બારમાં કોઈ એવો ચમત્કાર કરી બતાવો કે જેથી અમોને તમારી સાધુતાનો નિશ્ચય થઈ જાય; નહિ તો આ દિલ્લીમાં સૂકાઈ ગયેલા કૂવા તથા તળાવમાં પળમાત્રમાં જ પાણી ભરી દેનારા તેમ જ બળતી આગમાં ચાલ્યા જનારા મુસલ્માન ઔલિયા વિદ્યમાન હોવાથી તેમના એ ચમત્કારો સમક્ષ મસ્તક નમાવીને તમારા કાફિર મજ઼હબને છોડીને મુસલ્માન થઇ જાઓ."

"શહનશાહ સલામત," ગુરુ તેગબહાદુર ગાંભીર્યયુક્ત હાસ્યછટાથી બોલવા લાગ્યા: "હું નથી માનતો કે દિલ્લીમાં અથવા તો હિન્દુસ્તાન, અરબસ્તાન, ઇરાન, તુર્કસ્તાન કે પૃથ્વીના અન્ય કોઇ પણ દેશમાં શુષ્ક થયેલા જળાશયોમાં જલ ભરી દેનારા તેમ જ પ્રજ્વલિત અગ્નિમાં ચાલનારા મુસલ્માન ઔલિયા અસ્તિત્વ ધરાવતા હોય; કારણ કે, જો એવા મુસલ્માન ઔલિયા અસ્તિત્વ ધરાવતા હોય, તો જે દેશમાં ઇસ્લામનો જન્મ થયો છે તે અરબસ્તાન નામક દેશમાં પાણીની આટલી તંગી હોય જ નહિ અને અરબસ્તાનના મુસલ્માનો ઘણીક વાર પાણીની તંગીના કારણથી જ મરી જાય છે તે મરી જાય જ નહિ. હિન્દુસ્તાનને તો પરમાત્માએ અસંખ્ય સરિતા, સરોવર, વાપી, કૂપ તથા ઝરણાં આદિ આપવાની પ્રથમથી જ વિપુલ ઉદારતા દર્શાવેલી હોવાથી અને હિન્દુસ્તાનના વતનીઓને એથી અધિક જળાશયોની આવશ્યકતા ન હોવાથી જો દિલ્લીમાં એવા

ઔલિયા હોય, તો તેમને તેમના એ ચમત્કારના પ્રભાવને દર્શાવવા-માટે અરબસ્તાનમાં મોકલી આપો અને જુઓ કે તેઓ અરબસ્તાનમાં સિંધુ, ગંગા, યમુના, શતદ્રુ, રાવી, કાવેરી તથા તુંગભદ્રા આદિ ભારતીય સરિતાઓ જેવી એક પણ સરિતાને ઉત્પન્ન કરી શકે છે કે કેમ ? જો તેઓ ત્યાં એવી સરિતાઓને ઉત્પન્ન કરીને અરબસ્તાનની મરુભૂમિને નંદનવનના રૂપમાં પરિવર્તિત કરી નાખશે, તો તેમના એ ચમત્કારના પ્રભાવથી લક્ષાવધિ હિન્દુઓ તથા અન્ય ગયરમુસ્લિમો પોતાની મેળે જ ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ જશે. વસ્તુ-સ્થિતિ આવા પ્રકારની હોવા છતાં ઘડીભર આપણે એમ માની લઇએ કે કેટલાક મુસલ્માન ઔલિયા આવા ચમત્કારો અથવા આવી કરા-માતો કરી બતાવવાનું સામર્થ્ય ધરાવે છે; તો પણ આવા નજરબંદીના ખેલ કરી બતાવવા એ જાદૂગરોનું કાર્ય હોવાથી સાધુતા સાથે એ ચમત્કારોનો લેશમાત્ર પણ સંબંધ નથી. ઇશ્વરભક્ત સાધુ પુરુષ અથવા ધર્માચાર્યનો જો કોઇ પણ ચમત્કાર હોય, તો તેની ઇશ્વરવિષયક ભક્તિ અથવા ઉપાસના જ છે. આપ પોતાના મુસલ્માન ઔલિયાના એવા હજાર જાદૂઇ ખેલો બતાવો, તો પણ હું એક અકાલ પુરુષ વિના અન્ય કોઇ પણ મનુષ્ય વ્યક્તિ સમક્ષ મારા મસ્તકને નમાવવાનો નથી અને મારા પરમપુરાતન, પરમસનાતન તથા મહાપવિત્ર હિન્દુધર્મને ત્યજીને મુસલ્માન થવાનો નથી, એ આપ નિશ્ચયપૂર્વક માની લેશો.”

“તો પછી તમારો આ હઠવાદ તમોને મૃત્યુના મુખમાં ધકેલી દેશે.” ઔરંગજેબે અંતે મૃત્યુની ભીતિ દર્શાવી અને તે સાથે પ્રલોભન દર્શાવતો તે કહેવા લાગ્યો કે: “જો ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થશો, તો તમારા જાહોજલાલને હું એટલી હદ સુધી વધારી આપીશ કે તમો એક સારામાં સારા રાજાની હારમાં આવી જશો.”

“શહનશાહ સલામત, જેણે જન્મ લીધો છે તેનું મૃત્યુ તો એક દિવસ થવાનું જ છે; કારણ કે, જન્મ લેનારનું મૃત્યુ અવશ્યંભાવી છે. આ સમસ્ત સંસાર જ નશ્વર છે, તો પછી આ નશ્વર શરીરનો મોહ શો ? આપ અત્યારે ભાગ્યબળથી આ વિશાલ ભારતવર્ષના કર્તા

હર્તા તથા ભાગ્યવિધાતા હોવા છતાં, આપની માન્યતા અનુસાર ઇસ્લામ જેવો અન્ય કોઇ પણ સાચો તથા ઇશ્વિરપ્રેષિત ધર્મ ન હોવા છતાં અને આપ પોતે કટ્ટા મુસલ્માન હોવા છતાં આપથી એવું પ્રમાણુ-પત્ર લખીને આપી શકાય તેમ છે ખરું કે ઇસ્લામને સ્વીકારીને મુસ-લ્માનથવાથી આ શરીર મૃત્યુના આઘાતથી બચી જ જશે અને અમર રહેશે; અરે, આપ પોતે પણ સર્વભક્ષક કાળના ગ્રાસ નહિ થાઓ એવો આપનો નિશ્ચય છે ખરો કે? નહિ. અર્થાત્ જ્યાં મૃત્યુ શરીર-ધારીનો નૈસર્ગિક ધર્મ જ છે, મૃત્યુને આવતું અટકાવવાની શક્તિ કોઇમાં પણ નથી અને રાજા તથા રંક, સ્ત્રી તથા પુરુષ તેમ જ પુણ્યાત્મા તથા પાપાત્મા સર્વને એક દિવસ મૃત્યુના ગ્રાસ તો થવાનું જ છે; ત્યાં આ ક્ષણભંગુર સંસારના ક્ષણભંગુર ભોગવિલાસ તથા અનિશ્ચિત જીવનના મોહમાં મુગ્ધ થઇને પોતાના ધર્મને વેચી નાખવો, ધર્મ-ભ્રષ્ટતાનો સ્વીકાર કરી લેવો અને મૃત્યુ કરતાં પણ અધિક દુઃખ-દાયક અપકીર્તિયુક્ત જીવનને ધારણ કરવું એ તો અધર્મી, પાપાત્મા તથા વર્ણસંકરોનું જ કાર્ય છે. ગુરુ તેગબહાદુર જીવન તથા ઐશ્વર્યના મોહથી અથવા યંત્રણા તથા મૃત્યુના ભયથી પોતાના પવિત્રતમ હિન્દુ-ધર્મને તિલાંજલિ સમર્પીને ઇસ્લામને સ્વીકારી હિન્દુ મટી મુસલ્માન થઈ જશે અને ગોમાંસભક્ષક થશે એવી આશા જો આપ રાખતા હો તો આપની એ આશા ભ્રાંતિમૂલક છે. પરમપૂજ્ય ગુરુ નાનક-દેવના વંશમાં કદાપિ એવો કોઈ કુલાંગાર ઉત્પન્ન થયો નથી અને ભવિષ્યમાં ઉત્પન્ન થવાનો પણ નથી.” ગુરુ તેગબહાદુરે કોઈ પણ રીતે સ્વધર્મને ત્યજીને પરધર્મ ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન ન થવાનો પોતાનો નિશ્ચય દૃઢતા તથા નિર્ભયતાપૂર્વક દર્શાવી દીધો.

“જો એમ જ હોય, તો તમારા શિરચ્છેદમાટે જલ્લાદોને તૈયાર રાખવામાં આવ્યા છે.” ઔરંગજેબના મુખમાંથી ‘જલ્લાદો’ શબ્દ નીકળતાં જ પ્રથમથી આપી રાખેલી સૂચના અનુસાર જલ્લાદો ગુરુ તેગબહાદુર સમક્ષ આવીને ઊભા રહ્યા અને ઔરંગજેબ આગળ વધીને કહેવા લાગ્યો કે: “મારી આજ્ઞાની જ વાર છે. મારી આંખનો ઇશારો

થતાં જ આ જલ્લાદોની તલ્વારો તમારી ગર્દનપર આવી પડશે અને તમારા માથાને ધડથી જૂદું કરી નાખશે. હજી પણ વિચાર કરો અને ઇસ્લામને સ્વીકારી પોતાની જાનને બચાવી લ્યો. હું તમોને વિચાર કરવામાટે થોડોક સમય આપવાની ઉદારતા દર્શાવું છું." ગુરુ તેગબહાદુરને આવી રીતે મૃત્યુના પૂર્વસ્વરૂપનું દર્શન કરાવીને બાદશાહે એક મુસાહિબને હુકમ ફર્માવ્યો કે: "તેગબહાદુરના મુસલ્માન મદદગાર ફકીર હાફિજ્ આદમને લાવીને હાજર કરો."

બાદશાહની આજ્ઞા થતાં બહાર બેસાડી રાખેલા ફકીર હાફિજ્ આદમને લાવીને ત્યાં હાજર કરવામાં આવ્યો એટલે બાદશાહ ઔરંગજેબ પોતાની આંખોને લાલચોળ કરીને કહેવા લાગ્યો કે: "ફિટકાર છે તમારાપર કે તમો મુસલ્માન હોવા છતાં એક કાફિરના મદદગાર થઇને પોતાના મુસલ્માન મુરીદોની કમાણીનો દશમો હિસ્સો કાફિર ફકીરને આપી રહ્યા છો અને પોતાના પાક મજ઼હબ ઇસ્લામની તૌહીન કરી રહ્યા છો. તમો મુસલ્માન હોવાથી અને તમારો આ પહેલો ગુનાહ હોવાથી હું તમોને, તમો મૌતની સજાને લાયક હોવા છતાં, મૌતની સજા નથી ફર્માવતો, પણ કયદની સજા ફર્માવું છું એટલે મારો બીજો હુકમ થતાં સુધી તમારે જિન્દાનમાં જ રહેવું પડશે. કયદખાનામાંથી છૂટયા પછી જો તમો હિન્દુ કાફિરો સાથે આવી જાતનો સંબંધ રાખશો અને પોતાની મુસલ્માનીને બટ્ટો લગાડશો, તો તમારામાટે પણ જલ્લાદની તલ્વારને ગર્દનપર ઝીલવાનો વક્ત આવી લાગશે એ બરાબર યાદ રાખી લેજો. કાફિરને તેના મજ઼હબને ફયલાવવાના કામમાં મદદ આપવી એના જેવો મુસલ્માનનો બીજો કોઈ પણ અજીમ ગુનાહ છે જ નહિ." આવી રીતે મુસલ્માન ફકીર પ્રતિ રહમ દર્શાવીને બાદશાહે ગુરુ તેગબહાદુરને પૂછ્યું કે: "કેમ કાંઈ વિચાર કર્યો ?"

"હા, જે વિચાર કરવાનો હતો તે કરી લીધો." ગુરુ તેગબહાદુરે પ્રશાંત ભાવથી ઉત્તર આપ્યું.

"શો વિચાર કર્યો ?" આલમગીરે જિજ્ઞાસા દર્શાવી.

"મૃત્યુને આનંદથી સ્વીકારી લેવાનો, ધર્મભ્રષ્ટ ન થવાનો અને ધર્મરક્ષાના યજ્ઞમાં બલિદાન થઈ જવાનો." ગુરુ તેગબહાદુરે પોતાન કરી લીધેલા વિચારને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

"તો શું, તમારા મનમાં મૃત્યુની લેશમાત્ર પણ ચિંતા નથી?" બાદશાહે કંઈક આશ્ચર્યદર્શક ભાવથી આ પ્રશ્ન પૂછ્યો.

ધર્મપ્રાણ ગુરુએ એના ઉત્તરમાં અત્યન્ત ગંભીર તથા શાંત ભાવથી ગુરુ નાનકદેવની નિમ્નલિખિત વાણીને ઉચ્ચારી સંભળાવીઃ—

"ચિન્તા તાકી કીજિયે, જો અનહોની હોય;
યહ મારગ સંસારકો, નાનક થિર નહિ કોય.
જો ઉપજે સો વિનશિયે, આજ મરો કે કાલ;
નાનક હરગુણ ગાઇયે, છોડ સકલ જંજાલ."

ગુરુ તેગબહાદુરની આવી સાહસિકતા, દૃઢતા તથા નિર્ભયતાને જોઇને ઔરંગજેબ આશ્ચર્યચકિત થઇ ગયો અને તેનો આત્મા હઠવાદી તથા ધર્માંધ હોવા છતાં પણ ગુરુ તેગબહાદુરની અવિચલ ધર્મનિષ્ઠાની પ્રશંસા કરવા લાગ્યો. તેણે દર્બારમાં આવીને વિરાજેલા કુરાનવેત્તા કાજીઓ તથા મૌલવીઓને ઉદ્દેશીને પૂછ્યું કેઃ "આવા જિદ્દીઓમાટે કુરાન શરીફમાં શી સજા મુકર્રર કરવામાં આવી છે?"

સર્વથી મોટા કાજીએ પોતાના આસનપરથી ઊભા થઇને કહ્યું કેઃ "સિતૂને દીન વ નૂરે ઇસ્લામ શહનશાહ, આવા જિદ્દી અને દુશ્મને ઇસ્લામ કાફિરોમાટે કુરાન શરીફમાં મૌતની સજા જ મુકર્રર કરવામાં આવી છે; છતાં આપ નામદારને અમારી એવી સલાહ છે કે સિખ્ખો કાફિર હોવા છતાં એક જ ખુદાના માનનારા હોવાથી અને બુતપરસ્ત ન હોવાથી એને જો પંદર દિવસ અથવા એક મહિનાની મોહલત આપીને બંદોબસ્તથી જિન્દાનમાં રાખવામાં આવશે અને ત્યાં એને વિચાર કરવાનો સમય તથા અમારા જેવા મુસ્લિમ ઉલ્માના ધર્મોપદેશોને સાંભળવાનો અવસર મળશે, તો કદાચિત્ એ મુસલ્માન થઇ જશે, તો એને એટલો અવસર આપવાની મેહરબાની થવી જોઇએ. ત્યાર પછી પણ જો એ પોતાના હઠવાદને ન છોડે અને મુસલ્માન

ન થાય, તો પછી એના કત્લ માટે જલ્લાદની તલ્વાર ક્યાં દૂર છે ?"

"ભલે, એને તમારી સિફારિશથી એક મહિનાની મોહલત આપવાની મેહરબાની હું ફર્માવું છું." ઔરંગજેબે મોટા કાજીની સલાહને માની લીધી અને ત્યાર પછી ગુરુ તેગબહાદુરને કહ્યું કે: "જો એક મહિનાની મુદ્દતમાં વિચાર કરીને તમો ઇસ્લામને નહિ સ્વીકારો, તો હું તમોને જુરૂર જલ્લાદના હાથે કત્લ કરાવીશ, તમારી લાશને, તે સડીને તેમાં કીડા પડી જશે ત્યાં સુધી તમારા જેવા હઠીલા કાફિરોને ઠેકાણે લાવવાના ઇલાજ તરીકે બતાવવામાટે, બાજારમાંના એક મકાનમાં રખાવીશ અને જે કોઇ પણ સિખ્ખ તમોને જિન્દાનમાંથી નસાડવાની અથવા તો તમારા મરી ગયા પછી તમારી લાશને લઇ જઇને બાળવાની કોશિશ કરશે તેના પણ તમારા જેવા જ હાલ કરી બતાવીશ. જો ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થશો, તો હું તમોને પંજાબના નવ્વાબ બનાવીશ અને તમારી જાહોહશ્મત દુબાલા થઇ જશે."

ગુરુ તેગબહાદુરે મૌનનું અવલંબન કરી લીધું. ઔરંગજેબના સંકેતથી મુસ્લિમ સૈનિકો તેમને ત્યાંથી તેમના હસ્તોમાં લોહશૃંખલા નાખીને કારાગૃહમાં લઇ ગયા. ગુરુ સાથે આવેલા પાંચ સિખ્ખોમાંના બે સિખ્ખો તે જ દિવસે પોતાના દ્રુતગામી અશ્વોપર આરૂઢ થઇને એ સર્વ સમાચાર ગુરુ ગોવિંદસિંહને યથાસમય પહોંચાડવામાટે પંજાબની દિશામાં પ્રયાણ કરી ગયા. બાકીના ત્રણ સિખ્ખો દિલ્હીમાં જ રહ્યા. ફકીર હાફિજ આદમને પણ બાદશાહની આજ્ઞા પ્રમાણે કારાગૃહમાં પૂરી દેવામાં આવ્યો.

———:૦:———

## પ્રકરણ ૪ થું
## વીરાત્મા અંત્યંજો

——:o:——

"............................Be just and fear not;
Let all the ends thou aim'st at be thy country's,
Thy God's, and truth's; then if thou fall'st,o Cromwell,
Thou fall'st a blessed martyr."

Shakespeare. *Henry VIII, Act III., Sc. II.*

દિલ્લીથી રવાના થયેલા ગુરુ તેગબહાદુરના બે સહચર સિખ્ખો જે દિવસે પ્રભાતમાં આનંદપુરમાં આવી લાગ્યા તે દિવસે તરુણ ગુરુ ગોવિન્દસિંહજી ગુરુદ્વારામાંના પોતાના ધર્માસનપર વિરાજીને આદિ ગ્રન્થસાહબ અથવા ગુરુ નાનકદેવજીકૃત ધર્મતત્ત્વોના સંગ્રહનું પઠન કરવાના અને ત્યાં એકત્ર થયેલા ધર્મજિજ્ઞાસુ સિખ્ખોની ધર્મજિજ્ઞાસાને તે વાણીના અર્થોદ્વારા તૃપ્ત કરવાના પવિત્ર કાર્યમાં નિમગ્ન થયેલા હતા. તે બન્ને સિખ્ખો ત્યાં આવ્યા અને તેમને તથા તેમનાં મુખમંડળોમાં પ્રસરેલા ભયસૂચક ચિહ્નોને ગુરુ ગોવિન્દસિંહજીએ જોયાં, છતાં પણ અધીર થઇને તેમણે પોતાના પવિત્ર કાર્યને ન અટકાવતાં તેમને શાંતિપૂર્વક બેસવાનો સંકેત કરી દીધો અને જ્યારે ગ્રન્થસાહબનો નિયત ભાગ વંચાઈ રહ્યો ત્યારે જ તે સિખ્ખોને પૂછ્યું કે: "તમો ક્યારે આવ્યા છો અને દિલ્લીથી ગુરુદેવના શા સમાચાર લાવ્યા છો?" તે સિખ્ખોએ દિલ્લીમાં જે ઘટના ઘટી હતી તેનો ધ્વંસભૂત વૃત્તાન્ત ત્યાં એકત્ર થયેલા પાંચ સો સિખ્ખો સમક્ષ ગુરુ ગોવિન્દસિંહને કહી સંભળાવ્યો અને ગુરુ ગોવિન્દસિંહજીએ તે વૃત્તાન્તને અશ્રુતપૂર્વ શાંતિ તથા ધૈર્યપૂર્વક સાંભળી લીધો. થોડી વાર વિચારમગ્ન રહ્યા પછી ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાના અનુયાયી સિખ્ખોને સંબોધીને ગંભીર ભાવથી જિજ્ઞાસા દર્શાવી કે:

"વીર સિખ્ખો, દિલ્લીના આ સમાચાર તમોએ લક્ષપૂર્વક સાંભળ્યા કે કેમ?"

"હા, ગુરુદેવ, અમોએ આ દુઃખદાયક સમાચાર લક્ષપૂર્વક સાંભળ્યા અને એથી અમારા હૃદયમાં જે શોક થાય છે તેની તીવ્રતાને અમો જ જાણીએ છીએ." પાંચ સો સિખ્ખોએ ભવનનિનાદક એકત્ર સ્વરથી ઉત્તર આપ્યું.

"ઔરંગઝેબ એક મહાધર્માન્ધ તથા અત્યન્ત હઠવાદી બાદશાહ હોવાથી અને માનવહત્યા કરવાનો તેનો નિત્યનો અભ્યાસ તથા વ્યવસાય થઈ ગયેલો હોવાથી ગુરુદેવ ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થવાના નથી અને તે નીચ બાદશાહ ગુરુદેવનો શિરચ્છેદ કરાવ્યા વિના રહેવાનો નથી. ગુરુદેવ ધર્મબલિદાન થઈ જાય એનો મારા હૃદયમાં લેશમાત્ર પણ શોક નથી; કિન્તુ તેમના મૃતદેહની અપ્રતિષ્ઠા તથા દુર્દશા તો કોઈ પણ પ્રકારે ન જ થવી જોઇએ. અત્યારે આપણી એટલી શક્તિ નથી કે આપણા શસ્ત્રના બળથી ગુરુદેવને આપણે દિલ્હીના કારાગૃહમાંથી મુક્ત કરીને લઈ આવીએ; પરંતુ કુટિલ નીતિથી કદાચિત્ આપણે એ કાર્ય કરી શકીએ એમ હોવાથી મારી એવી ઇચ્છા છે કે કોઈ પણ બે ચાર સિખ્ખો પોતાના પ્રાણોપર ઉદાર થઇને દિલ્લી જવાને તૈયાર થાય, તેઓ ગુરુશ્રી તેગબહાદુરને યુક્તિપ્રયુક્તિથી કારાગૃહમાંથી નસાડવાના તથા સુરક્ષિતતાપૂર્વક પંજાબમાં પહોંચાડી દેવાના પ્રયત્નો કરે; છતાં તેમના એ પ્રયત્નો સફળ ન જ થાય અને બાદશાહની આજ્ઞાથી ગુરુદેવનો શિરચ્છેદ કરવામાં આવે, તો તેમના મૃતદેહને તો કોઇ પણ ઉપાયે અહીં લાવ્યા વિના ન જ રહે. ઔરંગઝેબ એક વજ્રહૃદય તથા નિર્દય બાદશાહ હોવાથી અને તેના કારાગૃહમાં પ્રહરીઓ આદિનો અત્યન્ત કઠોર પ્રબન્ધ હોવાથી જેના હૃદયમાં જીવનની લાલસા તથા મૃત્યુનો ભય ન હોય તેનાથી જ આ કાર્ય કરી શકાય તેમ છે એનો સંપૂર્ણ વિચાર કર્યા પછી જ આ કાર્યના ભારને મસ્તકપર ધારણ કરવાનો છે અને આ કાર્યની સફળતામાટે માથાપર કફન બાંધીને જ દિલ્હી જવાનું છે એ બરાબર જાણી લીધા પછી જ જે કાંઈ બોલવાનું હોય તે બોલજો." ગુરુ ગોવિંદસિંહે અત્યંત ગંભીર ભાવથી સિખ્ખસમુદાયને સંબોધીને આ ઇચ્છા દર્શાવી.

સિખ્ખોની સભામાં મૌનનું સામ્રાજ્ય વ્યાપી ગયું અને સર્વ સિખ્ખો વિચાર તથા ચિંતામાં પડી જતાં કોઇ પણ સિખ્ખ કેટલાક સમય પર્યન્ત જ્યારે કોઇ પણ ન બોલ્યો અને એ કાર્યના ભારને શિરપર ઉપાડી લેવામાટે કટિબદ્ધ ન થયો ત્યારે સિત્તેર વર્ષના વયનો એક સિખ્ખ ઊઠીને ઊભો થઇ ગયો અને ગુરુ ગોવિંદસિંહજીને સંબોધીને અત્યન્ત ઓજસ્વિતા તથા નિર્ભયતાથી કહેવા લાગ્યો કેઃ—

"કૃપાસાગર, આ કાર્યના ભારને આપનો આ દાસાનુદાસ અત્યન્ત આનંદપૂર્વક પોતાના મસ્તકપર ધારણ કરી લેવાને તૈયાર છે. હું તથા મારો યુવક પુત્ર દિલ્લી જઇશું, અમો ગુરુ તેગબહાદુરને યુક્તિપ્રયુક્તિદ્વારા ઔરંગજેબના કારાગૃહમાંથી જીવતા નસાડી લાવવાના અમારાથી કરી શકાશે તેટલા પ્રયત્નો કરીશું અને જો દુર્ભાગ્યવશાત્ અમારા એ પ્રયત્નો સફળ નહિ જ થાય, અને ઔરંગજેબ તેમનો શિરચ્છેદ જ કરાવી નાખશે, તો જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી અમો તેમના મૃતદેહની અપ્રતિષ્ઠા તથા દુર્દશા તો નહિ જ થવા દઇએ અને તેમના મૃતદેહને અવશ્ય અહીં લઇ આવીશું. આ પુણ્યકાર્યમાટે જો અમારે અમારાં જીવનનાં બલિદાન આપવાં પડશે, તો તે આપવાને પણ અમો તૈયાર રહીશું એ અમારી પ્રતિજ્ઞા છે અને આપશ્રીના આશીર્વાદથી અમારી એ પ્રતિજ્ઞા અવશ્ય પૂર્ણ થશે એવી અમારી અચલ શ્રદ્ધા છે."

અહીં એ જાણી લેવાની આવશ્યકતા છે કે પાંચ સો સિખ્ખોમાંનો જે વયોવૃદ્ધ સિખ્ખ ધર્મ તથા ધર્મગુરુની સેવામાટે આવી રીતે પોતાના તથા પોતાના યુવક પુત્રના જીવનને મૃત્યુના મુખમાં સમર્પવાને કટિબદ્ધ થઇ ગયો હતો તે સિખ્ખ પંજાબમાં 'મેહતર' નામથી ઓળખાતી અસ્પૃશ્ય અથવા અંત્યજ જાતિમાં ઉત્પન્ન થયો હતો, છતાં પોતાના હિંદુધર્મ તથા પોતાના આદર્શ ગુરુ વિષયક તેનો પૂજ્યભાવ એટલો પ્રબળ હતો અને તેની ધર્મશ્રદ્ધા એટલી પ્રચંડ હતી કે ઉચ્ચ જાતિમાં ઉત્પન્ન થયેલા સિખ્ખો જે ભયંકર કાર્યના ભારને પોતાના મસ્તકપર ધારણ કરવાની હિંમત દર્શાવી શક્યા ન હોતા

તે ભયંકર કાર્યના ભારને પોતાના મસ્તકપર ધારણ કરવાની હિંમત તે નીચ જાતિમાં જન્મેલા તથા વયોવૃદ્ધ પુરુષે દર્શાવી હતી; માત્ર એટલું જ નહિ, પણ તે પોતાના એકમાત્ર યુવક પુત્રને પણ એ કાર્યની સફળતામાટે મૃત્યુના મુખમાં ધકેલી દેવાને તત્પર થઇ ગયો હતો. તે વીરાત્મા વયોવૃદ્ધ અંત્યજનું નામ ધર્મદાસ હતું અને તેના પુત્રનું નામ નાનકદાસ હતું.

ગુરુ ગોવિંદસિંહજીએ તેના આવા અલૌકિક ઉત્સાહ તથા સાહસને જોઇને તેનું તથા તેના પુત્રનું નખથી શિખા પર્યંત લક્ષપૂર્વક અવલોકન કરી લઇને પૂછ્યું કેઃ "તમારી આ ધર્મપ્રિયતા તથા ગુરુ-ભક્તિમાટે હું તમોને અનંત ધન્યવાદ આપું છું: પરંતુ તમારો પુત્ર પણ તમારી પેઠે જ આ કાર્યની સફળતામાટે પોતાના જીવનની લાલસાને તજી દઇને કર્તવ્યભૂમિમાં અવતીર્ણ થવાને નિર્ભયતાથી તૈયાર છે કે કેમ?"

"કૃપાસિંધો, મારા પિતાએ મારી સંમતિ લીધા પછી જ આ કર્તવ્યભૂમિમાં અવતીર્ણ થવાની ઇચ્છા દર્શાવી છે એટલે હવે આવા પ્રકારના સંશયને હૃદયમાં સ્થાન આપવાનું કાંઇ પણ કારણ છે જ નહિ. મૃત્યુનો લેખ તો જન્મ સાથે જ પ્રત્યેક મનુષ્યના ભાગ્યમાં લખાયલો હોય છે, તો પછી મૃત્યુનો ભય શામાટે રાખવો જોઇએ;? એવાં અમારાં સદ્ભાગ્ય કયાંથી કે ધર્મ તથા ગુરુદેવની સેવા કરતાં અમારાં મૃત્યુ થઇ જાય અને ધર્મસેવક તથા સાચા સિખ્ખો તરીકે સંસારમાં અમારાં નામો અમર થાય? કૃપાનિધાન, અમો અંત્યજ-જાતિમાં ઉત્પન્ન થયેલા હોવા છતાં ગુરુ તેગબહાદુરે અમોને સિખ્ખ-ધર્મની દીક્ષા આપીને અમારી અસ્પૃશ્યતાને ટાળી દીધી છે અને અમારી યોગ્યતાને વધારી દીધી છે એ તેઓશ્રીનો અમારાપર એટલો મહાભારત ઉપકાર થયેલો છે કે જો તેમના કલ્યાણમાટે અમો સાત અવતારમાં અમારાં શરીરોનાં બલિદાન આપતા રહીએ, તો પણ તેઓશ્રીના એ ઉપકારના ભારથી અમો મુક્ત થઇ શકીએ તેમ નથી. અમો અંત્યજ છીએ અને અજ્ઞાન છીએ, છતાં ઇશ્વર, ધર્મ તથા ગુરુ-

દેવમાં અમારી અચલ શ્રદ્ધા હોવાથી અમારો દૃઢ વિશ્વાસ છે કે ઇશ્વર તથા ગુરુદેવની કૃપાથી અમો અમારા સ્વીકૃત કાર્યને અવશ્ય પૂર્ણ કરી શકીશું. કૃપા કરીને અમોને વિદાય થવાની આજ્ઞા આપી દ્યો." અંત્યજ યુવક નાનકદાસે પોતાની જિહ્વાથી પોતાના ધર્મોત્સાહને આવી રીતે વ્યક્ત કરીને ગુરુ ગોવિંદસિંહજીના સંશયનું નિવારણ કરી નાખ્યું.

ગુરુ ગોવિંદસિંહજીને તેમનો આત્મા કહેવા લાગ્યો કે: "આ અંત્યજ પિતાપુત્ર અવશ્ય સ્વીકૃત કાર્ય કરી બતાવશે, એટલામાટે એમના વચનમાં વિશ્વાસ રાખ અને એમને દિલ્હી જવાની આજ્ઞા આપી દે." પોતાના એ આત્મનાદને કર્તા પુરુષનો આદેશ માનીને ગુરુ ગોવિંદસિંહે તેમને સંબોધીને કહ્યું કે: "વીરાત્માઓ, 'પાળે તેનો ધર્મ અને મારે તેની તલ્વાર' એ ન્યાય ત્રિકાલાબાધ્ય હોવાથી અને તમો પિતાપુત્ર ધર્મપાલક હોવાથી તમારો જન્મ અંત્યજ જાતિમાં થયેલો હોવા છતાં કર્મથી તમો ઉચ્ચથી પણ ઉચ્ચ જાતિના છો; કારણ કે, 'જાતપાંત પૂછે નહિ કોઇ, હરિકો ભજે વો હરિકા હોઇ!' તમોને પ્રવાસમાં જીવનનિર્વાહ તથા અન્ય કાર્યોમાટે જે પૈસા ટકા જોઇએ તે ગુરુદ્વારાના કોષાધ્યક્ષ પાસેથી લઇ લ્યો અને આજે અથવા આવતી કાલે જ દિલ્હી જવામાટે રવાના થઇ જાઓ. કર્તાપુરુષ તમારો સહાયક થશે અને તમારી ધર્મશ્રદ્ધા અવશ્ય તમોને વિજય અપાવશે એવો મારો તમોને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે."

ધર્મદાસ તથા નાનકદાસે ગુરુનાં ચરણોમાં દંડવત્ પડીને પ્રણામ કર્યાં અને ત્યાર પછી તેઓ સિખ્ખોના જયનાદ વચ્ચે પ્રવાસની તૈયારી અને પોતાના કુટુંબના યોગક્ષેમની વ્યવસ્થા કરવામાટે ત્યાંથી ચાલ્યા ગયા. તેમના જવા પછી ગુરુ ગોવિંદસિંહ સિખ્ખસમુદાયને સંબોધીને કહેવા લાગ્યા કે :–

"જેમના પ્રતિ ઉચ્ચજાતિના હિન્દુઓ નિરંતર ઘૃણા, તિરસ્કાર તથા અનાદર દર્શાવતા રહે છે અને જેમના સ્પર્શમાત્રથી પોતાને અપવિત્ર થયેલા માને છે તે અસ્પૃશ્ય અંત્યજોમાં પણ કેટલી સીમા પર્યન્ત ધર્મશ્રદ્ધા, ગુરુભક્તિ, વીરતા તથા સાહસિકતાનો નિવાસ હોય

છે એ રહસ્ય આજે સંપૂર્ણ ભાવથી તમારા જોવામાં આવી ગયેલું હોવાથી મારો તમોને એજ ઉપદેશ છે કે એ ધર્મશ્રદ્ધાલુ અંત્યજો પ્રતિ કદાપિ ઘૃણા, તિરસ્કાર તથા અનાદર ન દર્શાવશો; જો તેમના આચાર તથા વિચાર શુદ્ધ હોય, તો તેમને પોતાના બંધુ માનીને આલિંગન આપતાં પણ ન અચકાશો, તેમને દેવદર્શન તથા ધર્મ-કથાના શ્રવણમાટે દેવમંદિરોમાં આવતા ન અટકાવશો અને પોતાના હિન્દુ બાંધવો તરીકે તેમનો નિરંતર આદર કરતા રહેશો; નહિ તો એ અંત્યજ અથવા અસ્પૃશ્ય જાતિઓ પ્રતિ અત્યંત તિરસ્કાર તથા ઘૃણા દર્શાવવાનું પરિણામ એ થશે કે તમારાં એ તિરસ્કાર તથા ઘૃણાથી કંટાળીને તેઓ ઇસ્લામને સ્વીકારી લેશે, મુસલમાન થઈ જશે અને ત્યાર પછી તેઓ તથા તેમના વંશજો હિન્દુઓએ તેમના કરેલા તિર-સ્કાર તથા અનાદરનો બદલો હિન્દુઓ પાસેથી વાળી લેવામાટે અને હિન્દુઓને તેમના એ બંધુદ્રોહનો દંડ દેવામાટે હિન્દુઓના હાડવૈરી થઇને હિન્દુજાતિની ધર્મભ્રષ્ટતા તથા હત્યાની જ ચેષ્ટા કરતા રહેશે. અંત્યજો પ્રતિ દર્શાવવામાં આવતા તિરસ્કાર તથા અનાદરનું આ પરિણામ અવશ્યંભાવી હોવાથી એ પરિણામનો વિચાર કરીને અત્યારથી જ ચેતીને ચાલવામાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિનું કલ્યાણ છે; કારણ કે, પ્રેમ પ્રેમને જ આકર્ષે છે અને તિરસ્કાર તિરસ્કારને જ ખેંચી લાવે છે.”

ભવિષ્યમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા દેશના કલ્યાણમાટે ગુરુ ગોવિન્દસિંહજીના હસ્તથી હિન્દુઓના અનંત જાતિભેદોનો જે ઉચ્છેદ થવાનો હતો તેનો આજે ગુરુ ગોવિન્દસિંહજીના મુખથી પ્રસંગવશાત્ આ અચાનક સૂત્રપાત થયો હતો એમ માનવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. પંજાબની હિન્દુજાતિઓના સંગઠનનું આ ઇચ્છનીય મંગલાચરણ હતું. અસ્તુ: હવે આપણે પુનઃ દિલ્લી પ્રતિ દૃષ્ટિપાત કરીશું.

———:o:———

## પ્રકરણ ૫ મું
## ગુરુ તેગબહાદુરનો શિરચ્છેદ

——:૦:——

"Were a star quenched on high
For ages would its light
Still travelling downward from the sky
Shine on mortal sight.
So when a great man dies
For years beyond our ken
The light he leaves behind him lies
Upon the paths of men."

Longfellow.

ગુરુ તેગબહાદુરને કારાગૃહમાં પૂરાવ્યા પછી ઔરંગજ઼ેબે તેમની સાથે આવેલા પાંચ સિખ્ખોમાંના બે સિખ્ખોને પણ પકડીને કારાગૃહમાં પૂરાવી દીધા હતા; કારણ કે, બે સિખ્ખો તો પાછા પંજાબ ચાલ્યા ગયા હતા અને બાકીનો એક સિખ્ખ જે વેળાયે દિલ્હીમાં એ મોતીરામ તથા દયાલદાસ નામક બે સિખ્ખોને પકડવામાં આવ્યા તે વેળાયે જો અવસર મળી શકે તો પોતાના ગુરુ તથા ગુરુબંધુઓને ઔરંગજ઼ેબના બંધનથી મુક્ત કરવાના પોતાથી કરી શકાય તેટલા ગુપ્ત પ્રયત્નો કરવામાટે પલાયન કરી ગયો હતો અને બે ચાર દિવસ પછી વેષપરિવર્તન કરી દિલ્હીમાં આવી એક ધનાઢ્ય હિન્દુગૃહસ્થને ત્યાં સારથી તથા મુખ્ય અશ્વપાલ તરીકે નોકર રહી ગયો હતો.

કારાગૃહમાં ઔરંગજ઼ેબની આજ્ઞાથી ગુરુ તેગબહાદુર અને તેના બે અનુયાયી સિખ્ખો મોતીરામ તથા દયાલદાસને નિર્દય મુસ્લિમ અધિકારીઓ અનેકપ્રકારની અસહ્ય શારીરિક યંત્રણાઓ આપ્યા કરતા હતા અને આલમગીરના આદેશ અનુસાર ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થવાનો રાત અને દિવસ સતત આગ્રહ કર્યા કરતા હતા; વારંવાર બબ્બે ને ત્રણ ત્રણ દિવસ પર્યન્ત તેમને અન્ન તથા જળ પણ આપવામાં આવતાં ન હોતાં અને થાંભલા સાથે બાંધીને ચાબુકનો ચામડાં ફાડી નાખે તેવો

માર મારવામાં આવતો હતો. વીસ દિવસ પર્યન્ત આવી ભયંકર શારીરિક યંત્રણાઓ આપવા છતાં પણ જ્યારે ગુરુ તેગબહાદુરે ધર્મભ્રષ્ટ ન થવાના નિશ્ચયને રજમાત્ર પણ ડગવા ન દીધો અને તેના અનુયાયી બન્ને સિખ્ખો પણ પ્રાણાન્ત પર્યન્ત પોતાના પરમપવિત્ર હિન્દુધર્મને ન ત્યજવાના પોતાના અચલ નિશ્ચયને જ વળગી રહ્યા ત્યારે ઔરંગજેબે ગુરુ તેગબહાદુરના હૃદયમાં ભય ઉપજાવવામાટે તેમના દેખતાં ભાઇ મોતીરામને[1] કારાગૃહમાં કર્વતવડે નિર્જીવ કાષ્ઠ પ્રમાણે વ્હેરાવી નાખ્યો અને દયાલદાસને[2] બળતા અગ્નિપર રખાયલી લોઢાની મોટી દેગમાં નાખીને જીવતો ભુંજાવી નાખ્યો; છતાં તે બન્ને વીરાત્મા સિખ્ખોએ ન માગી ઔરંગજેબની દયા, ન કર્યો ઇસ્લામનો સ્વીકાર, ન નીકળવા દીધી નેત્રોમાંથી અશ્રુની ધારા કે ન કર્યો એક પણ ચીત્કાર. તે ઉભય વીરોએ હાસ્યમંડિત મુખ તથા આનંદપુલકિત હૃદયથી પોતાના ધર્મમાં દૃઢ રહીને એ યંત્રણાયુક્ત મૃત્યુને સ્વીકારી લીધું અને અત્યાચારી ઔરંગજેબને બતાવી આપ્યું કેઃ ધર્મની રક્ષામાટે પોતાના પ્રાણોનું બલિદાન આપનાર હિન્દુ હુતાત્માઓ આવા હોય છે। જે વેળાયે મોતીરામ તથા દયાલદાસને આવી પૈશાચિક પદ્ધતિથી મારી નાખવાની તૈયારીઓ ચાલી રહી હતી તે વેળાયે ગુરુ તેગબહાદુર શાંત તથા ગંભીર ભાવથી ગુરુ નાનકદેવની વાણી ઉચ્ચારી રહ્યા હતા અને પોતાના એ પ્રિય સિખ્ખોના આત્મબલિદાન વિષયક ઉત્સાહને વધારી રહ્યા હતા. એ ઘટના ઘટી ગયા પછી બીજે દિવસે જ્યારે કારાગૃહપાલે ગુરુ તેગબહાદુરને કારાગૃહમાં ઔરંગજેબ બાદશાહનો એવો સંદેશ સંભળાવ્યો કેઃ "હવે બાકી રહેલા દશ દિવસના અવધિમાં જો તમો વિચાર કરીને ઇસ્લામને નહિ સ્વીકારી લ્યો અને મુસલ્માન નહિ થાઓ, તો જે દશા ગઇ કાલે તમારા સિખ્ખોની

૧ આ મોતીરામ જેહલમ જિલ્લાના કરયાલા નામક સ્થાનના ભાઇવંશનો મુખી હતો. કેટલાક ગ્રંથોમાં એનું નામ મોતીદાસ પણ લખેલું છે, પરંતુ મોતીરામ નામ સર્વમાન્ય છે. ૨ આ દયાલદાસ નામક સિખ્ખને પંજાબમાં ભાઇ દયાલરામ અથવા ભાઇ દયાલા નામથી પણ ઓળખવામાં આવે છે.

થઇ છે તે જ દશા તમારી પણ થશે અને તમારો હિન્દુધર્મ તમોને મૃત્યુના પંજામાંથી બચાવી શકવાનો નથી." એટલે એના ઉત્તરમાં ગુરુ તેગબહાદુરે અતિશય ગંભીરતાથી જણાવ્યું કે: "તમારા બાદશાહને જઇને કહો કે: 'જેના શિષ્યો પણ પોતાના ધર્મથી વિચલિત નથી થતા અને ધર્મની રક્ષામાટે હસતા હસતા પોતાના પ્રાણોની આહુતિ આપી દે છે તેનો ધર્મોપદેશક ગુરુ મૃત્યુના નામથી ભયભીત થઇને પોતાના ધર્મને ત્યજી દેશે અને ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન એટલે કે ધર્મભ્રષ્ટ થશે એવી જો તું આશા રાખતો હોય, તો આ સંસારમાં તારા જેવો મૂર્ખશિરોમણિ મનુષ્ય અન્ય કોઇ છે જ નહિ; કારણ કે, હિન્દુધર્મ એ જ હિન્દુનો આત્મા અને એ જ હિન્દુના પ્રાણ હોવાથી જો ધર્મ જાય, તો આ જીવિત શરીર પણ મૃત સમાન છે. તારી ઇચ્છા હોય તો આ ક્ષણે જ મારા પ્રાણ લઇ લે; પરંતુ હું મારા હિન્દુધર્મને તો નથી જ ત્યજવાનો અને સ્વધર્મનો દ્રોહ કરી મુસલ્માન નથી જ થવાનો.' મારો આ અંતિમ નિર્ધાર છે."

કારાગૃહપાલે ગુરુ તેગબહાદુરનું આ ઉત્તર ત્યાંથી જઇને ઔરંગજેબને અક્ષરશઃ સંભળાવી દીધું અને તે સાંભળીને ઔરંગજેબ આશ્ચર્યથી મોઢામાં આંગળાં નાખી ગયો. છતાં પણ તે ગુરુ તેગબહાદુરના જીવનદીપને બુઝાવી નાખવાના અને પોતાના ધર્મોન્માદ અથવા પોતાની ધર્માન્ધતાને અંત પર્યન્ત સિદ્ધ કરી બતાવવાના પોતાના નિશ્ચયથી તિલમાત્ર પણ વિચલિત ન થયો તે ન જ થયો. ઔરંગજેબે કારાગૃહપાલને આજ્ઞા આપી કે: "તેગબહાદુરને જિન્દાનમાંથી બહાર કાઢીને ચાંદનીચૌકમાંના કોતવાલીની પાસેના ઊંચા મકાનમાં ઠેઠ ઉપરના મંજિલામાં કયદ કરી રાખો અને સખ્ત બંદોબસ્ત રાખો કે તે ભાગી પણ ન જાય અને ખુદકુશી (આત્મઘાત) કરીને મરી પણ ન જાય." તે જ દિવસે ગુરુ તેગબહાદુરને ચાંદનીચૌકમાંના કોતવાલી પાસેના ઊંચા મકાનના ઉપરના મંજિલામાં લાવીને રાખવામાં આવ્યા અને ત્યાં પ્રહરીઓનો કઠિન પ્રબંધ કરી દેવામાં આવ્યો.

જે મકાનમાં ગુરુ તેગબહાદુરને બંદિ તરીકે રાખવામાં આવ્યા હતા તે મકાન એટલું તો ઊંચું હતું કે તે સમયમાં કેવળ બાદશાહના શાહી મહલ વિના એના જેટલું ઊંચું બીજું એક પણ મકાન ન હોતું; તેના સાત મંજિલા હતા અને સાતમા મંજિલાની અગાસીમાંથી શાહી મહલના જનાનખાનાવાળા ભાગમાં દૃષ્ટિ પડી શકતી હતી. ઘણીક વાર ગુરુ તેગબહાદુર, તેઓ સાતમા મંજિલામાં બંદિતરીકે રખાયલા હોવાથી, અગાસીમાં આવીને ઊભા રહેતા હતા અને આકાશમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને ગુરુ નાનકદેવની વાણીને ઉચ્ચાર્યા કરતા હતા. એક વાર ઔરંગજેબે પોતાના જનાનખાનાવાળા ભાગની અગાસીમાંથી ગુરુ તેગબહાદુરને તે અગાસીમાં ઊભેલા જોયા અને તેણે એમ માની લીધું કે તેઓ તેના જનાનખાના તથા જનાનખાનાની બેગમોને જોતા ઊભા હતા. એ દિવસે ગુરુ તેગબહાદુરને વિચારમાટે આપેલા અવધિમાં માત્ર બે દિવસ જ બાકી રહેલા હોવાથી ઔરંગજેબે એ વાર્તાને પોતાના સ્મરણપટમાં અંકિત કરી રાખી. જ્યાં યુગોના યુગો વીતી જાય છે ત્યાં બે દિવસ જેટલો સ્વલ્પથી પણ સ્વલ્પ સમય વીતી જતાં શી વાર લાગે? અર્થાત્ બે દિવસ પણ વીતી ગયા અને તૃતીય દિવસ આવી લાગ્યો.

એ દિવસ તે વિક્રમ સંવત્ ૧૭૩૧ (ઇ. સ. ૧૬૭૫)ના માર્ગશીર્ષ, શ્રીકૃષ્ણ ભગવાને 'मासानां मार्गशीर्षोऽहम्'[1] એ વચન પોતાના શ્રી મુખમાંથી ઉચ્ચારીને જે માસને અલૌકિક મહત્તા તથા પૂજ્યતા સમર્પી દીધી છે તે મહાપવિત્ર માર્ગશીર્ષ માસની શુક્લા એકાદશી[2]નો પવિત્ર દિવસ હતો. શહનશાહ ઔરંગજેબની આજ્ઞાથી જે

---

૧ "बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम्।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः" भगवद्गीता; अ. १० श्लोक ३५.
અર્થાત્ "સામોમાં હું બૃહત્સામ છું, છંદોમાં ગાયત્રી, માસોમાં માર્ગશીર્ષ અને ઋતુઓમાં વસંત ઋતુ હું છું." શ્રીમદ્ભગવદ્ગીતા, અ.૧૦ શ્લો. ૩૫

૨ કેટલાક ઇતિહાસલેખકોની માન્યતા એવી છે કે એ દિવસ માર્ગશીર્ષ માસની એકાદશીનો દિવસ હતો અને કેટલાક ઇતિહાસલેખકોએ નિશ્ચિત દિવસ નથી દર્શાવ્યો. સંવત્ તથા માસના સંબંધમાં સર્વ ઇતિહાસલેખકોની એકવાક્યતા છે.

ઉચ્ચ આગારમાં ગુરુ તેગબહાદુરને બંદિ તરીકે રાખવામાં આવ્યા હતા તે આગારના વિશાલ પ્રાંગણમાં બાદશાહ સલામત તથા તેના અમીરો તેમ જ અમલદારોના બેસવામાટે આસનો ગોઠવી દેવામાં આવ્યાં હતાં, જલ્લાદોને તૈયાર રાખવામાં આવ્યા હતા અને હિન્દુઓ ઉશ્કેરાઇને કદાચિત બળવો જગાડે તો તેમના બળવાને દબાવી દેવામાટે તથા તેમને તલ્વારોને ઘાટ ઊતારી દેવામાટે આસપાસ સૈનિકોને દુર્ગવ્યૂહના સ્વરૂપમાં ગોઠવી દેવામાં આવ્યા હતા; કારણ કે; એ દિવસે કાં તો ગુરુ તેગબહાદુરને મુસલ્માન બનાવવાનો અને કાં તો જલ્લાદની તલ્વારથી ગુરુ તેગબહાદુરનો હજારો માણસોના દેખતાં શિરચ્છેદ કરાવી નાખવાનો મહા દુરાગ્રહી તથા હઠવાદી ઔરંગજેબ બાદશાહે પોતાના મનમાં વજ્રકઠોર નિશ્ચય કરી લીધો હતો, અને પોતાનો એ નિશ્ચય તેણે પ્રથમથી જ સર્વને જણાવી દીધેલો હોવાથી આજે ચાંદનીચૌક, ત્યાં હિન્દુ તથા મુસલ્માનો હજારોની સંખ્યામાં આવીને એકઠા થયેલા હોવાથી, લોકારણ્યના રૂપમાં ફેરવાઇ ગયો હતો; પરંતુ ત્યાં આવેલા એ હિન્દુઓ તથા મુસલ્માનોની ત્યાં આવીને એકત્ર થવાની ભાવનાઓ ભિન્ન ભિન્ન પ્રકારની હતી. હિન્દુઓ 'જો ધર્માંધ બાદશાહ આલમગીર આજે ગુરુ તેગબહાદુરનો શિરચ્છેદ કરાવી નાખશે, તો પછી આપણને ગુરુજીના અંતિમ દર્શનથી નેત્રો તથા આત્માને પવિત્ર કરી લેવાનો અવસર નહિ મળી શકે એટલે આપણે આજે ગુરુજીના દર્શનનો લાભ તો મેળવી જ લેવો જોઇએ' એવી ભાવનાથી ત્યાં આવ્યા હતા અને તેમનાં મુખમંડળોમાં શોક તથા નિરાશાદર્શક કાલિમા વ્યાપેલી સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી; પરંતુ મુસલ્માનો 'આજે એક મોટા કાફિરને કત્લ કરવામાં આવશે અને તેને તડપતો જોવાની બહુ મઝા પડશે' એવી નીચ ભાવનાથી આવેલા હોવાથી તેમનાં મુખમંડળોમાં સ્વાભાવિક આનંદની છટા વિલસી રહી હતી. હિન્દુઓનાં હૃદયો મુસલ્માનોના એ આનંદને જોઇને અને તેમના મુખથી હિન્દુધર્મ તથા ગુરુ તેગબહાદુરની અશ્લીલ નિંદા સાંભળીને ક્રોધાગ્નિ વડે બળીને ભસ્મીભૂત થઇ જતાં

હતાં; પણ ઔરંગજેબ જેવો મહાબલાઢ્ય તથા ક્રૂર બાદશાહ મુસ-લમાનોનો પૃષ્ઠપોષક તથા સહાયક હોવાથી અને તેનો હિન્દુધર્મ તથા હિન્દુજાતિ વિષયક દ્વેષ તથા તિરસ્કાર પ્રચંડ હોવાથી નિરુપાયવશાત્ તેઓ પોતાના એ ક્રોધનું કાંઈ પણ પરિણામ નિપજાવી શકતા ન હોતા.

શરદ્ઋતુનો સૂર્ય તીવ્ર હોય છે એ નિયમ અનુસાર આજનો સૂર્ય પણ જ્યારે ઊગ્યો ત્યારે તીવ્ર જ હતો અને સૂર્યોદય પછી અર્ધ-પ્રહર જેટલો સમય વીતી ગયો, પ્રથમ અમીરો તથા અમલદારો આવી ગયા તેમ જ અંતે બાદશાહ ઔરંગજેબ પોતે ત્યાં આવીને પોતાના ઉચ્ચ આસનપર વિરાજ્યો ત્યાં સુધી તો સૂર્યની સ્થિતિમાં તેમ જ વિશ્વની નૈસર્ગિક અવસ્થામાં કોઇ પણ પ્રકારનું પરિવર્તન થયું ન હોતું; પરંતુ જ્યારે ઔરંગજેબની આજ્ઞાથી ઊંચી હવેલીના સાતમા મંજિલા પરથી ગુરુ તેગબહાદુરને ચાર સૈનિકોએ શૃંખલાબદ્ધ અવ-સ્થામાં લાવીને ઔરંગજેબના આસન સમક્ષ ઊભા રાખ્યા તે ક્ષણે જ જાણે એ સ્થાનમાં હવે પછી થનારા એક મહાપુરુષના પૈશાચિક હત્યાકાંડને જોવાની પોતાની ઇચ્છા ન હોવાથી જ ત્યાંથી અદૃશ્ય થવાની ચેષ્ટા કરી રહ્યો હોય ની! તદ્વત્ સૂર્યનારાયણે પોતાના મુખમંડલને મેઘપટલમાં છુપાવી દીધું; સર્વ દિશાઓમાં મેઘની ધાટી ઘટાઓ વિસ્તરી જતાં દિવસ પ્રકાશહીન, નિસ્તેજ તથા ઝાંખો થઇ ગયો અને ન્યાયશીલ મનુષ્યોને એ દિવસ અત્યાચારી ઔરંગજેબની અવનતિ અથવા અધોગતિના આરંભદિવસ સમાન ભાસવા લાગ્યો.

ઔરંગજેબે શૃંખલાબદ્ધ ગુરુ તેગબહાદુરને પૂછ્યું કે: "કેમ, તેગ-બહાદુર, તમોને આપવામાં આવેલા સમયનો કાંઇ પણ સદુપયોગ કર્યો?"

"જી હા, જહાંપનાહ, એ સમયનો મારાથી કરી શકાય તેટલો સદુપયોગ મેં કરી લીધો છે." ગુરુ તેગબહાદુરે જેટલો પ્રશ્ન હતો તેટલું જ ઉત્તર આપ્યું.

"તમોએ સમયનો સદુપયોગ શી બાબતમાં કર્યો છે?" આલમગીરે કટાક્ષપૂર્વક જિજ્ઞાસા દર્શાવી.

"અકાલ પુરુષના ધ્યાનમાં, ગુરુ નાનકદેવની ભવસાગરતારિણી પવિત્ર વાણીના ઉચ્ચારમાં અને સ્વધર્મને સુરક્ષિત રાખીને હુતાત્મા થઇ જવાના ચિંનતનમાં જ મને આપવામાં આવેલા સમયનો મેં યથાશક્ય સદુપયોગ કરેલો છે." ગુરુ તેગબહાદુરે ગંભીર મુદ્રા તથા ભેદક દષ્ટિથી આ શબ્દો ઉચ્ચાર્યા.

જેમના શરીરનો વર્ણ તપ્ત કાંચન સમાન હતો, જેમની શ્વેતકેશ-મિશ્રિત કૃષ્ણ દાઢી નાભિ પર્યન્ત વિસ્તરેલી હતી, જેમનાં વિશાળ તથા આકર્ણલંબિત નેત્રોમાંથી એક પ્રકારનું ચમત્કારિક તથા વિલક્ષણ તેજ બહિર્ગત થઇ રહ્યું હતું અને જેમના મુખમંડળમાં અગાધ શાંતિ તથા ગંભીરતાનો અધિકાર વ્યાપેલો હતો તે શાંતરસની સજીવન પ્રતિમા સમાન ગુરુ તેગબહાદુરના મુખમાંથી નીકળેલા આ શબ્દોને સાંભળીને ઔરંગજેબ મહાક્રૂરાત્મા તથા નિષ્ઠુરાત્મા હોવા છતાં પણ હતપ્રભ થઇ ગયો અને ગુરુના તેજને સહન ન કરી શકવાથી તેણે એક અથવા બે ક્ષણને માટે પોતાના મુખને કોઇ એક નિમિત્તથી અન્ય દિશામાં ફેરવી દીધું. થોડી વાર સુધી ત્યાં મૌન તથા નિઃસ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો. પરંતુ ઔરંગજેબે ધર્મના પ્રભાવથી પોતાના અંતઃકરણમાં પ્રવેશેલી નિર્બળતાને અધર્મની સહાયતાથી બહિષ્કૃત કરી દીધી અને પુનઃ પોતાની સ્વભાવિક નિર્દયતાને ધારણ કરી લઇને ગુરુ તેગબહાદુરને સંબોધીને નિષ્ઠુરતાથી કહ્યું કેઃ-

"તેગબહાદુર, હિન્દુધર્મગુરુઓ તો પરનારીઓને પોતાની માતા, ભગિની તથા પુત્રી તુલ્ય માને છે અને પરનારીને કદાપિ પાપદષ્ટિથી નથી જોતા; એ વાર્તા સત્ય છે કે કેમ?"

એના ઉત્તરમાં ગુરુ તેગબહાદુર ઓજસ્વિતાથી બોલ્યા કેઃ "એ વાર્તા અક્ષરશઃ સત્ય છે; કારણ કે, કેવળ ધર્મગુરુઓને જ નહિ, પણ હિન્દુનામધારિણી સમસ્ત જનતાને પરનારીને માતા, ભગિની તથા પુત્રી તુલ્ય માનીને અને પરપુરુષને પિતા, ભ્રાતા તથા પુત્ર તુલ્ય માનીને વિકૃત દષ્ટિથી ન જોવાનો હિન્દુધર્મનો કઠિન આદેશ છે,

ખરા હિન્દુઓ હિન્દુધર્મના એ આદેશનું અખંડ પાલન કરતા રહે છે અને એ જ હિન્દુજાતિના ગૌરવનું એક પ્રધાન કારણ છે."

"હિન્દુધર્મગુરુઓને તેમના ધર્મનો આવા પ્રકારનો આદેશ હોવા છતાં અને તમારી પોતાની માન્યતા અનુસાર તમો પોતે એક સર્વશ્રેષ્ઠ હિન્દુધર્મગુરુ હોવા છતાં આ ઊંચી હવેલીના સાતમા મંજિલાની અગાસીમાં ઊભા રહીને મારા જનાનખાનાની ખુબ્સૂરત બેગમોને ઘણીક વાર તાકી તાકીને જોયા કરતા હતા તે શામાટે ? તમો પરનારીને માતા, ભગિની તથા પુત્રી તુલ્ય માનતા રહો છો એટલામાટે કે શું ?" ઔરંગજેબે માર્મિકતાથી ગુરુ તેગબહાદુરના શિરપર પોતાની બેગમોને વિકારપૂર્ણ દૃષ્ટિથી જોવાના અપરાધને સ્થાપવાનો પ્રયત્ન કરતાં આ શબ્દો ગાંભીર્યપૂર્વક ઉચ્ચાર્યા.

ગુરુ તેગબહાદુર તેના એ અસત્ય આક્ષેપના ઉત્તરમાં અત્યંત શાંત મુદ્રા તથા શાંત ભાવથી કહેવા લાગ્યા કે: "સંશયાત્મા મુસ્લિમ્ સમ્રાટ્, જેની આંખો કમળા નામક રોગનો ભોગ થયેલી હોય છે તેને સંસારની સર્વ વસ્તુઓ પીળી જ દેખાયા કરે છે એવો એક નિયમ હોવાથી તને સર્વ મનુષ્યો પાપી તથા વિકારી દેખાય એ સ્વાભાવિક છે. સત્ય વાર્તા તો એ જ છે કે હું મારા આ કારાગૃહના સાતમા મંજિલાની અગાસીમાં ઊભો રહીને તારા જનાનખાનાને અથવા તારી બેગમોને તાકીને ન હોતો જોઇ રહ્યો, કિંતુ, અત્યાચારી ઔરંગજેબ, પશ્ચિમ દિશાના સમુદ્રપરતીરવર્તી દેશમાંથી જે એક ગૌરાંગ પ્રજા તારા પડદાને છિન્નભિન્ન કરી નાખવામાટે અને તારા સામ્રાજ્યનો ઉચ્છેદ કરી નાખવામાટે વેગપૂર્વક હિન્દુસ્તાનની દિશામાં આગળ વધી રહી છે તે ગૌરાંગ પ્રજાને જ તાકી તાકીને જોયા કરતો હતો."[૧]

---

1 "According to a famous story he was accused while imprisoned at Delhi of turning his gaze in the forbidden direction of the imperial female apartments. He replied to the charge by saying:

"ત્યારે તમે મુગલિયા અથવા મુસ્લિમ શહનશાહતના હવે પછી સત્વર જ થનારા વિનાશનેજ જોઇ રહ્યા હતા કેમ?" ઔરંગજેબે ક્રૂરતા તથા કઠોરતાદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"જ્યારે કોઇ પણ રાજા, મહારાજા, સુલ્તાન અથવા બાદશાહના ગર્વ તથા અત્યાચાર સીમાનું ઉલ્લંઘન કરી જાય છે ત્યારે તેના રાજ્ય અથવા સામ્રાજ્યના વિનાશનો પ્રસંગ વેગપૂર્વક આવી લાગે છે એ એક ત્રિકાલાબાધ્ય સત્ય હોવાથી અને તારા ગર્વ, ધર્મોન્માદ તથા હિન્દુજાતિપરના અત્યાચારો સીમાનું ઉલ્લંઘન કરી ગયેલા હોવાથી આ મુગલિયા અથવા મુસ્લિમ શહનશાહતનો વિનાશ હવે સત્વર થવો જ જોઇએ અને તે થવાનો જ છે. હિન્દુસ્તાનની ઇસ્લામી હકૂમત અત્યંત વેગપૂર્વક વિનાશની દિશામાં જ આગળ વધી રહી છે અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિના ઉત્કર્ષ તથા ઉદ્ધારનો સમય હવે નિકટમાં આવતો જાય છે." ગુરુ તેગબહાદુરે કોઇ પણ પ્રકારના ભય અથવા સંકોચ વિના અત્યાચારિણી મુસ્લિમ સામ્રાજ્યસત્તાના વિનાશનું ભવિષ્યકથન કરી દીધું.

"તેગબહાદુર, આ ભવિષ્ય ભાખવામાં તમારી ભૂલ થાય છે; કારણ કે, અમારો દીન ઇસ્લામ જ એકમાત્ર સાચો દીન અથવા ધર્મ હોવાથી અમો તલ્વારના જોરથી કાફિરોને દીન ઇસ્લામમાં

---

'Emperor Aurangzeb, I was on the top story of my prison, but I was not looking at thy private apartments, or at thy queen's. I was looking in the direction of the Europeans who are coming from beyond the seas to tear down thy hangings (pardas) and destory thy empire.'

"The anecdote was firmly believed by the Sikhs, who used the prophecy as a battle-cry during the siege of Delhi in 1857. A somewhat similar prophecy is attributed to Guru Govind."

Vincent A. Smith's The Oxford History of India; (1920) *Page 454.*

લાવીને કાફિરોને જન્નતના હિસ્સેદાર બનાવીએ છીએ અને સવાબને હાસિલ કરીએ છીએ; એટલામાટે મુસ્લિમ શહનશાહતનો વિનાશ થવાનો જ નથી; બલ્કે એક સમય એવો પણ આવી લાગશે કે જ્યારે સયફે ઇસ્લામ દુનિયાના બીજા બધા ખોટા મજહબોને મટાડી દઇને એકે એક ઇન્સાનને ઇસ્લામના ઝંડા તળે લાવી મૂકશે અને દુનિયામાં ઇસ્લામ વિના બીજો કોઈ મજહબ નહિ હોય, કુરાન વિના બીજો કોઇ ધર્મગ્રંથ નહિ હોય અને મુસલ્માન વિના બીજી કોઇ જાતિ નહિ હોય." હઠવાદી ઔરંગજેબે તલ્વારના જોરથી આખી દુનિયાના મનુષ્યોને મુસલ્માન બનાવી દેવાનાં મિથ્યા સ્વપ્ન જોવા માંડ્યાં.

"મિથ્યાભિમાની બાદશાહ, જો તમો મુસલ્માનોને તમારો દીન ઇસ્લામ દુનિયાના બીજા સર્વ ધર્મોથી શ્રેષ્ઠ તથા સાચો ધર્મ ભાસતો હોય, અને લોકોના કલ્યાણમાટે જ સંસારમાં ઇસ્લામને પ્રચારવાની તમો મુસલ્માનોની ઇચ્છા હોય, તો અન્યધર્મીય લોકોને બુદ્ધિ તથા યુક્તિથી ઇસ્લામની શ્રેષ્ઠતાને સમજાવવાનો પ્રયત્ન કરો, તાર્કિક યુક્તિઓ તથા પ્રેમપૂર્ણ વ્યવહારદ્વારા અન્યધર્મીઓનાં હૃદયોને ઇસ્લામ પ્રતિ આકર્ષવાનો ઉદ્યોગ કરો અને એ કાર્યની સફળતામાટે સદાચારી તથા કોમલહૃદય ઉપદેશકોને નિયત કરી દ્યો. આ ઉદ્યોગ તથા પ્રયત્નથી જેઓ મુસલ્માન થાય તેમને મુસલ્માન બનાવો અને જેઓ મુસલ્માન ન થાય તેમને તેમનો પોતાનો ધર્મ પાળવા દઇને તેમનાપર અત્યાચાર ન કરો; કારણ કે, નિર્બળ તથા અસત્ય ધર્મના પ્રચારમાટે જ પશુબળ તથા અત્યાચારની આવશ્યકતા હોવાથી 'એક હાથમાં તલ્વાર અને બીજા હાથમાં કુરાન'ના સિદ્ધાંતને સ્વીકારીને તો તમો પોતાના દીન ઇસ્લામને એક નિર્બળ, નિઃસત્ત્વ તથા અસત્ય ધર્મ તરીકે જ સિદ્ધ કરી રહ્યા છો. મારા આ શબ્દોને બરાબર યાદ રાખી લેજો કે તમારી માન્યતા પ્રમાણે સયફે ઇસ્લામ (ઇસ્લામની તલ્વાર) બીજા બધા ધર્મોને મટાડી દઇને સર્વ મનુષ્યોને ઇસ્લામની પતાકા તળે લાવી મૂકે, વિશ્વમાં ઇસ્લામ વિના બીજો કોઇ ધર્મ જ ન રહે, કુરાન વિના બીજો કોઇ ધર્મગ્રંથ જ ન રહે અને મુસલ્માન વિના બીજી કોઇ જાતિ જ ન રહે એવો સમય તો કદાપિ નથી જ આવવાનો; પરંતુ

એથી વિપરીત એવો સમય તો અવશ્ય તથા નિર્વિવાદ આવવાનો છે કે ઇસ્લામ વિષયક શ્રદ્ધાથી નહિ, કિંતુ તમારા મુસલ્માનોના પશુબળ, શસ્ત્રબળ તથા પૈશાચિક અત્યાચારોથી બાહ્યતઃ મુસલ્માન થવા છતાં હિન્દુધર્મને જ પોતાનો સત્ય તથા શાશ્વત ધર્મ માનનારા હિન્દુઓ જ્યારે પણ ભારતવર્ષમાં તેમનો કોઇ ઉદ્ધારક મહાપુરુષ ઉત્પન્ન થશે ત્યારે અનુકૂળ પ્રસંગ મળતાં કેવળ જીવનરક્ષા તથા વંશરક્ષામાટે જ ધારણ કરેલા મુસ્લિમ્ મજ્હબ નામક કૃત્રિમ વેશને તિરસ્કારપૂર્વક ઊતારીને ફેંકી દેશે, હિન્દુધર્મશાસ્ત્રના વિધિથી શુદ્ધ થઇને પોતાના સત્ય ધર્મને ધારણ કરી પોતાની હિન્દુજાતિમાં ભળી જશે, કેવળ શસ્ત્રબળ તથા અત્યાચારના યોગે વૃદ્ધિંગત થયલું ઇસ્લામ નામક વૃક્ષ મુસ્લિમ સામ્રાજ્યસત્તાનો અંત થતાં જ્યારે તેને શસ્ત્રબળ તથા અત્યાચાર નામક જળ મળતું અટકી જશે ત્યારે પોતાની મેળે જ સૂકાઇ જવા માંડશે અને કદાચિત્ સમસ્ત વિશ્વમાં નહિ, તો પણ એ શસ્ત્રબળ તથા અત્યાચારના જળથી પોષાયલું ઇસ્લામ વૃક્ષ આ પવિત્ર ભારતવર્ષમાં તો અવશ્ય નામશેષ થઇ જશે. ભારતવર્ષના આ મહોજ્જવલ ભવિષ્યને હું અત્યારે હસ્તામલકવત્ જોઇ રહ્યો છું અને તેથી મારો આત્મા અત્યારે એક પ્રકારના અનિર્વચનીય દિવ્ય આનંદને અનુભવી રહ્યો છે." ગુરુ તેગબહાદુરે ઔરંજેબના મિથ્યા સ્વપ્નથી સર્વથા વિપરીત અને વાસ્તવિક અથવા સત્ય ભાવિસ્થિતિનો ઓજસ્વિની વાણીથી મદાંધ ઔરંગજેબને પરિચય કરાવી દીધો.

"તમો આવા ભવિષ્યને જોઇ રહેલા હોવાથી મારે હવે એવી આશા તો નથી જ રાખવાની કે તમો ઇસ્લામને પોતાની ઇચ્છાથી જ સ્વીકારી લઇને મુસલ્માન થશો અને જલ્લાદની તલ્વારથી બચી જશો; છતાં પણ એક વાર હું તમોને કહું છું કે તમારા પોતાના તથા તમારા વંશજોના કલ્યાણમાટે આ હઠધર્મને છોડી દો, દીન ઇસ્લામને સ્વીકારી લ્યો, મુસલ્માન થઇ જાઓ અને પંજાબના તાજોતખ્તના માલિક થાઓ; નહિ તો તમારા નસીબના ફયસલાનો આ છેલ્લો દિવસ હોવાથી જલ્લાદની તલ્વાર મારી આંખનો ઇશારો થતાં એક જ વારના પ્રહારથી તમારી ગર્દનને છટકાવી દેશે અને તમારા કાફિર આત્માને જહન-

મનો સીધો રસ્તો બતાવી દેશે." અંતે બુદ્ધિવાદ કથા યુક્તિપ્રયુક્તિથી ગુરુ તેગબહાદુરને મુસલ્માન બનાવવાની પોતાની આશાની સફળતાનો સંભવ ન જોઇને ઔરંગજેબ પોતાના અંતિમ ઉપાયને યોજવાના નિશ્ચયપર આવી લાગ્યો અને પોતાના મનમાં ગુરુ તેગબહાદુરને કત્લ કરાવવાનો દઢ નિર્ધાર કરી લઇને જ ગુરુ તેગબહાદુરને ખૂનઝરતી આંખોથી જોઇને તેણે આ કઠોર શબ્દોને પોતાની ખૂની જિહ્વાથી ઉચ્ચાર્યા.

"મદોન્મત્ત તથા હઠવાદી બાદશાહ, તને મેં સો વાર મારો નિશ્ચય જણાવી દીધો છે અને એક વાર વળી પણ જણાવું છું કે હું આત્મબલિદાન આપીને હુતાત્મા થવાની ઇચ્છાથી જ દિલ્લીમાં આવેલો હોવાથી જો તારામાં મને આ સમસ્ત વિશ્વનું સામ્રાજ્ય આપી દેવાનું સામર્થ્ય રહેલું હોય અને મારા ધર્મના મૂલ્ય તરીકે તે વિશ્વસામ્રાજ્ય મને આપી દેવાને તું તૈયાર થઇ જાય, તો પણ મારા ધર્મને વેચી નાખવાની અને ધર્મભ્રષ્ટ થવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા થાય તેમ નથી. જેટલો તને તારો પોતાનો ધર્મ પ્રિય છે તેનાથી અધિક મને મારો પરમપવિત્ર તથા પરમસનતાન વૈદિક હિન્દુધર્મ પ્રિય છે. હિન્દુધર્મ એ જ પ્રત્યેક હિન્દુનું સત્ય જીવન હોવાથી ધર્મહીન જીવન પ્રાણહીન શરીર કરતાં પણ અધમતર તથા હાનિકારક છે. ભયાવહ પરધર્મના સ્વીકારથી ધર્મભ્રષ્ટ થઇને જીવવા કરતાં પોતાના ધર્મમાં રહીને મારું મૃત્યુ થઈ જાય એ જ હું ધર્મપ્રાણ હિન્દુ હોવાથી મારા માટે આ લોક તથા પરલોકમાં અધિક શ્રેયસ્કર છે. તું મને બળાત્કારે મુસલ્માન બનાવવાના હઠવાદને છોડી દેવાની ઉદારતા બતાવવાનો નથી અને હું મારા પોતાના ધર્મને સુરક્ષિત રાખવાના સત્યાગ્રહને ત્યજી દેવાનો નથી એટલામાટે આ વાદવિવાદમાં અમૂલ્ય સમયનો જે વ્યય થાય છે તે સર્વથા વ્યર્થ, અકારણ તથા નિષ્ફળ છે. જેવી રીતે અત્યારે મારા માટે એ જ બે માર્ગ રહેલા છે કે કાં તો મુસલ્માન અથવા ધર્મભ્રષ્ટ થઇને જીવવું અને કાં તો પોતાના ધર્મને સુરક્ષિત રાખીને જલ્લાદની તલ્વારથી મસ્તક કપાવી નાખવું તેવી જ રીતે તારા માટે પણ એ જ બે માર્ગ બાકી રહેલા છે કે કાં તો પરધર્મસહિષ્ણુતા તથા મનુષ્યતા દર્શાવીને આ દેહને બંધનમુક્ત કરીને ધર્મસ્વાતંત્ર્ય આપી દેવું અને કાં તો પોતાના

ધર્મોન્માદનો ડંકો વગડાવવામાટે જલ્લાદની તલ્વારથી આ દેહના બે કકડા કરાવી નાખવા. તું આમાંના આ બીજા માર્ગને જ સ્વીકારીશ એ નિશ્ચિત હોવાથી જલ્લાદને તારે જે હુકમ ફર્માવવો હોય તે ફર્માવી દે અને આ ઝગડાનો જેમ બને તેમ સત્વર અંત લાવી દે." ગુરુ તેગબહાદુરે વળી પણ અત્યંત દઢતાથી હુતાત્મા થવાની જ ઇચ્છા દર્શાવી દીધી.

"તેગબહાદુર, જો તમો સાચા ધર્મગુરુ હો, તો હજી પણ હું તમોને એક વાર કાંઈ પણ ચમત્કાર બતાવવા માટેનો અવસર આપવાની ઉદારતા દર્શાવું છું તે અવસરનો લાભ લઈ લ્યો અને ચમત્કાર બતાવીને કાળના મુખમાંથી છટકી જાઓ." ઔરંગજેબે હજી પણ ગુરુ તેગબહાદુરને મુસલ્માન બનાવવાની આશાથી તેમના વધના કાર્યને લંબાવવાનો ઉદ્યોગ કર્યો.

ગુરુ તેગબહાદુરે પોતાના શિરચ્છેદના કાર્યને વધારે લંબાવવા ન દેવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લઇને જણાવ્યું કે: "મૂઢ બાદશાહ, હજી પણ તારા મનમાં હિન્દુધર્મગુરુના અલૌકિક ચમત્કારને જોવાની અભિલાષા બાકી રહી ગઇ હોય, તો મને એક કાગળ, કલમ તથા સિયાહી આપ અને હિન્દુધર્મગુરુના વાસ્તવિક ચમત્કારનો સાક્ષાત્કાર કરી લે."

ગુરુ તેગબહાદુરને તેમની ઇચ્છા અનુસાર એક કાગળ, કલમ તથા સિયાહી આદિ લેખનસામગ્રી આપવામાં આવી; ગુરુ તેગબહાદુરે તે કાગળમાં કાંઇક લખીને તે કાગળને પોતાના ગળાની આસપાસ લપેટી તેનાપર એક દોરો બાંધ્યા પછી કહ્યું કે: "ચમત્કારદર્શનના અભિલાષી બાદશાહ, આ મારા ગળાની આસપાસ વીંટાળેલા કાગળમાં મેં એક મંત્ર લખેલો છે અને એ મંત્રનો એવો ચમત્કાર છે કે જ્યાં સુધી એ મંત્ર ગળાને વળગેલો હોય છે ત્યાં સુધી તલ્વારથી ગળું કપાતું જ નથી. હું આ સામેના વટવૃક્ષની છાયામાં આ કાગળમાં લખેલા મંત્રનો જાપ કરતો ધ્યાનમગ્ન થઇને બેસું છું, તું જલ્લાદને મારી ગર્દનપર તલ્વારને ચલાવવાનો હુકમ ફર્માવી દેજે એટલે

ગુરુ તેગબહાદુરનો શિરચ્છેદ



જલ્લાદે તે મસ્તકને બાદશાહને બતાવવામાટે પોતાના હાથમાં ઉપાડી લેતાં તેમાંથી વહન કરતા પવિત્ર રક્તની ધારા ભૂમિને રંજિત કરવા લાગી. પૃષ્ઠ ૫૩

હિન્દુધર્મગુરુ તથા હિન્દુધર્મનો અશ્રુતપૂર્વ અદ્ભુત ચમત્કાર તારા તથા આ સમસ્ત જનસમુદાયના જોવામાં આવી જશે."

આ શબ્દો અતિશય ગંભીરતાથી ઉચ્ચારીને ગુરુ તેગબહાદુર તે ઊંચી હવેલીના વિશાળ આંગણામાં શોભી રહેલા વિશાળ વટવૃક્ષ (વડના ઝાડ) તળે ભૂમિને સ્વચ્છ કરીને પદ્માસન વાળી બેસી ગયા અને નેત્રોને બંધ કરી ગુરુ નાનકદેવકથિત જપજીનો મનોગત પાઠ કરવા લાગ્યા. તેમને ધ્યાનમગ્ન થયેલા જોઇને ઔરંગજેબે જલ્લાદને તેમની ગર્દનપર તલ્વાર ચલાવવાનો સંકેત કરી દીધો અને બાદશાહના હુકમની તામીલમાટે ત્યાં તૈયાર ઊભેલા જલ્લાદે પોતાની વજનદાર તલ્વારનો ગુરુ તેગબહાદુરની ગર્દનપર બળપૂર્વક પ્રહાર કરતાંની સાથે જ તેમનું મસ્તક ધડથી જૂદું થઇને પૃથ્વીપર દૂર જઇ પડ્યું; જલ્લાદે તે મસ્તકને બાદશાહને બતાવવામાટે પોતાના હાથમાં ઊપાડી લેતાં તેમાંથી વહન કરતા પવિત્ર રક્તની ધારા ભૂમિને રંજિત કરવા લાગી. જલ્લાદની તલ્વારના એક જ પ્રહારથી ગુરુ તેગબહાદુરનું મસ્તક કપાઇ જવાથી પ્રથમ તો ઔરંગજેબ તથા અન્યાન્ય મુસલમાનોને એમ જ ભાસ્યું કે: "એ કાફિર ધર્મગુરુ કાંઇ પણ ચમત્કાર ન બતાવી શક્યો અને જલ્લાદની તલ્વારે તેની ગર્દનને છટકાવી નાખી;" પરંતુ જ્યારે ગુરુ તેગબહાદુરના ગળાની આસપાસ વીંટાયલા અને ગર્દન છટકાવવા છતાં પણ ગર્દનને ચોંટી રહેલા કાગળને મંગાવીને ઔરંગજેબે વંચાવ્યો ત્યારે તેમાં એ જ મહામંત્ર લખાયલો જોવામાં આવ્યો કે:–

"સર દિયા, પર સાર ન દિયા" અર્થાત્ હિન્દુઓ પોતાના જીવનનું બલિદાન આપી દે છે, પરંતુ ધર્મનું બલિદાન નથી આપતા; અને હિન્દુઓ મૃત્યુના મુખમાં ધસી જાય છે, પરંતુ ધર્મ સાથે સરખાવતાં આ સંસારના સર્વ પદાર્થોને તેમ જ પોતાના જીવન સુદ્ધાંને પણ સર્વથા તુચ્છ માને છે એ જ હિન્દુધર્મ તથા હિન્દુજાતિના હૃદયમાં પડેલા તેના શાશ્વત પ્રભાવનો અશ્રુતપૂર્વ અદ્ભુત ચમત્કાર છે અને એ ચમત્કારને દર્શાવવાથી જ હિન્દુધર્મ તથા હિન્દુજાતિ પ્રતિષ્ઠાપૂર્વક અત્યારસુધી સજીવન રહી શક્યાં છે અને એ ચમત્કારના યોગે-

જ ભવિષ્યમાં પણ તેમનું અસ્તિત્વ અચલિત રહેવાનું છે એ જ એ સંક્ષિપ્ત વાક્ય અથવા સૂત્રનો માર્મિક અર્થ થતો હતો. ગુરુ તેગબહાદુરનો એ આશય ચાણુક્યબુદ્ધિ ઔરંગઝેબના જાણવામાં આવી જવાથી અને ગુરુ તેગબહાદુરને મુસલ્માન બનાવીને તેમની સહાયતાથી પંજાબના સર્વ હિન્દુઓને મુસલ્માન બનાવવાના પુણ્યને પ્રાપ્ત કરવાની ઔરંગઝેબની સર્વ આશા ધૂળમાં મળી જવાથી ઔરંગઝેબના મુખમંડળમાં નિરાશાજન્ય કાલિમા વ્યાપી ગઈ, તેણે એક નિઃશ્વાસ નાખ્યો અને તેના મુખમાંથી સ્વાભાવિક એ ઉદ્દગાર નીકળી ગયા કે:—

"હિન્દુ અથવા હિન્દુધર્મગુરુના અન્ય ચમત્કારો કરતાં આ આત્મબલિદાનનો ચમત્કાર મહાભયંકર તથા અલૌકિક છે એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, હિન્દુઓના અન્ય ચમત્કારોથી ઇસ્લામના પ્રચારમાં જેટલી બાધા થવાનો સંભવ નથી, તેટલી આ આત્મબલિદાનથી બાધા થવાનો સંભવ છે. હિન્દુઓનાં આ આત્મબલિદાન હિન્દુસ્તાનમાં મારા હસ્તથી અત્યારે ચાલી રહેલા ઇસ્લામપ્રચારના પ્રવાહને અવશ્ય મંદ કરી નાખશે અને હિન્દુસ્તાનને મુસ્લિમિસ્તાન બનાવી દેવાની મારી એકમાત્ર અભિલાષાને કદાચિત્ મારા જીવનકાળમાં તો પૂર્ણ નહિ જ થવા દે."

પરંતુ તત્કાળ તે સાવધાન થઇ ગયો, પોતાના આવા નિર્બળ વિચારો એ ઉદ્દગારોદ્વારા પોતાની આસપાસ બેઠેલા અમીરો આદિકના જાણવામાં આવી ગયા એમાટે તેના મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો અને તેથી અધિક ક્રૂરતા દર્શાવીને પોતાની એ નિર્બળતાને આચ્છાદિત કરવાના આશયથી તેણે પોતાના સૈનિકોને એવી આજ્ઞા સંભળાવી દીધી કે:—

"વડના આ જે ઝાડ નીચે આ કાફિરને કત્લ કરવામાં આવ્યો છે તે ઝાડ ચાંદનીચૌકમાં આવનારા સર્વ ખાસો આમની નજરે પડે તેવી જગ્યામાં આવેલું હોવાથી એ કાફિરનાં ધડ તથા માથાને તમારે સવારથી સાંઝ સુધી આ વડના ઝાડપર લટકાવી રાખવાં અને રાતે આ ઊંચી હવેલીના ચોથા મંજિલાપર આ ધડ તથા માથાને ઓરડામાં રાખી નીચે સખ્ત ચોકી પહેરા રાખવા કે જેથી હિન્દુઓ અથવા શિખ્ખો

એની લાશને ચોરી છુપીથી લઇ ન જાય અને એનો અગ્નિસંસ્કાર ન કરી નાખે; કારણ કે, તેગબહાદુર પંજાબના હિન્દુ કાફિરોનો એક મોટો ધર્મગુરુ હોવાથી એની લાશની આવી બુરી હાલત કરીને મારે હિન્દુ કાફિરોને બતાવી આપવું છે કે અલ્કુરાન તથા શહનશાહ આલમગીરના ફર્માનની તૌહીન કરવાનો કેવો અને કેટલો બુરો અંજામ ભોગવવો પડે છે કે મરી ગયા પછી લાશ પણ રઝળી જાય છે. જ્યારે આ લાશ સડી જાય, એમાંથી અતિશય દુર્ગંધ નીકળવા માંડે અને ઝાડપર લટકાવવા જેવી ન રહે ત્યારે મને ખબર આપજો એટલે હું તે વેળાએ વિચાર કરીને આ લાશને જંગલમાં નખાવી દેવાનો હુકમ ફર્માવીશ."

આ હુકમ ફર્માવતાંની સાથે જ ઔરંગજેબ ત્યાંથી ઊઠીને ચાલતો થઇ ગયો એટલે અમીરો તથા અમલદારો પણ ઊઠીને ચાલતા થયા અને સૈનિકોએ બાદશાહના ફર્માન પ્રમાણે ગુરુ તેગબહાદુરનાં ધડ તથા માથાને ઔરંગજેબની પૈશાચિક ક્રૂરતાના પ્રદર્શનરૂપે વટવૃક્ષની શાખાઓપર લટકાવી દીધાં. જેઓ કાંઇક વિચારશીલ મુસલ્માનો હતા અને જેઓ ઔરંગજેબ જેટલા ધર્માંધ ન હોતા તે મુસલ્માનો તો ગુરુ તેગબહાદુરની અકારણ હત્યાથી અવશ્ય શોકાતુર થયા, પણ અન્ય અધિકસંખ્ય મુસલ્માનો તેમની માન્યતા અનુસાર એક બડા કાફિરને કત્લ થયેલો જોઇને અતિશય આનંદને દર્શાવવા લાગ્યા. ગુરુ તેગબહાદુરના ધર્માંધ ઔરંગજેબની આજ્ઞા તથા જલ્લાદની તલ્વારથી થયેલા શિરચ્છેદ તેમ જ તેમના મૃતદેહને પહોંચાડવામાં આવતા ભયંકર અપમાનને જોઇને હિન્દુઓનાં હૃદયો કરુણ રોદન કરીને ઔરંગજેબના શિરપર અભિશાપોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યાં; પરંતુ ઔરંગજેબના અત્યાચારોના ભયથી તેઓ ગુરુ તેગબહાદુરના મૃત્યુના સંબંધમાં પોતાના શોકને પણ વાણીદ્વારા દર્શાવી શકતા ન હોતા, તો પછી ગુરુ તેગબહાદુરના મૃતદેહને અગ્નિસંસ્કારમાટે માગી લેવાની કિંવા ત્યાંથી બળપૂર્વક ઊપાડી જઇને તેનો અગ્નિસંસ્કાર કરી દેવાની ધૃષ્ટતા તો તેઓ ક્યાંથી જ દર્શાવી શકે? અત્યાચારપીડિત, અસહાય, અનાથ તથા નિરુપાય હિન્દુઓએ મુસલ્માનોના જાણવામાં ન આવી શકે તેવી રીતે તે દિવસે પોતાના વ્યવસાયોને બંધ રાખીને આખો દિવસ તથા

આખી રાત અન્ન તથા જળને સ્પર્શ ન કરતાં નિરાહાર તથા નિર્જલ અપવાસમાં જ વીતાડી દીધાં અને એટલા પરિમાણમાં પોતાના શોકને દર્શાવીને સંતોષ માની લીધો.

ગુરુ તેગબહાદુર સાથે પંજાબથી આવેલા પાંચ સિખ્ખોમાંનો જે એક સિખ્ખ ઔરંગજેબના અત્યાચારના પંજામાંથી છટકીને વેશ બદલી દિલ્લીના એક ધનાઢ્ય હિન્દુ ગૃહસ્થને ત્યાં સારથી તથા અશ્વ-પાલ તરીકે રહ્યો હતો તે જોધારામ નામક સિખ્ખ ગુરુ તેગબહા-દુરના શિરચ્છેદના સમયમાં એકત્ર થયેલા જનસમુદાયમાં વિદ્યમાન હોવાથી ગુરુ તેગબહાદુરના શિરચ્છેદની ઘટના તેણે પોતાનાં નેત્રોથી જોઇ હતી અને તેનો કોપ અનિવાર્ય થતાં તેનાં નેત્રો ખદિરાંગાર સમાન રક્તવર્ણ થઇ ગયાં હતાં. આજે પ્રભાતમાં જ સંધ્યાકાળપર્યન્ત નોકરીપર ન આવવાની તેણે પોતાના શેઠ પાસેથી રજા લઇ લીધેલી હોવાથી અને ગુરુ તેગબહાદુરના શિરચ્છેદે તેના મસ્તિષ્કને ભ્રમિષ્ટ તથા તેના હૃદયને વિક્ષુબ્ધ કરી દીધેલું હોવાથી તે આવેશમાં ને આવેશમાં કોઈ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે દિલ્લીના લાહોરદર્વા-જામાંથી બહાર નીકળીને દિલ્લીથી લાહોર અથવા પંજાબ તર્ફ જતા માર્ગમાં ચાલવા લાગ્યો. નિરાશા તથા કોપના આવેશમાં તે સર્વથા આત્મવિસ્મૃત થઇ ગયેલો હોવાથી તે પોતે કયાં જતો હતો અને શામાટે જતો હતો એનું તેને પોતાને કોઇ પણ પ્રકારનું જ્ઞાન કે ભાન હતું જ નહિ.

ત્યારે આનંદપુરમાંથી ગુરુ ગોવિંદસિંહ સમક્ષ ગુરુ તેગ બહા-દુરને સજીવન છોડાવી લાવવાની અને જો તેમ ન જ બની શકે તો તેમના મૃતદેહને લઈ આવવાની પ્રતિજ્ઞા કરીને દિલ્લી પહોંચવામાટે રવાના થયેલા વીરાત્મા અંત્યજ પિતા પુત્ર ધર્મદાસ તથા નાનકદાસ દિલ્લી પહોંચ્યા કે કેમ અને પહોંચ્યા હોય તો કયારે પહોંચ્યા તેમ જ તેમણે ગુરુ તેગબહાદુર અથવા તેમના મૃતદેહના ઉદ્ધારમાટે શા સફળ પ્રયત્નો કર્યા એ સર્વ પ્રશ્નોનાં ઉત્તરો હવે પછીના પ્રકરણમાં પાઠકો તથા પાઠિકાઓને મળી શકશે.

———:o:———

## પ્રકરણ ૬ ઠું
## અદ્ભુત ગુરુભક્તિ, મૃતદેહમાટે જીવનબલિદાન

———:o:———

" Cowards die many times before their deaths;
The valiant never taste of death but once."
Shakespeare *Julius Caesar (Caesar)*, *Act I., Sc. II.*

દિવસના તૃતીય પ્રહરની સમાપ્તિ સાથે ચતુર્થ પ્રહરનો આરંભ થઇ ગયો હતો; પરંતુ પ્રભાતકાલથી જ મેઘાચ્છાદિત થયેલા સૂર્ય-નારાયણ અદ્યાપિ મેઘાચ્છાદિત રહીને જ આકાશપ્રવાસ કરતા હોવાથી દિવસનો કેટલો સમય વીતી ગયો હતો અને કેટલો સમય અવશિષ્ટ રહ્યો હતો એની કલ્પના કેવળ અનુમાનથી જ કરી શકાતી હતી. ગુરુ તેગબહાદુરનો અનન્ય શિષ્ય ક્ષત્રિયકુલભૂષણ જોધારામ પંજાબના રાજમાર્ગની જમણી બાજૂએ માર્ગથી લગભગ પચાસેક હાથ જેટલા દૂર અંતરે એક વિશાળ વટવૃક્ષ નીચે પડેલી વિશાળ શિલાપર તેના હૃદયમાં શોક તથા નિરાશાનો અતિરેક થઇ ગયેલો હોવાથી આત્મવિસ્મૃત અવસ્થાને ભોગવતો નિશ્ચેષ્ટ થઇને બેસી રહ્યો હતો. તે એવા સ્થાનમાં બેઠો હતો કે માર્ગમાં જતા આવતા વટેમાર્ગુઓ તેને ભાગ્યેજ જોઇ શકતા હતા; પરંતુ જો તે પોતે માર્ગ-પ્રતિ દૃષ્ટિપાત કરે, તો તે પોતે વટેમાર્ગુઓને બરાબર જોઇ શકે તેમ હતું. અંતે તેણે પોતાના હૃદયને વજ્રકઠોર કરી ત્યાંથી ઊઠીને સંધ્યા-કાળ પૂર્વે દિલ્લીમાં પહોંચી જવાનો વિચાર કર્યો અને તે શિલાપરથી ઊઠીને રાજમાર્ગ પ્રતિ આવતો હતો એટલામાં એક સિત્તેર વર્ષના વૃદ્ધ તથા એક પાંત્રીસ વર્ષના તરુણ એવી રીતે બે સિખ્ખોને તેણે નિકટમાં આવી લાગેલા જોયા અને તેમણે જો કે જોધારામને ન ઓળખ્યો, પરંતુ જોધારામે તેમને ધર્મદાસ તથા નાનકદાસ તરીકે તે ક્ષણે જ ઓળખી લીધા અને તેમને ઓળખતાંની સાથે જ જિજ્ઞાસા દર્શાવી કેઃ-

"ભાઈ ધર્મદાસ અને ભાઈ નાનકદાસ, તમો પિતાપુત્ર અચાનક અહીં ક્યાંથી ? શું ગુરુ તેગબહાદુરજીના શિરચ્છેદના સમાચાર આટલી

વારમાં પંજાબમાં પહોંચી ગયા અને તમો ગુરુના મૃતદેહના અંતિમ દર્શનમાટે અત્યારે દિલ્હીની દિશામાં પ્રયાણ કરી રહ્યા છો ?"

જોધારામને તેઓ તત્કાલ ઓળખી શક્યા ન હોતા તેનું કારણ એ હતું કે જોધારામે પોતાના વેશને બદલી નાખ્યો હતો, પરંતુ જ્યારે જોધારામે તેમને સંબોધીને આવા પ્રકારના ઉદ્‌ગાર કાઢ્યા એટલે પછી તેની આકૃતિ તથા તેના કંઠસ્વરથી તેમણે તેને જોધારામ તરીકે તરત ઓળખી લીધો અને તેને ઓળખ્યા પછી ધર્મદાસે જિજ્ઞાસા દર્શાવી કે:-

"તો શું, દુષ્ટ ઔરંગજેબે અંતે ગુરુદેવનો શિરચ્છેદ કરાવી નાખ્યો અને પોતાની દુષ્ટતાનો પરિચય કરાવી દીધો ?"

"અને અમોને ગુરુદેવના અંતિમ દર્શનનો લાભ પણ નમળ્યો ?" નાનકદાસે અશ્રુપૂર્ણ નેત્રોથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"આ રાજમાર્ગ હોવાથી મારી સાથે અહીં ઐકાન્તિક સ્થાનમાં આવો એટલે ત્યાં બેસીને આપણે આવશ્યક વાર્તાલાપ કરી લઈએ; કારણ કે, આપણે ગુરુના સિખ્ખ છીએ અને ગુરુના સંબંધમાં કાંઈક મંત્રણા કરી રહ્યા છીએ એ વાર્તા અહીં ભટકતા કોઈ જાસૂસદ્વારા જો નિષ્ઠુર ઔરંગજેબના જાણવામાં આવી જશે, તો આપણા શિરપર બે દિવસ પછી આવનારું સંકટ આજે અને આ ક્ષણે જ આવીને અચાનક તૂટી પડશે." આમ કહીને જોધારામ તે પિતા તથા પુત્રને તે પોતે અત્યાર સુધી જે સ્થાનમાં બેઠો હતો તે સ્થાનમાં લઈ ગયો; ત્યાં બીજી પણ એક શિલા પડેલી હોવાથી જોધારામ એક શિલાપર તથા તે પિતા પુત્ર બીજી શિલાપર સામસામા બેસી ગયા અને ત્યારપછી જોધારામ તેમને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે:-

"આપણા પૂજ્યપાદ ગુરુ શ્રી તેગબહાદુરે પરમપવિત્ર હિન્દુધર્મનો ત્યાગ અને ઇસ્લામનો સ્વીકાર ન કરવાથી; હિન્દુ મટીને મુસલ્માન ન થવાથી અત્યાચારી ઔરંગજેબે આજે પ્રભાતમાં જ તેમનો જલ્લાદની તલ્વારથી શિરચ્છેદ કરાવી નાખ્યો છે અને તેમના મૃતદેહના દર્શનદ્વારા હિન્દુઓના હૃદયમાં નવીન આઘાત કરવા તથા ભયને ઉપજાવવામાટે તેમની લાશને નિત્ય સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત ચાંદનીચોકમાંના જે વટવૃક્ષ તળે તેમનો શિરચ્છેદ કરવામાં આવ્યો

છે તે જ વિશાળ વટવૃક્ષની શાખામાં લોકો જોઇ શકે તેવી રીતે લટકાવી રાખવાની અને રાત્રિના સમયમાં પાસેની ઊંચી હવેલીમાં રાખી મૂકવાની પોતાના સૈનિકોને કઠિન આજ્ઞા આપી દીધી છે; કારણ કે, ગુરુના મૃતદેહની તે સડી જાય અને તેમાં કીડા પડી જાય ત્યાં સુધી આવી દુર્દશા કરવાનો અને તેમના મૃતદેહને અગ્નિસંસ્કાર ન થવા દેવાનો એ નાતરસ તથા બેરહમ બાદશાહે દૃઢ નિર્ધાર કરી લીધો છે."

આ સમાચાર સંભળાવતાં જોધારામનું હૃદય ભરાઈ આવ્યું અને તેનાં નેત્રામાંથી અસ્ખલિત અશ્રુધારાનું વહન થવા લાગ્યું. પરંતુ વૃદ્ધ ધર્મદાસ તરુણ કરતાં પણ અધિક દૃઢતાને ધારણ કરીને પોતાના અશ્રુપ્રવાહને બળાત્કારે અટકાવી દઈ ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ—

"ભાઇ જોધારામ, જે થવાનું હતું તે થઈ ગયું છે; અકાલ પુરુષની એવી જ ઇચ્છા હશે અને એનું પણ કાંઇક સારું જ પરિણામ થવાનું હશે. આ અશ્રુપાતથી હવે આપણને કશો પણ લાભ થવાનો નથી. જો ગુરુ તેગબહાદુર જીવિત હોય તો તેમને કોઈ પણ ઉપાયે કારાગૃહમાંથી નસાડી જવાની અને જો અત્યાચારી ઔરંગજેબે તેમનો શિરચ્છેદ કરાવીને તેમના મૃતદેહની દુર્દશા કરવાની વ્યવસ્થા કરી હોય, તો તે દુર્દશા ન થવા દેતાં તેમના મૃતદેહને ઊપાડી જઇને આનંદપુરમાં પહોંચાડવાની આપણા વર્તમાન ગુરુ ગોવિંદસિંહજી સમક્ષ પાંચ સો સિક્ખોના દેખતાં પ્રતિજ્ઞા કરીને અમો પિતાપુત્ર અહીં આવ્યા છીએ એટલે હવે આપણે કોઇ પણ ઉપાયે ગુરુદેવના મૃતશરીરને દિલ્લીમાંથી ઉપાડી જઇને આનંદપુરમાં યથાસમય પહોંચાડી દેવાનો જ પ્રયત્ન કરવાનો છે. તમો દિલ્હીના ભોમિયા હોવાથી અને અમો દિલ્લીના પાદરમાં પ્રથમ વાર જ આવેલા હોવાથી આ કાર્યને તમારી સહાયતા વિના અમારાથી સિદ્ધ કરી શકાય તેમ નથી."

"પણ તમારી જોડે જ ગુરુદેવ સાથે દિલ્હી આવેલા ભાઈ મોતીરામ તથા ભાઈ દયાલ ક્યાં છે? કારણ કે, જો તેઓ દિલ્હીમાં

હશે, તો તેઓ પણ આપણા સહાયક થયા વિના નાહિ જ રહે." નાનકદાસે મોતીરામ તથા દયાલની પૃચ્છા કરી.

"ભાઈ નાનકદાસ, ભાઈ મોતીરામને કર્વતથી વ્હેરાવીને તથા ભાઈ દયાલને બળતા ચૂલાપર રખાયલી લોઢાની ધગધગતી દેગમાં નખાવીને ગુરુ તેગબહાદુરના દેખતાં જ નીચ ઔરંગજેબે મારી નખાવ્યા હતા એટલે તેઓ તો ગુરુદેવની સેવામાટે પ્રથમથી જ સ્વર્ગમાં પહોંચી ગયા છે. પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી હવે તો જે કાર્ય કરવાનું છે તે આપણી ત્રિપુટીએ જ કરવાનું છે અને તે પણ એવો નિશ્ચય કરીને કે: 'कार्यं साधयामि वा देहं पातयामि;' અન્યથા આ અશક્ય તથા અસંભવનીય કાર્યને આપણાથી કદાપિ શક્ય તથા સંભવનીય કરી શકાય તેમ નથી; કારણ કે, આ કાર્ય ધારવા કરતાં બહુ જ કઠિન છે." જોધારામે ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહ્યું.

"અમો પિતાપુત્ર એ નિશ્ચય કરીને જ ઘરમાંથી બહાર નીકળ્યા છીએ કે કાં તો ગુરુદેવના મૃતદેહને લઈને જ પાછા આવવું અને કાં તો પોતાના જીવનનું બલિદાન આપી દેવું. અમારાં કફનને અમોએ માથાપર જ બાંધી રાખ્યાં છે એટલે દેહના પાતની અમારા હૃદયમાં ભીતિ જ નથી." વૃદ્ધ ધર્મદાસે કાર્યસિદ્ધિ અથવા દેહપાતનો નિશ્ચય દર્શાવી દીધો.

"જો એમ જ હોય, તો હું પણ તમારી સાથે જ છું; કારણ કે, હું પણ એક વીર ક્ષત્રિયકુમાર છું અને ગુરુ તેગબહાદુરનો એક અનન્ય સેવક છું એટલે આ કાર્યમાં અંત પર્યન્ત તમારી સાથે જ રહેવાનો અને મારાથી જેટલી પણ આપી શકાય તેટલી સર્વ પ્રકારની સહાયતા આપવાનો મારો પરમધર્મ છે. પોતાના ધર્મ તથા કર્તવ્યને ભૂલી જનારા તો વર્ણસંકરો જ હોય છે." જોધારામે એ કાર્યમાં તેમની સાથે જ રહેવાના અને પોતાથી આપી શકાય તેટલી સર્વ પ્રકારની સહાયતા આપવાના નિર્ધારને વ્યક્ત કરી દીધો.

"તો તમો અમોને શી સહાયતા આપશો?" નાનકદાસે પૂછ્યું.

"હું આગળ પણ કાર્યવશાત્ એક વાર દિલ્હીમાં આવીને બબ્બે મહિના રહેલો હોવાથી, અત્યારે પણ દિલ્હીમાં મને એક માસ કરતાં

વધારે સમય થઈ ગયેલો હોવાથી અને હું એક ધનાઢ્ય હિન્દુ ગૃહસ્થને ત્યાં સારથી તરીકે નોકર રહેલો હોવાથી દિલ્હીમાં એવો એક પણ માર્ગ તથા એક પણ ગલી ગૂંચી નથી કે જે મારા જાણવામાં ન હોય અને જ્યાં હું ભૂલો પડી જાઉં. જે ઊંચી હવેલીમાં ગુરુને બંદી તરીકે રાખવામાં આવ્યા હતા અને અત્યારે તેમના મૃતદેહને જે હવેલીમાં રાખવામાં આવે છે તે હવેલીનો ખૂણેખૂણો મારા ધ્યાનમાં છે, તેમાં રાત્રિના સમયમાં કોઇના પણ જોવા કે જાણવામાં ન આવી શકે તેવી રીતે પ્રવેશવાના જૂદા જૂદા ત્રણ માર્ગોને મેં શોધીને મારા લક્ષમાં રાખી લીધા છે અને તે માર્ગોમાંના એક માર્ગે હું તમારો તે હવેલીમાં પ્રવેશ કરાવી દઈશ. જે ધનાઢ્ય હિન્દુ ગૃહસ્થનો હું સારથી અથવા વરિષ્ઠ અશ્વપાલ છું તેની રથશાળામાં સારામાં સારા પાંચ રથો હોવાથી અને અશ્વશાળામાં પંદર દ્રુતગામી અશ્વો હોવાથી તેમનામાંના એક રથને તેમાં અત્યંત દ્રુતગામી અશ્વોને જોડી હું એક નિયત સ્થાનમાં નિયત સમયે તૈયાર રાખીશ અને તમો જ્યારે ગુરુદેવના મૃતદેહને લઈ આવશો ત્યારે રથમાં માનપૂર્વક પધરાવીને આપણે આનન્દપુર પહોંચાડી દઇશું. આ નોકરી તો દિલ્હીમાં અજ્ઞાત રહેવામાટે જ મેં સ્વીકારેલી છે; મારો હમેશા આ નોકરી કરવાનો અને દિલ્હીમાં રહેવાનો મનોભાવ હતો પણ નહિ અને છે પણ નહિ." જોધારામે તે પોતે જે સહાયતા આપી શકે તેમ હતું તે સહાયતાનો નિર્દેશ કરી દીધો.

"અમોને પણ તમારી એટલી જ સહાયતાની આવશ્યકતા છે. ચાલો, ત્યારે હવે આપણે દિલ્હી પ્રતિ પ્રયાણ કરી જઇશું ? કારણ કે, સૂર્યનારાયણ અસ્તાચલગામી થવાની તૈયારીમાં હોવાથી અને અમારા સાંભળવા પ્રમાણે દિલ્હી આ સ્થાનથી એક ગાઉ કરતાં પણ કાંઇક વધારે દૂર હોવાથી ત્યાં પહોંચતાં આપણને રસ્તામાં જ રાત પડી જશે." ધર્મદાસ આ શબ્દોને ઉચ્ચારતો શિલાપરથી ઊઠીને ઊભો થઇ ગયો.

ધર્મદાસ તથા નાનકદાસ જોધારામ સાથે દિલ્હીમાં પહોંચીને તેના અતિથિ તરીકે તેના નિવાસસ્થાનમાં તેની સાથે રહ્યા; બીજે

દિવસે જોધારામે તેમને ચાંદનીચોકમાં લઇ જઇને વટવૃક્ષની શાખામાં લટકાવવામાં આવેલા ગુરુ તેગબહાદુરના મૃતદેહનાં દર્શન કરાવ્યાં, રાત્રિના સમયમાં ગુરુનાં ધડ તથા મસ્તકને વટવૃક્ષ પરથી ઊતારીને જે ઊંચી હવેલીમાં રાખવામાં આવતાં હતાં તે હવેલી પણ બતાવી દીધી અને તેમાં ગુપ્ત રીતે પ્રવેશ કરવાના પોતે શોધી રાખેલા માર્ગો પણ બતાવી દીધા. તેમણે તે જ દિવસે રાત્રિના સમયમાં કોઇ પણ પ્રકારે પોતાના કાર્યને સિદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય કરી લઇને કાર્યસિદ્ધિમાટે જે વ્યવસ્થાની આવશ્યકતા હતી તે વ્યવસ્થા વિષયક મંત્રણા કરી લીધી અને જોધારામનો શેઠ તે જ દિવસે કોઇ એક આવશ્યક કાર્યમાટે ઊંટપર બેસીને આગ્રા ચાલ્યો જતાં તેમની કાર્યસિદ્ધિનો માર્ગ અધિક પ્રશસ્ત તથા નિષ્કંટક થઇ ગયો. સૂર્યાસ્તપૂર્વે જ ભોજનકાર્યથી નિવૃત્ત થઇને તેઓ સ્વીકૃત કાર્યની સિદ્ધિમાટે કટિબદ્ધ થઇ ગયા.

* * * *

રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતી ગયો હતો અને એ માર્ગશીર્ષ માસના શુક્લ પક્ષની દ્વાદશીની રાત્રિ હોવાથી ગગનવિહારી ચંદ્રદેવનો પ્રકાશ વિશ્વમાં વિસ્તરીને અંધકારનો પ્રતિકાર કરી રહ્યો હતો. અન્ય પ્રસંગે નેત્રોને આનંદ અર્પનારી તથા હૃદયને પ્રફુલ્લ કરનારી ચંદ્રિકા અત્યારે ઊંચી હવેલીમાં પ્રવેશ કરવામાટે ત્યાં આવી લાગેલા અને અત્યંત અધીર થઇ રહેલા અંત્યજ પિતાપુત્ર ધર્મદાસ તથા નાનકદાસનાં નેત્ર તથા હૃદયને એટલામાટે કાલસ્વરૂપિણી ભાસી રહી હતી કે એ ચંદ્રિકાના યોગે તેમની કાર્યસિદ્ધિમાં વિલંબ થવાનો અથવા તો વિઘ્ન આવી પડવાનો તેમને સંપૂર્ણ સંભવ દેખાયા કરતો હતો. પરંતુ એક અન્ય અનુકૂલતા તેમને દેખાવા લાગી અને તે એ કે, ધીમે ધીમે શીતલતા વધવા લાગી અને અંતે તે એટલી બધી વધી ગઇ કે ત્યાં જે સિપાહીઓને રાખવામાં આવ્યા હતા તે સિપાહીઓ ટાઢ તથા ઠારથી થથરવા લાગ્યા અને "આ હવેલીમાં ક્યાં હીરામોતી તથા અશરફીઓ ભરી રાખવામાં આવ્યા છે કે કોઇ આવીને લઈ જશે! આ કતલ થયેલા કાફિર-

નાં ધડ તથા માથાને ઊપાડી જવામાટે પોતાની જાનને જોખમમાં નાખવાને કયો બેવકૂફ તૈયાર થવાનો હતો? બાદશાહ તો પાગલ થઇ ગયો છે કે કાફિરની લાશને સંભાળવામાટે ચોકી પહેરા રખાવ્યા છે! ચાલો, અલ્લાહનું નામ લઇને ગોદડાં ઓઢીને આપણે સૂઇ જઇએ; નહિ તો આવી શરદીમાં બેસી રહેતાં અને કાફિરની લાશની નજર રાખતાં આવતી કાલે આપણી લાશોને કબરમાં દફનાવવાનો વખત આપણા લાગતા વળગતાઓને પ્રાપ્ત થશે અને આપણાં જોરૂ બચ્ચાં રઝળી જશે." આવા પ્રકારનો નિશ્ચય કરીને તેઓ શરીરમાં ઉષ્ણતાને લાવવામાટે ગાંજા તથા ચરસની ચલમોના દમ લગાવી પોતાની કોટડીમાં જઈ બબ્બે ગોદડાં ઓઢી ખાટલામાં સૂઈ ગયા. એ જ વેળાયે આકાશમાં અચાનક મેઘ ચઢી આવતાં ચંદ્રમા મેઘાચ્છાદિત થઇ ગયો અને ચંદ્રિકાના સ્થાનમાં તરલ અંધકાર વ્યાપી રહ્યો. ઊંચી હવેલીનો એક દર્વાજો પાછળની સાંકડી ગલીમાં પડતો હતો, પણ તે અંદરથી બંધ હતો અને આગળના દર્વાજાને તાળું વાસેલું હતું એટલે કાં તો આગળના દર્વાજાને વાસેલા તાળાને ઊઘાડવામાં અથવા તોડી નાખવામાં આવે અને કાં તો પાછલા દર્વાજાને અંદરથી ઊઘાડી નાખવામાં આવે તો જ ઊંચી હવેલીમાં તેમનાથી પ્રવેશ કરી શકાય તેમ હતું. અંતે પરિસ્થિતિનો વિચાર કરીને તેઓ પાછલા દર્વાજાને અંદરથી ઊઘાડી નાખીને જ પોતાના કાર્યને સિદ્ધ કરવાના નિશ્ચયપર આવી લાગ્યા.

નાનકદાસ પાછળની દીવાલપર ચઢીને ઊંચી હવેલીના પહેલા મંજિલાની એક ઊઘાડી બારીમાં પહોંચી ગયો, અંદર પેસી નીસરણી પરથી ઊતરીને નીચે આવ્યો અને નીચે આવીને પાછલા દર્વાજાને ઉઘાડી તેણે પોતાના પિતાને હવેલીમાં પ્રવેશવાનો માર્ગ કરી આપ્યો. દર્વાજાને અંદરથી સાંકળ ચઢાવીને તે સાહસી પિતાપુત્ર ઉપર ચઢ્યા અને ચોથા મંજિલાપરના એક ઓરડામાં પ્રવેશ કરતાં ગુરુ તેગબહાદુરનાં ધડ તથા મસ્તકને તેમણે જોયાં. બન્નેએ પોતાના ગુરુદેવના મૃતદેહને સાષ્ટાંગ દંડવત્ પ્રણિપાત કર્યાં અને વૃદ્ધ ધર્મદાસના હૃદયમાં ગુરુ વિષયક પ્રેમ ઉભરાઇ જતાં ગુરુની સ્તુતિ કરતો તે સદ્ગદિત કંઠથી કહેવા લાગ્યો કેઃ—

"ગુરુદેવ, આપ અમો ભક્તજનોને હજી હમણાં બહુ જ સત્વર સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા અને અમોને નિરાધાર અવસ્થામાં મૂકી ગયા. આપ વિના હવે અમો કેવી રીતે જીવિત રહી શકીશું? હવે અમોને ઉપદેશામૃતનું પાન કોણ કરાવશે અને ધર્મનો સત્ય માર્ગ કોણ બતાવશે? ગુરુદેવ, આ આપનો સ્વર્ગપ્રયાણનો સમય ન હોતો, આપની અત્યારના સમયમાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિને અતિશય આવશ્યકતા હોવાથી આટલી ઉતાવળ ન હોતી કરવી જોઇતી. આપ તો સર્વ ચિંતાઓથી મુક્ત થયા, પરંતુ.........."

પોતાના પિતાના હસ્તથી આવી રીતે અમૂલ્ય સમયનો અકારણ વ્યય થતો જોઇને નાનકદાસે પોતાના પિતાને વચ્ચે જ બોલતો અટકાવીને વિનયપૂર્વક કહ્યું કે: "પિતાજી, મધ્યરાત્રિ થવા આવી છે, સમય જલના પ્રવાહ પ્રમાણે ચાલ્યો જાય છે અને આપણે હજી તો આપણા કાર્યનો આરંભમાત્ર જ કરી શકયા છીએ એટલે જો આપણે આપણા સમયને આવી રીતે વીતાડી દઇશું, તો આપણા સ્વીકૃત કાર્યને સિદ્ધ કયારે કરી શકીશું?"

ધર્મદાસ ગુરુસ્તુતિરૂપ નિદ્રામાંથી જાગ્રત થયો અને પોતાના પુત્રને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "તાત, મારા હૃદયમાં અત્યારે એક નવીન ચિંતાનો ઉદ્ભવ થયો છે કે જેની કલ્પના અત્યાર સુધી આપણે કરી જ નહોતા શકયા."

"તે શી ચિંતા છે, પિતાજી?" નાનકદાસે જિજ્ઞાસા દર્શાવી.

"એ જ કે ગુરુદેવના મૃતદેહને આપણે અત્યારે તો લઈ જઇશું અને કદાચિત્ સૂર્યોદય થતાં સુધી દિલ્હીથી પાંચ ગાઉ છેટા નીકળી જઇશું; પરંતુ પ્રભાતમાં જ્યારે ગુરુદેવનો મૃતદેહ અહીં જોવામાં નહિ આવે અને મૃતદેહના ચોરાઈ જવાની વાર્તા પ્રકાશમાં આવશે તે વેળાયે શી સ્થિતિ થશે? એ જ કે ઔરંગઝેબ ચારે દિશામાં પોતાના ઘોડેસવારોને દોડાવશે, આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં આપણે ગુરુદેવના મૃતદેહસહિત પાછા ઔરંગઝેબના પંજામાં સપડાઈ જઇશું અને ઔરંગઝેબ આપણને પણ કત્લ કરાવી નાખશે. આપણા મૃત્યુની આપણા હૃદયમાં ભીતિ નથી; પરંતુ ગુરુદેવના મૃતદેહને

આપણે આનંદપુરમાં પહોંચાડીને આપણી પ્રતિજ્ઞાને પૂર્ણ નહિ કરી શકીએ અને ગુરુદેવના મૃતદેહનો અગ્નિસંસ્કાર નહિ થાય એ જ મારી ચિંતાનો મુખ્ય વિષય છે." વૃદ્ધ ધર્મદાસે પોતાની ચિંતાને વાણી-દ્વારા વ્યક્ત કરી બતાવી.

"આપની આ ચિંતા વાસ્તવિક હોવાથી મારી આપનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે આપ પોતાની તલ્વારથી મારો શિરચ્છેદ કરી નાખો અને મારા મૃતદેહને અહીં રાખી ગુરુદેવના શબને લઈને અહીંથી પ્રયાણ કરી જાઓ. એ મૃતદેહ કોનો છે અને કોનો નહિ એની કોઈ પણ ઝાઝી તપાસ નહિ કરે, ગુરુદેવની લાશ ચોરાઈ જવાની વાર્તા પ્રકાશમાં નહિ આવે, તેથી ઘોડેસવારોને પણ ઔરંગઝેબ નહિ દોડાવે અને ગુરુદેવની લાશ નિર્વિઘ્ન આનંદપુરમાં પહોંચી જતાં આપણી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ જશે. આપણી પ્રતિજ્ઞાની પૂર્તિ તથા ભીતિના નિવારણનો આ ઉપાય વિના અન્ય કોઈ ઉપાય છે જ નહિ; તો ખેંચી લ્યો મ્યાનમાંથી તલ્વાર અને કરી નાખો ધર્મની રક્ષામાટે મારો શિરચ્છેદ." આ અંતિમ શબ્દો ઉચ્ચારીને નાનકદાસ પોતાના મસ્તકને કપાવવામાટે પોતાના પિતા સમક્ષ ગોઠણમંડીએ બેસી ગયો.

"ધન્ય છે, મારા કુલદીપક, તારી ધર્મનિષ્ઠા, ગુરુભક્તિ તથા પિતૃભક્તિને!" આ રીતે પોતાના પુત્રને ધન્યવાદ આપતો વૃદ્ધ ધર્મદાસ કહેવા લાગ્યો કે: "પરંતુ, નાનકદાસ, પિતા પોતાના પુત્રનો પોતાના હસ્તથી શિરચ્છેદ કરે એ સર્વથા અસંભવનીય છે. મારી અવસ્થા સિત્તેર વર્ષની થયેલી હોવાથી અને સંસારનાં કાર્યો મેં પર્યાપ્ત પરિમાણમાં કરી લીધેલાં હોવાથી હવે મારા મનમાં જીવનની એટલી બધી લાલસા રહી જ નથી; કારણ કે, કદાચિત્ હું દીર્ઘ આયુષ્ય ભોગવું તો પણ પાંચ કે દશ વર્ષથી વધારે તો નથી જ જીવવાનો. તું હજી પાંત્રીસ વર્ષની અવસ્થામાં વિહરતો તરુણ હોવાથી, તારે હજી બહુ વર્ષ જીવવાનું હોવાથી અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની બહુ સેવાઓ કરવાની હોવાથી મારી તને એ જ આજ્ઞા છે કે તું આ ક્ષણે જ તારી તલ્વારથી મારો શિરચ્છેદ કરી નાખ અને મારી લાશને અહીં રાખીને ગુરુદેવના મૃતદેહને નિમેષમાત્રના પણ વિલંબ વિના અહીંથી લઈ જા.

મારો તને એ જ અંતિમ ઉપદેશ છે કે નિરંતર ગુરુ ગોવિંદસિંહજીની આજ્ઞા અનુસાર હિન્દુધર્મ તથા હિન્દુજાતિની સેવા કરતો રહેજે અને જો એવો જ પ્રસંગ આવી લાગે તો હિન્દુધર્મની રક્ષામાટે પુલકિત વદનથી જીવન સમર્પી દેજે."

પિતાનાં આ વચનો સાંભળીને નાનકદાસ દિગ્મૂઢ થઇ ગયો અને કહેવા લાગ્યો કેઃ "પુત્રના હસ્તથી પોતાના જન્મદાતા પિતાની હત્યા ! પિતાજી, આપ મને પાપના માર્ગમાં પ્રેરી રહ્યા છો અને રૌરવ-નરકનો માર્ગ બતાવી રહ્યા છો એ જોઇને મારા હૃદયમાં આશ્ચર્ય થાય છે."

"નાનકદાસ, પિતાની આજ્ઞાનું પાલન એ જ હિન્દુ પુત્રનો પરમ-ધર્મ હોવાથી બ્રાહ્મણજાતિમાં ઉત્પન્ન થયેલા ભગવાન્ શ્રી પરશુરામે પોતાના પિતાની આજ્ઞાથી પોતાની જન્મદાત્રી માતાનો, જે માતાની પદવી પિતા કરતાં પણ અધિક પૂજ્ય મનાય છે અને પૂજ્યતા પોતે પણ જેનાં ચરણોમાં મસ્તક નમાવે છે તે સ્વર્ગાદપિગરીયસી માતાનો, તત્કાળ શિરચ્છેદ કરી નાખ્યો હતો એ ઘટનાનું સ્મરણ કર અને મારી આજ્ઞા અનુસાર મારો શિરચ્છેદ કરી નાખ." ધર્મદાસે પોતાના પુત્રને ભગવાન્ પરશુરામના અનુસરણનો આદેશ કરી દીધો.

"પૂજ્ય પિતાજી, ભગવાન્ પરશુરામ ભગવદવતાર હતા એટલા-માટે મારા જેવા એક ક્ષુદ્ર આત્માથી જો તેમનું અનુસરણ ન કરી શકાય તો મને એની ક્ષમા આપશો. પિતાની આજ્ઞાનો અનાદર કરવાથી જે પાપ લાગશે તેને મારાથી સ્વીકારી શકાશે, પરંતુ પિતાનો શિરચ્છેદ તો મારાથી નહિ જ કરી શકાય." નાનકદાસે અંતે પિતૃહત્યા ન કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય દર્શાવી દીધો.

ધર્મદાસ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ "અહીં અન્ય મૃતદેહને રાખ્યાવિના ગુરુદેવના મૃતદેહને આનંદપુરમાં પહોંચાડી શકાય તેમ નથી અને મારા પુત્રથી મારી હત્યા કરી શકાય તેમ નથી; વાદ-વિવાદમાં સમય નષ્ટ થાય છે અને બનેલો ખેલ બગડી જવાની અણી પર આવતો જાય છે; એટલામાટે જે કાર્ય મારા પિતૃભક્ત પુત્રથી નથી કરી શકાતું તે કાર્ય મારે મારા પોતાના હસ્તથી જ કરી નાખવું

જોઇએ કે જેથી ઇષ્ટ કાર્યની સિદ્ધિ થઈ જાય." આવા પ્રકારના નિશ્ચય-પર આવીને ધર્મદાસે પોતાના પુત્રને કહ્યું કેઃ "જો તારાથી મારી હત્યા ન કરી શકાતી હોય, તો ગુરુદેવના મૃતદેહને આનંદપુર પહોંચાડવામાટે મારે જ તારી હત્યા કરવી પડશે. નેત્રોને બંધ કરી મારા સમક્ષ બેસી જા અને મૃત્યુને સ્વીકારવામાટે તૈયાર થા."

નાનકદાસ નેત્રોને બંધ કરીને ગોઠણુમંડીએ બેસી ગયો અને ધર્મ-દાસે પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી લીધી; પણ તે તલ્વા-રને પોતાના પુત્રની ગર્દનપર ન ચલાવતાં તેણે પોતાની જ ગર્દન પર ચલાવી દીધી અને તેનું મસ્તક તેના ધડથી જૂદું પડતાં તેનો મસ્તકહીન દેહ નીચે પડી ગયો. તે દેહના પડવાથી જે ધ્વનિ થયો તે ધ્વનિને સાંભળી નાનકદાસે પોતાનાં મીચેલાં નેત્રોને ઉઘાડતાં પોતાના પિતાનાં ધડ તથા મસ્તકને જૂદાં થયેલાં તથા નીચે પડી ગયેલાં જોયાં. નાનક-દાસ સમજી ગયો કેઃ "મારાથી પિતૃહત્યાનું પાતક ન કરી શકાયું એટલામાટે મારા પિતાશ્રીએ મારાં નેત્રોને બંધ કરાવીને સ્વીકૃત કાર્યની સિદ્ધિમાટે પોતે જ પોતાના હસ્તથી પોતાની હત્યા કરી નાખી છે, અને પોતાની આદર્શ તથા અલૌકિક ગુરુભક્તિનો વિશ્વને પરિચય કરાવી દીધો છે. અસ્તુઃ જે થવાનું હતું તે થઈ ગયું છે એટલે હવે એક પળમાત્રનો પણ વિલંબ ન કરતાં મારે ગુરુદેવના મૃતદેહને અહીંથી ઉપાડી જવો જોઇએ."

નાનકદાસે પોતાના પિતાના મૃતદેહને અંતિમ પ્રણામ કરીને ત્યાં જેવી રીતે ગુરુ તેગબહાદુરના દેહને રાખવામાં આવ્યો હતો તેવી રીતે ગોઠવીને રાખી દીધો; ગુરુના મસ્તકને એક વસ્ત્રમાં લપેટી કટિભાગમાં તે વસ્ત્રને બાંધી લીધું અને ત્યાર પછી ગુરુ તેગબહા-દુરના ધડને પોતાની પીઠપર ઉપાડી લઇને તે ત્યાંથી નીચે ઉતરી આવ્યો. ધડને નીચે રાખી તે પાછો ઉપર આવ્યો, ત્યાં તેણે પોતાના પિતાના શિરચ્છેદના યોગે નીકળેલા રક્તને લુછી નાખ્યું અને પો-તાના પિતાની તલ્વારને પણ લઈ લીધી કે જેથી પ્રભાતમાં ઔરંગ-જેબના સૈનિકોના મનમાં કાંઇ પણ સંશય ઉત્પન્ન ન થાય. તે પાછો નીચે આવ્યો અને ઊંચી હવેલીના પાછલા દર્વાજાને ઉઘાડીને ગુરુના

ધડને બહાર દીવાલ પાસે રાખી, અંદરથી દર્વાજાને સાંકળ ચઢાવી પહેલા મંજિલાની બારીમાંથી જેવી રીતે તે અંદર આવ્યો હતો તેવી જ રીતે બહાર ઊતરી ગયો અને ગુરુના ધડને ઊપાડીને ત્યાંથી કેટલાક અંતરપર રથ જોડીને તેની વાટ જોતા ઊભેલા જોધારામ પાસે આવી લાગ્યો. જોધારામ ગુરુના મૃતદેહને રથમાં રાખીને પોતાની રથશાળામાં આવી લાગ્યો અને ઉષઃકાળમાં જ્યારે નગરનાં દ્વાર ઊઘડવાનો સમય થયો ત્યારે તેઓ રથને હાંકીને પંજાબના પંથે પડી ગયા.

પ્રભાતમાં જ્યારે સૈનિકો ગુરુ તેગબહાદુરની લાશને નીચે લાવવામાટે ઉપર ગયા ત્યારે નાનકદાસે પોતાના પિતાની લાશને બરાબર ગોઠવીને રાખેલી હોવા છતાં તેમ જ રક્તને લૂછી નાખેલું હોવા છતાં પણ લાશ બદલાઇ જવાનો સંશય સૈનિકોના મનમાં આવ્યા વિના ન જ રહ્યો; કારણ કે, ત્રણ દિવસ પૂર્વેની લાશ અને તરતના કપાયલા મનુષ્યની લાશનાં ચિહ્નોમાં જે તફાવત હોય છે તે તફાવત તેમ જ ગુરુ તેગબહાદુર તથા અંસ જ ધર્મદાસના શરીર તથા મુખમંડળ આદિની ભિન્નતા તે ક્ષણે જ તેમના જોવા તથા જાણવામાં આવી ગયાં અને તેઓ જાણી ગયા કે સિખ્ખો અવશ્ય ગુરુ તેગબહાદુરની લાશને લઈ ગયા હતા; પરંતુ એ વાર્તાનો પ્રકાશ કરવાથી તેમની પોતાની જ ગર્દનો કપાઈ જાય તેમ હોવાથી ઔરંગજેબના કોપ તથા મૃત્યુથી બચવામાટે તેમણે એ વાર્તાને પ્રકાશિત ન કરવાનો નિશ્ચય કરી લઇને ધર્મદાસનાં મસ્તક તથા ધડને ન ઓળખાય તેવા સ્વરૂપમાં વિકૃત કરી નાખી નીચે લાવી ગુરુ તેગબહાદુરનાં મસ્તક તથા ધડ તરીકે વટવૃક્ષની શાખામાં નિત્ય પ્રમાણે લટકાવી દીધાં. જોધારામનો શેઠ જ્યારે આગ્રાથી પાછો આવ્યો ત્યારે તેના એક બીજા અશ્વપાલે તેને જોધારામનો એક કાગળ આપ્યો. તે કાગળમાં એમ લખેલું હતું કે: "અમો અમારા ગુરુ તેગબહાદુની લાશને રથમાં નાખીને પંજાબ લઇ ગયા છીએ એટલામાટે તમારા રથ તથા અશ્વને હું ચોરી ગયો છું એમ ધારીને આ વાર્તાને પ્રકાશિત કરશો નહિ; નહિ તો ઔરંગજેબ તમારા શિરપર આફત વર્ષાવી દેશે. હું હવે તમારી નોકરી કરવામાટે જો કે દિલ્લીમાં નથી આવવાનો, છતાં તમારો રથ તથા તમારો

અલ્પ થોડા દિવસમાંજ તમોને પાછા મળી જશે એટલે એની ચિંતા ન રાખશો." આ કાગળ વાંચીને તે શેઠ પણ મૌનનુ અવલંબન કરીને બેસી રહ્યો અને ગુરુ તેગબહાદુરની લાશ દિલ્હીમાંથી વીરાત્મા અંત્ય જ પિતાપુત્ર તથા ક્ષત્રિય વીર જોધારામના અપૂર્વ સાહસ તથા આત્મબલિદાનના પ્રતાપે આનંદપુરમાં પહોંચી જવાના ભેદનો અંત પર્યન્ત પ્રકાશ ન થયો તે ન જ થયો.[1]

---

## પ્રકરણ ૭ મું
## અગ્નિસંસ્કાર અને પ્રચંડ પ્રતિજ્ઞા

---

"Tortures were framed to dread the baser eye;
And not t' appal a princely majesty."

T. Lodge. *The Wounds of Civil War (Cornelia) Act IV*

"Beware the fury of a patient man."

Dryden. *Absalom and Achitophel Pt. I, line 1005.*

જોધારામ તથા નાનકદાસ ગુરુ તેગબહાદુરના મૃતદેહને લઈને કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના આજે પ્રભાતમાં આનન્દપુરમાં આવી લાગ્યા હતા અને તત્કાળ આસપાસનાં ગ્રામોમાં સંદેશવાહકોદ્વારા એ સમાચાર પહોંચાડવાની વ્યવસ્થા થઈ ગયેલી હોવાથી તૃતીય પ્રહર થતાં સુધીમાં તો ગુરુના બે હજાર સિખ્ખો આવીને આનન્દપુરમાં ગુરુના મૃતદેહના દર્શન તથા ગુરુની અંત્યેષ્ટિક્રિયામાં ભાગ લેવામાટે એકત્ર થઈ ગયા હતા. નિકટનાં ગ્રામોમાંથી અનેક સિખ્ખ સ્ત્રીઓ પણ પોતાનાં અલ્પવયસ્ક સંતાનોને લઈને આનન્દપુરમાં આવી લાગી

---

૧ ચાંદની ચોકમાંની જે ઉંચી હવેલીના આંગણામાં ગુરુ તેગબહાદુરનો ધર્માન્ધ ઓરંગઝેબની આજ્ઞાથી શિરચ્છેદ કરવામાં આવ્યો હતો અને ધર્મદાસ, નાનકદાસ તથા જોધારામ તેમના મૃતદેહને જે સ્થાનમાંથી ઊપાડી ગયા હતા તે સ્થાન એ જ છે કે અત્યારે દિલ્હીમાં જ્યાં એ ચિરસ્મરણીય ઘટનાના સ્મારક સ્વરૂપ સિખ્ખોનો ગુરુદ્વારો ગુરુ તેગબહાદુરના શિરચ્છેદ તથા અંત્યજ ધર્મદાસના આત્મબલિદાનનું હિન્દુજાતિને અખંડ સ્મરણ કરાવતો અને હિન્દુજાતિના ધર્મોત્સાહને વધારતો શોભી રહ્યો છે.

હતી. ગુરુ તેગબહાદુરના ધડથી વિભક્ત થયેલા મસ્તકને ધડપર રેશમની પટ્ટીઓ વડે બાંધી લઇને, સ્નાન કરાવીને તથા ઉત્તમ વસ્ત્રો પરિધાન કરાવીને તેમના મૃતદેહને ગુરુદ્વારાના બાહ્ય ભાગના ઊંચા ઓટલા ઉપર જાણે તેઓ ધ્યાનમગ્ન થયેલા હોય તેવી રીતે પદ્માસન વાળી આસનપર એટલામાટે બેસાડવામાં આવ્યા હતા કે ત્યાં એકત્ર થયેલા સર્વ સિખ્ખોથી તેમના અંતિમ દર્શનનો લાભ લઇ શકાય. સર્વ સિખ્ખો ગુરુદ્વારાના વિશાળ આંગણામાં શોકમગ્ન હૃદયથી ગુરુ તેગબહાદુરના મૃતદેહ સમક્ષ મસ્તક નમાવીને ઊભા હતા અને ગુરુ ગોવિન્દસિંહ ઓટલાપર અત્યંત શાંત તથા ગંભીર મુદ્રાથી દંડાયમાન થયેલા હતા. એ શાંત તથા ગંભીર દૃશ્યને નિહાળતાં જાણે સાક્ષાત્ શાંતિ તથા ગંભીરતા પોતે જ ત્યાં આવી આકાર ધારીને દંડાયમાના થયેલી હોયની! એવો જ ભાસ થતો હતો. અચાનક ગુરુદ્વારાના દ્વારમાંથી પાંચ શ્વેતવસ્ત્રપરિધાના હિન્દુ દેવીઓ બહાર નીકળી આવી અને તેમનામાંની એક દેવી ઓટલા ઉપર જ્યાં ગુરુ ગોવિન્દસિંહ ઊભા હતા ત્યાં તેમની સામે ગુરુ તેગબહાદુરના મૃતદેહના વામપાર્શ્વમાં આવીને ઊભી રહી. તેણે પ્રથમ ગુરુ તેગબહાદુરના મૃતદેહને હસ્તદ્વય જોડી મસ્તક નમાવીને પ્રણામ કર્યા અને ત્યાર પછી અનાવૃત્ત મુખથી તે સિખ્ખસમુદાય સમક્ષ ઊભી રહી. એ હિન્દુ દેવી તે અન્ય કોઇ નહિ, પણ ગુરુ તેગબહાદુરની ધર્મપત્ની તથા ગુરુ ગોવિન્દસિંહજીની જન્મદાત્રી માતા ગૂજરીબાઇ પોતે જ હતી. ગૂજરીબાઇ એક અનન્યરૂપસુંદરી હોવા ઉપરાંત સતી શિરોમણી, પતિપરાયણા તથા ક્ષાત્ર તેજની સજીવન પ્રતિમા આર્ય મહિલા હોવાથી અને તેની અવસ્થા ચાળીસ વર્ષથી વિશેષ હોવા છતાં તેના સૌન્દર્યમાં તારુણ્યની સ્વર્ગીય છટા તેના સદાચારના યોગે અવિચલ રહેલી હોવાથી તેના ચંદ્રપ્રતિસ્પર્ધી મુખમંડળને જોતાં અને તેની અશ્રુતપૂર્વ ગંભીરતાને નિહાળતાં સિખ્ખોના હૃદયમાં તેના પ્રતિ એક પ્રકારનો અનન્ય પૂજ્યભાવ ઉત્પન્ન થવા લાગ્યો અને જાણે તેઓ કોઇ એક દિવ્યધામવાસિની દેવીનાં જ દર્શન કરી રહ્યાં હોયની! એવો જ તેમને ભાસ થવા લાગ્યો. ત્યાં જે મૌન તથા નિસ્તબ્ધતાનો અધિકાર વ્યાપેલો હતો તે મૌન તથા

નિસ્તબ્ધતાનો ભંગ કરીને દેવી ગુજરીબાઇ અથવા વીરતનયા, વીર જાયા તથા વીરમાતા ગૂજરીબાઈ સિખ્ખસમુદાયને સંબોધીને પોતાના વીણાવિનિન્દિત હોવા છતાં સર્વેના સાંભળવામાં આવી શકે તેવા સ્પષ્ટ કંઠસ્વરથી કહેવા લાગી કેઃ—

"મારા સિખ્ખ પુત્રો, હું તમારા ગુરુની ધર્મપત્ની હોઇને આ ગોવિન્દની માતા પ્રમાણે તમારી પણ ધર્મમાતા હોવાથી અને માતાને પોતાનાં સંતાનો સમક્ષ પોતાના મુખમંડળને અવગુંઠન અથવા બુરકામાં છુપાવી રાખવાની કશી પણ આવશ્યકતા ન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ અત્યારે અને આ ક્ષણે જ તમોને માતા તરીકે તમારા ધર્મ તથા કર્તવ્યના માર્ગમાં પ્રેરવાની પરમ આવશ્યકતા હોવાથી મારા પતિદેવના અકાલ મૃત્યુથી ધવાયલા હૃદયને વજ્રકઠોર કરીને મારે તમારા સમક્ષ આવીને દંડાયમાન થવાની ધૃષ્ટતા નિરુપાયવશાત્ કરવી પડી છે..............."

"પૂજ્ય માતા, અમો તમારા પુત્રો છીએ; અમોને અમારા ધર્મ તથા કર્તવ્યનો માર્ગ દર્શાવો." કેટલાક સિખ્ખોએ વચ્ચે જ આવા આશયના ઉદ્ગારો કાઢ્યા.

"જનની ભરતભૂમિનાં વીર હિન્દુ સંતાનો, પરમપૂજ્ય ગુરુ નાનકદેવના દર્શાવેલા વેદવિહિત ધર્મમાર્ગમાં વિચરતા પંજાબના હિન્દુ વીરો અને મારા નિર્ભય સિખ્ખ પુત્રો! જેમનો મૃતદેહ અત્યારે તમારાં નેત્રો સમક્ષ વિદ્યમાન છે તે તમારા પરમપૂજ્ય ગુરુદેવ, મારા પરમ-પૂજ્ય પતિદેવ અને ગોવિન્દના પરમપૂજ્ય પિતાનો અત્યંત નિર્દયતાથી શિરચ્છેદ કોણે કરાવ્યો છે અને તમોને ગુરુહીન, મને વિધવા તથા ગોવિન્દને પિતૃહીન કરનાર કોણ છે? આ પ્રશ્નોનું એ જ એક ઉત્તર છે કે આ સર્વ અનાચાર કરનાર અન્ય કોઈ નહિ, પણ મહાધર્માન્ધ, મહાહઠવાદી તથા મહામદોન્મત્ત મુસલમાન સુલ્તાન ઔરંગજેબ અથવા બાદશાહ આલમગીર જ છે. ઔરંગજેબના હસ્તથી આ તમારા ગુરુનો, મારા પતિદેવનો અને ગોવિન્દના પિતાનો શિરચ્છેદ નથી થયો; પણ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો ભારતવર્ષના હિન્દુઓનાં ધર્મ, પ્રતિષ્ઠા, ધર્માભિમાન તથા હિન્દુત્વનો જ શિરચ્છેદ થયો છે. અને અત્યારે પુણ્યભૂમિ ભારતવર્ષમાં પરશુરામ રામચંદ્ર, ભીષ્મ તથા દધીચિ

આદિ પુણ્યશ્લોક પુરુષોનાં વીર સંતાનો અવશિષ્ટ ન હોવાથી જ ઔરંગજેબ જેવા વિધર્મી રાજ્યકર્તાઓ હિન્દુધર્મ તથા હિન્દુજાતિની આટલી સીમાપર્યન્ત ઘોર વિડંબના કરી રહ્યા છે. હિન્દુઓ પોતાને પુરુષ તરીકે ઓળખાવે છે છતાં તેમનાથી મુસલ્માનોના હસ્તથી થતી તેમના ધર્મ, તેમના આચાર વિચાર, તેમના ધર્મસ્વાતંત્ર્ય અને તેમની માતા, ભગિની, પત્ની તથા પુત્રીઓ આદિકની આટલી વિડંબના કેવી રીતે સહન કરી શકાય છે, એનું જ મારા મનમાં નિરંતર આશ્ચર્ય થયા કરે છે. હિન્દુઓ, તમો બહુ ઉંઘ્યા, હવે જાગો; વિધર્મીઓના અનંત અત્યાચારોને સહન કર્યા, હવે આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી આપવાને કટિબદ્ધ થાઓ; પ્રતિષ્ઠાપૂર્વક જીવો અથવા ધર્મબલિદાન થઈ જાઓ અને ધર્મની રક્ષામાટે મારવા કે મરવાના એક જ સિદ્ધાંતને સ્વીકારી લ્યો; નહિ તો હિન્દુજાતિનો વિનાશ અવશ્યંભાવી છે. આ તમારા ગુરુનો શિરચ્છેદ નથી થયો, પણ તમોને અકાલ પુરુષે ધર્મ-રક્ષા નામક કર્તવ્યભૂમિમાં અને ધર્મના શત્રુઓને સંહારવાના કાર્ય-ક્ષેત્રમાં વીરતા તથા નિર્ભયતાથી અવતીર્ણ થવાની અંતિમ સૂચના જ આપેલી છે; કારણ કે ધર્માન્ધ વિધર્મીઓ દ્વારા ધર્મનિષ્ઠ હિન્દુઓની કરવામાં આવતી આવી હત્યાઓ કેવળ ષંઢોના હૃદયમાં જ ભય તથા નિરાશાને ઉપજાવી શકે છે; વીર પુરુષોનાં નિર્ભય હૃદયોને લેશ-માત્ર પણ ચળાવી શકતી નથી. અને હિન્દુઓ ષંઢ છે એમ માનવાની મારો આત્મા મને ના પાડે છે. તમો એમ ન માનશો કે બાદશાહ ઔરંગજેબની શક્તિઓ અગાધ છે અને તમો પોતે શક્તિહીન છો. માત્ર તમોએ પોતાની જે શક્તિઓને વિશ્કલિત કરી નાખી છે તે શક્તિઓને એકેશ્વરવાદ, સંપ, ઐક્ય તથા સંગઠનદ્વારા એકત્ર કરી લ્યો એટલે પછી ઔરંગજેબ જેવા પચાસ અત્યાચારી વિધર્મી બાદશાહો પણ ભારતવર્ષની મહાપ્રચંડ હિન્દુશક્તિ સમક્ષ પળમાત્ર પણ ટકી શકવાના નથી. માત્ર હિન્દુઓએ જાગ્રત થવાની, વ્યર્થ આડંબરોને ત્યજી દેવાની, જડતાને દૂર કરી નવચેતનવડે વિભૂષિત થવાની, સત્ય ધર્મના માર્ગમાં વિચરવાની અને મૃત્યુના ભયને તિલાંજલિ સમર્પી દેવાની જ સર્વથી પ્રથમ આવશ્યકતા છે………"

"અમો હિન્દુધર્મ તથા હિન્દુજાતિની પ્રતિષ્ઠાની રક્ષામાટે આનંદ-પૂર્વક અમારા પ્રાણોનાં બલિદાન આપવાને તૈયાર છીએ." સર્વે સિખ્ખોએ ગગનભેદક ગર્જનાના રૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

" વત્સ ગોવિન્દ," માતા ગૂજરીબાઈ પોતાના પુત્ર ગુરુ ગોવિન્દ-સિંહને સંબોધીને કહેવા લાગી: " જો તારા હૃદયમાં પરશુરામ, રામ-ચંદ્ર, ભીષ્મ તથા દધીચિ આદિ પ્રાતઃસ્મરણીય આર્ય પૂર્વજોના ધર્મ-પ્રેમ, જાતિપ્રેમ, કર્તવ્યપાલન તથા આત્મસમર્પણનો પ્રકાશ પડેલો હોય; જો તારામાં તારા આ પિતાના વીર્ય તથા મારા દુગ્ધના પાનનું યોગ્ય પરિણામ થયું હોય અને મેં તને મારા ઉદરમાં દશ માસ પર્યન્ત રાખીને વેઠેલો પરિશ્રમ વ્યર્થ ન થયો હોય, તો અત્યારે અને આ ક્ષણે જ તારા જન્મદાતા પૂજ્ય પિતાના મૃતદેહ સમક્ષ કેવળ પોતાના પિતાની હિંસામાટે જ પ્રતિહિંસા કરવાની નહિ; પણ ભારત-વર્ષની સમસ્ત હિન્દુ જાતિપર મુસલ્માનો દ્વારા થતા ધાર્મિક, નૈતિક, સામાજિક તથા રાજનૈતિક પૈશાચિક અત્યાચારોના પ્રતિશોધની, હિન્દુધર્મ તથા હિન્દુજાતિના શત્રુઓને સંહારવાની, હિન્દુધર્મ તથા હિન્દુજાતિને ભયમુક્ત કરવાની, જો બની શકે તો સમસ્ત ભારત-વર્ષમાં અને નહિ તો છેવટે પંજાબમાં મુસ્લિમ રાજસત્તાનું નિર્મૂલન કરીને હિન્દુરાજ્યને સ્થાપવાની, શાસ્ત્ર સાથે હસ્તમાં શસ્ત્રને ધારણ કરવાની અને જેઓ કેવળ ધર્માંધતાથી પ્રેરાઇને હિન્દુ મહિલાઓને મહાદુઃખદ વૈધવ્ય તથા હિન્દુ બાળકોને પિતૃહીનતા સમર્પી રહ્યા છે તે વિધર્મીઓની બીબીઓને બેવા બનાવવાની, તેમનાં સંતાનોને યતીમ બનાવવાની; માત્ર એટલું જ નહિ, પણ હિન્દુઓ અદ્યાપિ જીવિત છે અને હિન્દુઓની વીરતા અદ્યાપિ સજીવન છે એનો સમસ્ત વિશ્વને પરિચય કરાવી દેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લે. જો એ પ્રતિજ્ઞાનું પાલન કરતાં તારા પોતાના જીવનનો અંત થઇ જશે અને તે પ્રસંગને જોવાનો અવસર મને પ્રાપ્ત થશે, તો અત્યારે તારા પિતાની ધર્મ-વીરતાના સાક્ષાત્કારથી મારો આત્મા એક વીરપત્ની તરીકેના જે અનિર્વચનીય આનંદ તથા ઉચિત અભિમાનને અનુભવી રહ્યો છે તેથી પણ અધિક આનંદ તથા અભિમાનને એક વીરમાતા તરીકે

મારો આત્મા અનુભવશે અને મારા આર્યનારીજન્મ તથા તને જન્મ આપવાના પરિશ્રમની સંપૂર્ણ સાર્થકતા થયેલી દેખાશે.”

“પરમપૂજ્યા જનની દેવી, મારા પિતાશ્રીના આ ધર્માર્થે જીવન બલિદાન તથા તમારાં આ વીરવચનોથી મારો નિશ્ચય થઇ ગયો છે કે હું યોગભ્રષ્ટ હોવાથી જ તમારાં જેવાં મહાપવિત્ર તથા ધર્મપ્રાણ માતાપિતાના ગૃહમાં મારો જન્મ થયો છે; કારણ કે, શુભકર્મ કરનાર કોઇ પણ મનુષ્ય પુણ્યકારક સ્વર્ગલોક તથા તપલોક આદિને પ્રાપ્ત કરી ત્યાં દીર્ઘકાળ નિવાસ કર્યા પછી પવિત્રચરિત્ર શ્રીમાન્‌ના ગૃહમાં, યોગીશ્વરના ગૃહમાં અથવા તો બુદ્ધિમાન્‌ના ગૃહમાં જ યોગભ્રષ્ટ તરીકે અવતરે છે અને એટલામાટે આવો જન્મ અત્યંત દુર્લભ છે એમ શ્રીકૃષ્ણ ભગવાને પોતે જ પોતાના શ્રીમુખથી ગીતામાં કહેલું છે. અત્યારે ઔરંગજેબ તથા તેના આજ્ઞાધારક મુસલ્માનો આતતાયી[1] થઇ ગયેલા હોવાથી અને આતતાયીઓને હણવાની મનુ ભગવાન્‌ની સ્પષ્ટ આજ્ઞા હોવાથી[2] હું આજે અકાલ પુરુષ તથા સૂર્યનારાયણની સાક્ષીથી મારા પિતાના મૃતદેહ, તમો સજીવન પવિત્રતા તથા આ વિશાળ સિખ્ખસમુદાય સમક્ષ પ્રતિજ્ઞા કરું છું કેઃ અત્યારના ક્ષણથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે જ હું જીવનને ધારણ કરીશ; ઔરંગજેબ તથા તેના જેવા અન્ય ધર્માંધ મુસલ્માનો પાસેથી મારા

---

१ “ अग्निदो गरदश्चैव शस्त्रोन्मत्तो धनापहः ।
क्षेत्रदारहरश्चैतान् षड् विद्यादाततायिनः ” ॥ शुक्रनीतिः

અર્થાત્ “આગ લગાડનાર, વિષ દેનાર, શસ્ત્રના બળથી ઉન્મત્ત થયેલો, ધન હરનાર, ભૂમિને હરિ લેનાર તથા સ્ત્રીનો અપહારક એ છ આતતાયી છે એમ માનવું.” શુક્રનીતિ.

२ “ गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ” ॥ मनुः

અર્થાત્ “ગુરુ, બાલક, વૃદ્ધ અથવા બહુશ્રુત બ્રાહ્મણ પણ જો મારવામાટે આવે અને જો પોતાના જીવનની રક્ષાનો અન્ય કોઇ પણ ઉપાય ન દેખાય, તો કોઇ પણ પ્રકારનો વિશેષ વિચાર કર્યા વિના તે આતતાયીનો વધ કરી નાખવો.” મનુસ્મૃતિ, અધ્યાય ૮ મો; શ્લોક ૩૫૦.

પિતાશ્રીની હત્યા તથા તેમના હસ્તથી હિન્દુજાતિપર થતા નાનાવિધ પૈશાચિક અત્યાચારોનો બરાબર બદલો વાળીશ; હિન્દુજાતિને એકતાના સૂત્રમાં બદ્ધ કરીને ધર્મરક્ષા, જાતિરક્ષા તથા આત્મરક્ષાના સમરક્ષેત્રમાં અવતીર્ણ કરીશ અને જેવી રીતે ભગવાન્ પરશુરામે પોતાની માતાને આપેલા વચન અનુસાર પોતાના પિતાના ઘાતક સહસ્રાર્જુનનંદન મહોન્મત્ત દમન, તેના કુલ તથા તે સમયના આતતાયી ક્ષત્રિયોનો સંહાર કરી નાખ્યો હતો તેવી જ રીતે, હે પૂજ્ય માતા, અત્યારે તમોને આપેલા વચન અનુસાર હું પણ મારા પૂજ્ય પિતાના ઘાતક મહોન્મત્ત બાદશાહ ઔરંગજેબ તથા તેના કુળના સંહારનો, આતતાયી મુસલ્માનોને ધરાશાયી કરી નાખવાનો અને ભારતવર્ષમાંથી અત્યાચારિણી મુસ્લિમ સામ્રાજ્યસત્તાને નિર્મૂલ કરી નાખવાનો મારાથી કરી શકાશે તેટલો પ્રચંડ પ્રયત્ન કરીશ. તમારા આશીર્વાદથી કદાચિત્ મારા એ પ્રયત્નને સફળ થયેલો પણ તમો જોઇ શકશો અને જ્યારે તમારા હૃદયને હું સંતુષ્ટ કરી શકીશ ત્યારે જ મારા જીવનની સાર્થકતા થયેલી માનીશ. મારો દૃઢ વિશ્વાસ છે કે અકાલ પુરુષની કૃપા, તમારા આશીર્વાદ અને આપણા ધર્મપ્રાણ તથા ગુરુભક્ત સિખ્ખોની સહાયતાથી મારી આ શુભતમ આકાંક્ષા અવશ્ય પૂર્ણ થશે અને નિદ્રાધીન હિન્દુજાતિ જાગ્રત થઇને અવશ્ય પોતાના ગત ગૌરવ તથા વર્ચસ્વની પુનઃપ્રાપ્તિમાટે કર્તવ્યભૂમિમાં અવતીર્ણ થઇને વિજયશાલિની થઇ જશે.

"મારો આશીર્વાદ છે કે તારા હસ્તથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષા થાઓ અને તારી આ ભીષ્મપ્રતિજ્ઞા પૂર્ણ થાઓ!" માતા ગુજરીબાઇએ પોતાનાં ચરણોમાં પડેલા ગુરુ ગોવિંદસિંહને તેમના મસ્તકપર પોતાના દક્ષિણ હસ્તને સ્થાપીને ગંભીર સ્વરથી આશીર્વાદ આપ્યો.

"જય, વેદ ભગવાનનો જય, હિન્દુધર્મનો જય અને હિન્દુજાતિનો જય! ગુરુ નાનકદેવનો જય, ગુરુ તેગબહાદુરનો જય અને ગુરુ ગોવિંદસિંહનો જય!" સિખ્ખોએ આ જયનાદથી વાતાવરણને નિનાદિત કરી દીધું.

થોડી વાર સુધી ત્યાં ગંભીર મૌનનો અધિકાર વ્યાપી ગયો અને ત્યાર પછી ગુરુ તેગબહાદુરના મૃતદેહને પાલખીમાં પધરાવીને વાદ્ય-વાદન તથા ભજનમંડળીના ભજનાલાપ સહિત સ્મશાનભૂમિમાં લઈ જવાની તૈયારી કરવામાં આવી. સરિતા શતદ્રુની તીરપ્રાંતસ્થ સ્મશાન-ભૂમિમાં પ્રથમથીજ ચંદનકાષ્ઠની ચિતા ખડકાવીને તૈયાર રખાવવામાં આવેલી હોવાથી ગુરુ તેગબહાદુરના મૃતદેહને માનપૂર્વક પાલખીમાંથી ઊપાડીને ચિતાપર મૂકવામાં આવ્યો અને ત્યાર પછી ગુરુ ગોવિન્દ-સિંહજીએ યથાવિધિ ચિતાને પ્રદક્ષિણા કરીને પોતાના પિતાના જમણા પગના અંગૂઠાને અગ્નિનો સ્પર્શ કરાવ્યો એટલે અન્ય સિખ્ખોએ ચિતાને ધૃત હોમીને પ્રજ્વલિત કરી દીધી. જ્યારે ચિતાની જ્વાલાએ ભીષણ સ્વરૂપને ધારણ કરી લીધું ત્યારે ગુરુ ગોવિન્દસિંહે ત્યાં ગુરુ તેગબહા-દુરની સ્મશાનયાત્રામાં આવેલા સિખ્ખોના પ્રચંડ સમુદાયને સંબો-ધીને ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી કહ્યું કેઃ—

"આ મહાપવિત્ર હુતાત્મા ગુરુ તેગબહાદુરના મૃતદેહને બાળીને ભસ્મીભૂત કરનારા ચિતાગ્નિની જ્વાલા નથી; પરંતુ બાદશાહ ઔરંગ-જેબે ભારતવર્ષની હિન્દુજાતિના હૃદયમાં પ્રગટાવેલા વૈરાગ્નિ તથા કોપાગ્નિની કેવળ અત્યાચારી તથા આતતાયી વિધર્મીઓના રક્તસિંચન-થી જ શાંત થનારી ગગનગામિની મહાભયંકરી જ્વાલા છે એ વાતને તમો કદાપિ ભૂલી જશો નહિ અને આ મહાભયંકરી જ્વાલાને વિધર્મી-ઓના રક્તસિંચનથી શાંત કરવાના પોતાના ધર્મ તથા કર્તવ્યથી કદાપિ ચ્યુત થશો નહિ; નહિ તો આ જ્વાલા તમોને જ બાળીને ભસ્મી-ભૂત કરી નાખશે અને ભારતવર્ષમાં હિન્દુધર્મ તથા હિન્દુજાતિ નામ-શેષ થઈ જશે."

"આ વૈરાગ્નિની જ્વાલાને અમો વિધર્મીઓના રક્તસિંચનથી જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી નિરંતર શાંત કરતા રહીશું; કારણ કે, હવે એ જ અમારો ધર્મ છે અને એ જ અમારું કર્તવ્ય છે." સર્વ સિખ્ખો પ્રતિજ્ઞાબદ્ધ થયા.

"શ્રદ્ધાળુ સિખ્ખો, એ વાર્તા, તો તમારા જાણવામાં હોવી જ જોઇએ કે ગુરુ અર્જુનદેવ તથા ગુરુ હરગોવિન્દજીની એ જ

ઇચ્છા હતી કે સિખ્ખોમાં ક્ષત્રિયધર્મનો પ્રચાર તથા વિસ્તાર થાય, સિખ્ખજાતિ યુદ્ધવિદ્યાને સંપૂર્ણ સ્વરૂપમાં પ્રાપ્ત કરી લે અને સિખ્ખ-જાતિ એક આદર્શ લડાયકજાતિ અથવા વીરજાતિ થઈ જાય; પરંતુ અનેક પ્રતિકૂલ સંયોગોએ એ ઉભય ગુરુઓના મહાન્ ઉદ્દેશને તેમના જીવનકાળમાં સફળ થવા દીધો ન હોતો અને તેઓ સિખ્ખોનું સૈનિક સંગઠન કરી શક્યા ન હોતા એટલે અત્યારે હવે સિખ્ખોના સૈનિક સંગઠનની જ સર્વથી પ્રથમ આવશ્યકતા છે; કારણ કે, આપણી આજની પ્રતિજ્ઞાને આપણાથી આપણા સૈનિક સંગઠન વિના પૂર્ણ કરી શકાય તેમ છે જ નહિ. અત્યારની મારી આટલી સૂચનાને લક્ષમાં રાખી લેજો અને જેમ બને તેમ સૈનિક સંગઠનના નિર્માણનો ઉદ્યોગ કરતા રહેજો; કારણ કે, આપણા માટે અત્યારની પરિસ્થિતિ સર્વથા નિરાશાજનક હોવા છતાં એ નિરાશાને આપણે આશાના સ્વરૂપમાં પરિવર્તન કરી નાખવાની છે અને એનો એકમાત્ર ઉપાય સિખ્ખોનું સૈનિક સંગઠન, સિખ્ખોની ધાર્મિક એકવાક્યતા, પરસ્પર ભેદભાવનો લોપ અને આત્મસમર્પણ વિષયક તત્પરતા જ છે. આ ઉપાયદ્વારા જ આપણાથી અત્યારની મહાસમર્થ મનાતી મુસ્લિમ સામ્રાજ્યસત્તા અથવા મુસ્લિમ સામ્રાજ્યશક્તિનો ઉચ્છેદ કરી શકાશે. હવે જીવન-લાલસા, સાંસારિક ઐશ્વર્યના મોહ તથા કૌટુંબિક આકર્ષણને હૃદયમાં સ્થાન આપવાનો સમય નથી એ તત્ત્વને કદાપિ ભૂલશો નહિ અને નિરંતર હુતાત્મા થવામાટે કટિબદ્ધ રહેજો. તમારા આત્માઓનો નાદ નિરંતર આવા જ પ્રકારનો હોવો જોઇએઃ—

"હમ રૂખે ટુકડે ખાયેંગે, હમ સૂખે ચને ચબાયેંગે;
હિન્દૂ હિ સદા કહલાયેંગે, નિજ ધર્મ સદૈવ બચાયેંગે;
હમ નંગે ઉમર બિતાયેંગે, પાવકપર દૌડે જાયેંગે;
હિન્દુત્વ ન રંચ ઘટાયેંગે, દુશ્મનકો માર મિટાયેંગે;
આશાકો પાસ બિઠાયેંગે, નહિ કભી નિરાશા લાયેંગે;
કાંટોં પર રાત બિતાયેંગે, ફિર ભી આનંદ દિખાયેંગે;
દુશ્મનસે જંગ મચાયેંગે, હમ બિગડા કામ બનાયેંગે;
હમ મોહદુર્ગકો ઢાયેંગે, નિર્મમ નિર્મોહ સુહાયેંગે;

હમ રાગ ઐક્યકા ગાયેંગે, હમ ભેદભાવ ઠુકરાયેંગે;
તલ્વારોંકો ચમકાયેંગે, દુશ્મનકા ગલા દબાયેંગે;
આગે હી બઢ઼તે જાયેંગે, નહિ પીછે પાંવ હટાયેંગે;
સર કાટે યા કટવાયેંગે, જયકા ડંકા બજવાયેંગે;
નહિ દુઃખોંસે ઉકતાયેંગે, હમ આત્માકો ઉકસાયેંગે;
રિપુજીવનદીપ બુઝાયેંગે, તબ ચૈન કહીં હમ પાયેંગે;
સબ રિશ્તે નાતે તોડ઼ેંગે, વિષયોંસે મુઁહકો મોડ઼ેંગે;
હમ બોલા બચન ન તોડ઼ેંગે, જીવિત ન શત્રુકો છોડ઼ેંગે."

ગુરુ ગોવિંદસિંહજીના શ્રી મુખમાંથી નીકળેલા આ નવચેતન-પ્રેરક કાવ્યની બે અંતિમ પંક્તિઓનો સર્વે સિખ્ખોએ આવેશપૂર્ણ તથા ઉત્સાહપૂર્ણ હૃદયથી ઉચ્ચાર કર્યો કેઃ—

"સબ રિશ્તે નાતે તોડ઼ેંગે, વિષયોંસે મુઁહકો મોડ઼ેંગે;
હમ બોલા બચન ન તોડ઼ેંગે, જીવિત ન શત્રુકો છોડ઼ેંગે !"

જ્યારે ગુરુ તેગબહાદુરના મૃતદેહને સર્વભક્ષક અગ્નિનારાયણે બાળીને ભસ્મીભૂત કરી નાખ્યો ત્યારે ગુરુ ગોવિન્દસિંહજીએ સર્વ સિખ્ખોને પુનઃ એક વાર તેમણે આજે ગુરુ તેગબહાદુરની ચિતા સમક્ષ સ્મશાનભૂમિમાં કરેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવીને અને તે પ્રતિજ્ઞાના પાલનમાં દૃઢ રહેવાનો ઉચિત ઉપદેશ આપીને પોતપોતાના સ્થાન પ્રતિ જવાની રજા આપી દીધી; પરંતુ સિખ્ખો ત્યાંથી જ ન ચાલ્યા જતાં રાત્રિનો પ્રથમ પ્રહર વીતી ગયેલો હોવા છતાં ગુરુ ગોવિન્દસિંહજીને ગુરુદ્વારામાં પહોંચાડ્યા પછી જ પોતપોતાના સ્થાને જવાને રવાના થયા. તે દિવસે ગુરુ ગોવિન્દસિંહજીના ગૃહમાં ચૂલો ન સળગે અને રસોઇ ન થાય એ સ્વાભાવિક હોવાથી કેટલાક સિખ્ખો પોતાનાં ગૃહોમાં રસોઇ તૈયાર કરાવીને લઇ આવ્યા અને તેમણે ગુરુ ગોવિન્દ-સિંહ, તેમનાં માતુશ્રી તથા તેમનાં પત્ની આદિને આગ્રહ કરીને જમાડ્યાં. તેઓ આજે રુચિપૂર્વક ભોજન કરી શકે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય હોવાથી કેવળ સિખ્ખોના સંતોષ માટે તેમણે આંસુ-બીની આંખોથી અન્નના ચાર ચાર કોળિયા મોઢામાં નાખ્યા એટલુ જ. જમ્યા પછી ગુરુ ગોવિન્દસિંહજી આડું પડખું કરવાને ચટાઇપર પડ્યા

અને તેમનો સમસ્ત દિવસ પરિશ્રમમાં વીતેલો હોવાથી થોડી વારમાં જ તેમની આંખ લાગી ગઇ; પરંતુ આંખ લાગતાંની સાથે જ તેમણે સ્વપ્નમાં શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોયા અને શ્રી કૃષ્ણના મુખમાંથી અર્જુનને 'સંબોધીને નિઃસૃત થતી નિમ્ન સુધાવાણી તેમનાં શ્રવણોમાં પ્રવેશ કરવા લાગી:–

"નપુંસકતા નહિ સ્વીકાર તું પૂરુષત્વને ત્યાગી;
હૃદયની તુચ્છ દુર્બલતા ત્યજી દે, હે મહાભાગી;
નથી કર્તવ્ય જે તે શોકની લગની તને લાગી;
કરે છે પ્રૌઢ ભાષણ્ પંડિતો સમ વીર વૈરાગી;
મૃતો કે જીવિતોનો શોક પંડિત કૈં નથી કરતા;
નથી અંતઃકરણમાં પંડિતો વ્યામોહ આ ધરતા.

વિચરવું ધર્મયુદ્ધે ધર્મ તારો છે વિચારી લે;
સદા કલ્યાણકર્તા ક્ષત્રિયોનો માર્ગ ધારી લે;
ન કંપી જા ભયંકર ભૂલ પોતાની સુધારી લે;
મળ્યો છે ધર્મપાલનનો સમય મેદાન મારી લે;
અકારણ ભીરુતાને તેં હૃદયમાં આજ પાળી છે;
મળે જેને સમય આવો સુભટ તે ભાગ્યશાળી છે.

નહીં ઝૂંઝીશ જો તું આજ, અર્જુન, ધર્મસંગ્રામે;
થઇશ પાપી, જશે નિજ ધર્મ ને નહિ કીર્તિ તું પામે;
જનો તારા નિરંતર અવગુણો ગાશે પુરે ગ્રામે;
તને બોલાવશે રણવીર નર 'રણભીરુ'ના નામે;
સદા સંભાવિતોની વિશ્વમાં એ સત્ય નિષ્ઠા છે;
મરણથી પણ વધારે દુઃખદાયક અપ્રતિષ્ઠા છે.

ધનંજય, શત્રુ તારા સર્વ એ ઉચ્ચારશે વાણી;
'નથી બાકી રહ્યું ગાંડીવધરમાં કૈં હવે પાણી;
વિજયનાદી મહારણવીરને આવ્યા રણે જાણી;
લપાયો એક ખૂણે પંઢ અર્જુન ઘૂંઘટો તાણી;

રહ્યો અજ્ઞાતવાસે જે બનીને તાળિબજવૈયો;
ધરે ધનુ હસ્તમાં ક્યાંથી કહો ભયભીત પાવૈયો !'

રણે તું શત્રુઓને મારતો પોતે મરી જાશે;
થશે તું સ્વર્ગસુખભોગી, ગુણો તારા જગત્ ગાશે;
યદા જીવીશ ને તારો વિજય સંગ્રામમાં થાશે;
સકલ ઉપભોગ પૃથ્વીના સતત તારા ભણી ધાશે;
કરીને યુદ્ધનો નિશ્ચય ધરી લે શસ્ત્રને હાથે;
અભય થઇ ઝૂંઝ રણમાં આજ, અર્જુન, શત્રુ સંગાથે.

ગણી લે દુઃખસુખને સમ તથા લાભો અલાભોને;
સદા નીહાળ સમભાવે અજય જયના પ્રતાપોને;
પછી જોડાઇ જા યુદ્ધે જપી કર્તવ્યજાપોને;
ન સાંભળ હર્ષનાદોને, ન સાંભળ તું વિલાપોને;
હશે સમભાવ જો આવો તને કૈં પાપ નહિ લાગે.
ન પશ્ચાત્તાપનો પાવક કદાપિ પ્રાણમાં જાગે.

સખા નહિ ભૂલ, કેવળ કર્મમાં અધિકાર તારો છે;
નિરંતર ઇશ્વર જ એ કર્મનું ફળ આપનારો છે;
ન ફળની રાખ અભિલાષા કદા, એ માર્ગ સારો છે;
અકર્મે પ્રીતિ નહિ રાખીશ, એ ઉપદેશ મારો છે;
ત્યજી આસક્તિને સમબુદ્ધિથી તું કર્મ કર ભાવે;
ખરો છે યોગ એ, નહિ પંડિતો સંશય જરા લાવે.

વિરોધી સૈન્યમાં આત્મીય ને સંબંધી જન ભાળી;
ન તું નિર્વીર્ય થા ભારત, અકારણ મોહને પાળી;
કદા કર્તવ્યને સંબંધ એ શકતો નથી ગાળી;
પ્રથમ કર્તવ્યપાલન છે, પછી સમ્બન્ધ જંજાળી;
હતો માતુલ છતાં મેં કંસને નિજ હસ્તથી માર્યો;
કર્યું કર્તવ્યનું પાલન અને સંબંધ સંહાર્યો.

થયો તવ જન્મ ક્ષત્રિયવંશમાં ગત કર્મના યોગે;
પ્રથમ કર્તવ્ય તારું ધર્મરક્ષા પ્રાણુના ભોગે;
અસાધ્ય જો જશે તું આમ આ સંમોહના રોગે;
થશે બીજાય કર્મભ્રષ્ટ આ સંમોહસંયોગે;
સદા સામાન્ય જન એ ધર્મને સંસારમાં પાળે;
જતા જ્યાં શ્રેષ્ઠ નર સામાન્ય જન તે માર્ગમાં ચાલે.

થશે આત્મીય ને સંબંધિ જનનો પક્ષપાતી તું;
થશે નિજ ધર્મને ભૂલી ભયંકર આત્મઘાતી તું;
કરી લેશે વિનાકારણુ રડીને આંખ રાતી તું;
કરી દેશે સુવેળાને, ત્યજીને શસ્ત્ર, જાતી તું;
વચન એ સત્ય માની લે નરકમાં વાસ તારો છે;
પતિત આત્મા ન તારો મોક્ષપદને પામનારો છે.

થતી સંગ્રામમાં હિંસા અહિંસા સ્થાપવામાટે;
અચિર છે એ અસુખ ચિર સુખ જગતને આપવામાટે;
અદયતા એ ક્ષણિક છે દુષ્ટતાને કાપવામાટે;
સૃજી રણુભૂમિ પાણી વીર નરનાં માપવામાટે;
મપાશે આજ તારી વીરતાનું યુદ્ધમાં પાણી;
ઉપાડી શસ્ત્ર ઊભો થા, શિથિલ ઉચ્ચાર નહિ વાણી.

કહે, એકાગ્ર ચિત્તે સાંભળ્યો ઉપદેશ આ મારો ?;
તથા અજ્ઞાનમૂલક તેં ત્યજ્યો સંમોહ છે તારો ?;
હજી સંદેહદર્શક કાઢવા છે કાંઈ ઉદ્ગારો ?;
હજી આત્મીયતાના શું નથી તૂટી ગયા તારો ?;
હજી પણુ શું નથી તારા હૃદયમાં ઉગ્રતા આવી ?;
હજી પણુ શું નથી નિશ્ચિત કર્યું તેં દેશનું ભાવી ?"

જિગીષાને ધરી બોલ્યો ધનંજય તે ધનુર્ધારી;
'ગયો સંમોહ મારો એ કૃપા, શ્રીકૃષ્ણુ, છે તારી;

ગયો ભેદાઇ મારો આજ સંશયદુર્ગ સુખહારી;
રણે રેંસું હવે રિપુને, લડું કર્તવ્ય સંભારી;
હવે નિજ શત્રુનો સંહાર કેવળ ધર્મ મારો છે;
અમારા પક્ષમાં શ્રીકૃષ્ણ છે તો જય અમારો છે.'

'તમારો જય, પરાજય આજ કૌરવનો થનારો છે;
તમો ધર્મિષ્ઠ, કૌરવપક્ષના પાપી વિચારો છે;
'સદા જય ધર્મનો, ક્ષય પાપનો' એ નિત્ય ધારો છે;
વિજય તેથી જ આજે ધર્મના પક્ષે જનારો છે;
શિરે તેં પ્રેમથી લીધો ધરી ઉપદેશને મારા;
થયો હું સારથી તારો મનોરથ સિદ્ધ છે તારા.' "[1]

સ્વપ્નમાં ગુરુ ગોવિન્દસિંહજીને જાણે શ્રી કૃષ્ણ એક સમયમાં પોતે પોતાના પ્રિય સખા અર્જુનને આપેલા ઉપદેશનો સાક્ષાત્કાર કરાવીને ગોવિન્દસિંહજીના શત્રુસંહાર વિષયક ઉત્સાહને વધારી રહ્યા હોયની ! એવો જ ભાસ થવા લાગ્યો અને તેથી તેમની નિદ્રાનો ભંગ થવા છતાં જાગ્રદવસ્થામાં તેમના મુખમાંથી એ આવેશપૂર્ણ ઉદ્ગારો નીકળી ગયા કેઃ-

"ગયો ભેદાઈ મારો આજ સંશય દુર્ગ સુખહારી;
રણે રેંસું હવે રિપુને, લડું કર્તવ્ય સંભારી;
હવે નિજ શત્રુનો સંહાર કેવળ ધર્મ મારો છે;
અમારા પક્ષમાં શ્રી કૃષ્ણ છે તો જય અમારો છે !
ગુરુદ્વારાના ગુંબજમાં એનો પ્રતિધ્વનિ થયો કેઃ-
"હવે નિજ શત્રુનો સંહાર કેવળ ધર્મ મારો છે;
અમારા પક્ષમાં શ્રી કૃષ્ણ છે તો જય અમારો છે."

---

૧ શ્રીમદ્ભગવદ્ગીતાના કેટલાક શ્લોકોના આધારે આ કાવ્યની સ્વતંત્ર રચના કરાયલી છે. આ કાવ્ય મારા 'કાવ્યકુસુમાકર' નામક અલ્પ સમયમાં પ્રકટ થનારા કાવ્યસંગ્રહમાં છપાયલું છે અને તેમાંથી આ સ્થાનમાં ઉદ્ધૃત કરવામાં આવ્યું છે.

માતા ગૂજરીબાઈ ચટાઈ ઉપર જાગતાં પડ્યાં હતાં, તેમણે પોતાના વીર પુત્રના આ ઉદ્ગાર સાંભળ્યા અને એ ઉદ્ગાર સાંભળીને તેમના મુખમાંથી અચાનક નિમ્ન ઉદ્ગાર નીકળી ગયાઃ—

"વસે જે સ્થાનમાં યોગેશ્વર શ્રી કૃષ્ણ ગિરિધારી;
તથા જે સ્થાનમાં છે હિન્દુઓ નિર્ભય ધનુર્ધારી;
વિજય તે સ્થાનમાં છે નીતિ લક્ષ્મી ત્યાં જ વસનારી;
ન એમાં લેશ પણ શંકા નિરંતર માન્યતા મારી;
સદા, હે પુત્ર, થા તું ધર્મરક્ષક હિન્દુહિતકારી;
વગાડી દે વિજયડંકો અચલ રણવીરતા ધારી."

---

## પ્રકરણ ૮ મું
## પ્રતિજ્ઞાપૂર્તિના પંથે

—:૦:—

"को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ।
कश्चाहं का च मे शक्ति रिति चिन्त्यं मुहुर्मुहुः"
सामान्य नीतिः

ગુરુ તેગબહાદુર દશ વર્ષ પર્યન્ત ગુરુના આસનપર વિરાજમાન રહેવા છતાં નિરંતર બાદશાહ ઔરંગજેબના દ્વેષ તથા આત્મીય જનોની અસૂયાના કારણથી ક્લેશમાં જ તેમનો સમય વીતી જવાથી સિખ્ખોની સામાજિક વ્યવસ્થાને પોતાની ઇચ્છાનુસાર ઉન્નત કરી શક્યા ન હોતા; માત્ર એટલું જ નહિ, પણ ઔરંગજેબની અનંત શક્તિના ભયથી કદાચિત્ તેમના કાર્યનો અવરોધ ન પણ થયો હોત, તો પણ તેમને પોતાના પિતાની વિશ્રૃંખલિત થઈ ગયેલી સિખ્ખ સેનાને એકત્ર કરીને શાહી ફોજ સાથે લડાઈ કરવાનો અવકાશ મળવાનો સંભવ હતો જ નહિ, એ વાર્તા સત્ય હોવા છતાં પણ તેમના પોતાના લખેલા 'તેગબહાદુરની યાત્રા'[1] નામક પુસ્તકના વાચનથી આપણા

---

૧ એ 'ગુરુ તેગબહાદુરની યાત્રા' નામક ગ્રંથનો લાહોરના ચીફ સર્દાર અતરસિંહે અંગ્રેજી ભાષામાં અનુવાદ કરેલો છે અને તે વાંચવા યોગ્ય છે.

જાણુવામાં આવી શકે છે કે તેમણે માલવા દેશમાં પર્યટન કરીને જે કાર્ય તેમના પૂર્વાધિકારીઓએ માઝા તથા દોઆબા આદિ પ્રદેશોમાં કરી બતાવ્યું હતું તે કાર્યને પૂર્ણ કર્યું હતું; પરંતુ તેમના જીવનકાલનાં સર્વ કાર્યો કરતાં તેમનું મૃત્યુ અથવા ધર્માર્થ જીવનબલિદાન અધિક પરિણામકારક અથવા ફળદાયક થઈ પડ્યું. ઉત્તરભારતના સર્વ હિન્દુઓ ગુરુ તેગબહાદુરને પોતાને તથા તેમની યોગ્યતાને સારી રીતે જાણુતા હતા, રાજપૂતાનાના રાજપૂતો તેમનો અત્યંત આદર કરતા હતા અને પંજાબના કૃષિકારો—ખેડુતો—તો તેમને સાક્ષાત્ દેવપુરુષ તરીકે પૂજતા હતા. આવી પરિસ્થિતિ હોવાથી સમસ્ત હિન્દુજાતિએ ગુરુ તેગ-બહાદુરના શિરચ્છેદને ધર્મબલિદાન તરીકે સ્વીકારી લીધો અને તેના પરિણામે સમસ્ત પંજાબના હિન્દુઓના હૃદયમાં ક્રોધ તથા પ્રતિ-કારનો પ્રચંડ પાવક ભભકી ઊઠ્યો. માઝા તથા માલવાના બલાઢ્ય જાટોને કેવળ એક નેતાની આવશ્યકતા હતી કે જેની પતાકાતળે દંડાયમાન્ થઈ હિંદુધર્મના શત્રુઓ સાથે લડીને તેમની પાસેથી તેમણે કરેલા પોતાના ધર્મના અપમાનનો તેઓ બરાબર બદલો લઈ શકે અને નવવયસ્ક ગુરુ ગોવિન્દસિંહજી તેમને એવા પ્રકારના યોગ્ય નેતા દેખાવા લાગ્યા. આ એક અનુકૂલ પરિસ્થિતિ હોવા છતાં પણ તે સમયની અન્ય પરિસ્થિતિઓ સર્વથા પ્રતિકૂલ હોવાથી ગુરુ ગોવિન્દ-સિંહનો પોતાનો મુસ્લિમ સામ્રાજ્યવૃક્ષને નિર્મૂલ કરી નાખવાનો ગમે તેવો તથા ગમે તેટલો દૃઢ સંકલ્પ હોવા છતાં અને તેમના ભક્તોનો ગુરુ તેગબહાદુરની હત્યાનો વિધર્મી બાદશાહ પાસેથી બદલો લેવાનો પ્રચંડ અભિલાષ હોવા છતાં પણ ગુરુ ગોવિન્દસિંહજી જેવા સોળ વર્ષના વયના એક નવયુવકમાટે સંસારના એક સર્વથી મહત્તમ સામ્રાજ્ય વિરુદ્ધ યુદ્ધ લલકારી દેવાની વાર્તા આત્મહત્યા સમાન હતી અને એ વાર્તાને ગુરુ ગોવિન્દસિંહજી પોતે તથા તેમનાં મહાબુદ્ધિમતી માતુશ્રી ગૂજરીબાઈ પણ સારી રીતે જાણુતાં હતાં.

પ્રથમ પ્રતિકૂલતા તો એ હતી કે મુગલોએ પંજાબ પ્રાંતને સર્વથી પ્રથમ જીતી લીધેલો હોવાથી જો મુગલ રાજસત્તા કોઈ પણ સ્થાનમાં અધિક દૃઢતાપૂર્વક સ્થપાયલી હોય તો તે પંજાબમાં જ

સ્થપાયલી હતી. પંજાબ પ્રાંત કાબુલ તથા દિલ્હીના મધ્યવર્તી સ્થાનમાં આવેલો હોવાથી પંજાબ પ્રાન્તનું અત્યંત પૂર્ણતાથી નિરીક્ષણ કરવામાં આવતું હતું અને ત્યાંનું શાસન પણ અત્યંત દઢતા તથા બળપૂર્વક કરવામાં આવતું હતું, વળી પંજાબમાં મુસ્લિમ પ્રજાની સંખ્યા સર્વથી અધિક હતી અને મુસલ્માનો બહુધા ખેડુત હોવાથી સર્વથી અધિક બલવાન્ હતા. યદ્યપિ પંજાબના સર્વસાધારણ મુસલ્માનો તે સમયમાં હિન્દુઓ હાથે હળીમળીનેને રહેતા હતા તથા ભાઈચારાથી વર્તતા હતા અને ઔરંગજેબના અત્યાચારોને ધિક્કારતા હતા; છતાં પણ મુસ્લિમ રાજસત્તાને પંજાબમાંથી ઉખેડી નાખવાના કાર્યમાં હિન્દુઓને તેઓ સહાયતા આપે એટલી બધી ઉદારતાની તો તેમની પાસેથી આશા રાખી શકાય તેમ હતું જ નહિ. બીજી પ્રતિકૂલતા એ હતી કે ગુરુ ગોવિન્દસિંહજીના પિતામહ ગુરુ હરગોવિન્દે સાત હજાર યોદ્ધાઓને એકત્ર કરીને પોતાની તે અવ્યવસ્થિત સેનાની સહાયતાથી બે ત્રણ યુદ્ધોમાં શાહી ફોજનો પરાજય કરી નાખ્યો હતો; પરંતુ ગુરુ હરગોવિન્દનો તે વિજય અત્યારે ગુરુ ગોવિન્દસિંહના માર્ગમાં અવરોધ રૂપે આવીને ઊભો રહ્યો હતો; કારણ કે, સિખ્ખોના વિજય પછી મુગલ શાસકો પંજાબના સંબંધમાં પ્રતિક્ષણ અતિશય સાવધાન રહ્યા કરતા હતા; માત્ર એટલું જ નહિ, પણ હવે મૃદુસ્વભાવ શહનશાહ શાહજહાનના સિંહાસન પર વજ્રસ્વભાવ ઔરંગજેબ વિરાજેલો હતો કે જે હિન્દુધર્મ તથા હિન્દુજાતિનો પરમદ્વેષ્ટા તથા મહા અત્યાચારી હતો. અને સિખ્ખ સેનાની શી સ્થિતિ હતી? સિખ્ખ સેનાને મુગલ સરકારે વિશ્રૃંખલિત કરી નાખેલી હતી અને ત્યાર પછી ગુરુ ગોવિન્દસિંહના તાત્કાલિક પૂર્વવર્તી સિખ્ખ ગુરુઓએ પોતાની સ્વાભાવિક પ્રવૃત્તિ અનુસાર અથવા તો તે સમયની પ્રતિકૂલ પરિસ્થિતિથી વિવશ થઈને જે શાંત નીતિના અનુસરણનો આરંભ કરી દીધો હતો તે શાંત નીતિદ્વારા તેઓ સિખ્ખોમાં કોઈ પણ પ્રકારના ક્ષાત્રભાવને ઉન્નત કરી શકયા ન હોતા કે જે ક્ષાત્રભાવને છઠ્ઠા ગુરુએ પોતાના સિખ્ખસમુદાયમાં ઉત્પન્ન તથા ઉન્નત કર્યો હતો. એ ઉપરાંત ગુરુ ગોવિન્દસિંહના પોતાના જ કુટુંબી જનો દિલ્હીના શાહી દર્બારમાં અષ્ટોપ્રહર ગુરુ ગોવિન્દસિંહના વિનાશના

પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા હતા એનો પણ ગુરુ ગોવિન્દસિંહને વિચાર કરવાનો હતો. ગુરુ ગોવિન્દાસિંહજીના પિતાને તેમના સર્વથી મોટા ભાઈના પુત્રનો તિરસ્કાર કરીને ગુરુની ગાદી સોંપવામાં આવી હતી એ તો પૂર્વે જણાવવામાં આવેલું જ છે, એટલે એથી, 'અમારા અધિકારને છીનવી લેવામાં આવ્યા છે અને અમોને અન્યાય આપવામાં આવ્યો છે' એમ માની લઈને તેમના બંધુજનો પોતાના હૃદયમાં ગુરુ તેગબહાદુર વિષયક દ્વેષને અવિચલ રાખીને ઔરંગજેબને નિરંતર એવો આગ્રહ કરતા રહ્યા હતા કે: "તેગબહાદુર રાજદ્રોહી તથા અધર્મી હોવાથી તેને મારી નખાવવામાં જ મુગલસામ્રાજ્યનું કલ્યાણ છે." એ કુટુંબશત્રુંઓ અથવા કુહાડાના હાથા તે રામરાય તથા ધીરમલ્લ હતા. રામરાયનો પરિચય તો પ્રથમ કરાવવામાં આવ્યો છે. રામરાય ગુરુ હરરાયનો જ્યેષ્ઠ પુત્ર હતો અને ધીરમલ્લ ગુરુ હરરાયનો કનિષ્ઠ બંધુ હોવાથી રામરાયનો કાકો થતો હતો. એ કાકો ભત્રીજો ગુરુ તેગબહાદુરના શિરચ્છેદથી પણ શાંત તથા સંતુષ્ટ ન થતાં ગુરુ તેગબહાદુરે ગુરુપદવી ગુરુ ગોવિન્દાસિંહજીને આપેલી હોવાથી અને સિખ્ખોએ ગોવિન્દસિંહજીને પોતાના ગુરુ તરીકે કોઈ પણ પ્રકારના વિરોધ વિના સ્વીકારી લીધેલા હોવાથી હવે તેમણે ગુરુ ગોવિન્દસિંહજી વિરુદ્ધ મુગલ સમ્રાટ ઔરંગજેબના કાન ભરવાના તથા તેના હૃદયમાં ગુરુ ગોવિન્દસિંહ વિષયક દ્વેષને ઉત્પન્ન કરવાના નીચ કાર્યને આરંભી દીધું હતું; માત્ર એટલુંજ નહિ, પણ અત્યાચારી તથા મહાધર્માંધ બાદશાહ ઔરંગજેબના ક્રિયાત્મક પક્ષપાતના કારણથી સમસ્ત પંજાબનો હિન્દુસમાજ ભયથી થરથર કંપી રહ્યો હતો અને હિન્દુઓથી પોતાના ધાર્મિક ઉત્સવો પણ ન હોતા કરી શકાતા.[1] આવી પરિસ્થિતિમાં જ્યાં ગુરુ ગોવિન્દાસિંહજી

---

[1] "તેણે—ઔરંગજેબે—મુલ્લાહોને નિયુક્ત કરી રાખ્યા હતા અને પ્રત્યેક મુલ્લાહને એટલામાટે કેટલાક ઘોડેસવાર સિપાહીઓ આપેલા હતા કે તેમની સહાયતાથી તે મુલ્લાહો હિન્દુઓના સર્વ ધર્મોત્સવો અથવા ધાર્મિક ઉત્સવોને અટકાવી દે." લતીફ કૃત 'પંજાબનો ઇતિહાસ' પૃષ્ઠ ૧૭૬. અત્યારે પણ મુસલ્માનો વારંવાર હિન્દુઓના ધાર્મિક ઉત્સવોમાં બાધા નાખીને ઔરંગજેબના મુલ્લાહોની કામગીરી ક્યાં નથી બજાવતા?

પોતાના જીવનને પણ નિર્ભય તથા સુરક્ષિત માની શકતા ન હોતા, ત્યાં તેમનાથી નિર્ભય થઇને પોતાના મતનો પ્રચાર કરી શકાય અને ઔરંગજેબ સાથેના વિરોધને આરંભી શકાય એ તો બની જ કેમ શકે વારુ? અર્થાત્ એકલા જાટોની સહાયતા તથા શક્તિથી ગુરુ ગોવિન્દસિંહથી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકાય એ સર્વથા અશક્ય તથા અસંભવનીય હોવાથી અને સમસ્ત કાર્યને નવીનતાથી આરંભવાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી ગુરુ ગોવિન્દસિંહજી તથા તેમનાં માતુશ્રી ગૂજરીબાઈ ગહન ચિંતામાં પડી ગયાં.

ગુરુ તેગબહાદુરના અગ્નિસંસ્કાર અને ત્યાર પછીની તેમની સર્વ ઔર્ધ્વદેહિક ક્રિયાઓ થઇ ગયા પછી એક દિવસ માતા ગૂજરીબાઈ પોતાના પુત્રને એકાન્તમાં બોલાવી પોતાની પાસે બેસાડીને કહેવા લાગ્યાં કેઃ—

"અત્યારે હવે પંજાબના આ સમતલ પ્રદેશમાં નિવાસ કરીને આપણી પ્રતિજ્ઞાપૂર્તિના કોઇ પણ ઉપાયો કરવા અને અસંદિગ્ધ મૃત્યુને આહ્વાન કરવું એ ઉભય કાર્યો સમાન હોવાથી જો તારા માટે સર્વથી પ્રથમ કોઇ પણ વસ્તુની આવશ્યકતા હોય, તો આ સ્થાનને ત્યજી દેવાની અને કોઇ પણ નિર્ભય સ્થાનમાં જઇને વસવાની જ આવશ્યકતા છે. પંજાબમાં કેવળ પર્વતો જ એવાં સ્થાનો છે કે જે સ્થાનો મુસલ્માનોથી જીતી શકાયાં નથી; માત્ર એટલું જ નહિ, પણ મુસલ્માનોથી બહુધા અજ્ઞાત રહી શક્યાં છે. એ વાર્તા તો તારા જાણવામાં પણ હોવી જ જોઇએ કે જે જે મહાપુરુષોએ પોતાના દેશ તથા પોતાની જાતિના ઇતિહાસમાં પોતાનાં અનુસરણીય પદચિહ્નો છોડેલાં છે તેમનામાંના અધિકતર મહાપુરુષોએ વિવિક્તતા તથા ઐકાંતિકતાનું સેવન કરેલું છે અને પર્વતો, જંગલો, મઠો અથવા મરુસ્થલોની નિર્જનતામાં એકાગ્રતાનો અભ્યાસ તથા તપસ્યા આદિ કરેલાં છે; કારણ કે, પોતાના આત્માપર વિજય મેળવવાનો એ વિના અન્ય કોઈ માર્ગ જ નથી અને આત્મવિજય વિના સંસારવિજયની આશા આકાશપુષ્પ સમાન છે. ભગવાન્ પરશુરામને પણ દીર્ઘ કાલ પર્યન્ત તપસ્યા કરવી પડી હતી, ભગવાન્ બુદ્ધદેવ દીર્ઘ કાલ પર્યન્ત અરણ્યમાં નિવાસ

કરી રહ્યા હતા અને પ્રાતઃસ્મરણીય મેવાડાધીશ મહારાણા પ્રતાપસિંહજીને પણ પોતાના બળને વધારવા તથા મેવાડમાંથી અકબરના આધિપત્યને હાંકી કાઢવામાટે વનવાસને સ્વીકારવો પડ્યો હતો. અત્યારે તારા માટે પણ મને એ મહાપુરુષોના અનુસરણની આવશ્યકતા અનિવાર્ય જણાય છે; કારણ કે, એવા કોઈ એકાંતિક નિર્ભય તથા નિર્જન સ્થાનમાં તારાથી પોતાના ક્રોધને પર્યાપ્ત પરિમાણમાં પુષ્ટ કરી શકાશે અને પદદલિત હિન્દુજાતિના ઉદ્ધાર તથા પોતાના જન્મદાતા પિતાના વધના બદલાના ઉપાયોને પણ યોજી તથા નિશ્ચિત કરી શકાશે.”

પોતાનાં માતુશ્રીની આ મંત્રણા સર્વ પ્રકારે યોગ્ય તથા આદરણીય હોવાથી ગુરુ ગોવિન્દસિંહજીએ આનંદપુરને ત્યજીને હિમાલય પર્વતના એક એકાંતિક સ્થાનમાં પોતાના કુટુંબ તથા વિશ્વાસપાત્ર અનુચરો સહિત નિવાસ કરી આત્મોન્નતિની પ્રાપ્તિના કાર્યને આરંભી દીધું; કારણ કે, ગુરુ ગોવિન્દસિંહજીને તેમના પોતાના સ્વીકૃત કાર્યની સફળતામાટે વિદ્યાભ્યાસદ્વારા પ્રાપ્ત થતા સમસ્ત લાભોને મેળવી લેવાની અને પોતાની શક્તિઓને જેટલા વિશેષ પરિમાણમાં કરી શકાય તેટલા વિશેષ પરિમાણમાં પરિપક્વ તથા સંપૂર્ણ કરી લેવાની સર્વથી પ્રથમ આવશ્યકતા હતી અને એ વાર્તાને તેઓ પોતે સારી રીતે જાણતા હતા. તેમણે પટના—પ્રાચીન પાટલીપુત્ર—તથા બનારસ—કાશીક્ષેત્ર—માંથી સંસ્કૃત ભાષાના કેટલાક મોટા મોટા પંડિતોને અને પંજાબમાંથી કેટલાક ફારસી ભાષાના ઉત્તમ જ્ઞાતાઓને પોતાની પાસે બોલાવી લીધા. આવી રીતે ગુરુ ગોવિન્દસિંહજી પાસે જે અનેક પંડિતો, ઉલમા તથા કવિઓ વૈતનિક તરીકે આવીને રહ્યા હતા તેમનામાંના સાઠ પુરુષોનાં નામો તો પ્રસિદ્ધ છે. એ લોકો જે કાંઈ પણ શીખવી શકે તેમ હતું તે ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાની તૈલ્લાબુદ્ધિની સહાયતાથી અલ્પ પરિશ્રમે જ શીખી લીધું અને કાવ્યરચના તેમના કુલમાં વંશપરંપરાથી ઊતરી આવેલી હોવાથી તેમણે હિન્દી કવિતાની એક એવા પ્રકારની લેખનપદ્ધતિનો આવિષ્કાર કર્યો કે જે અત્યારના સમય પર્યન્ત પણ અદ્વિતીય મનાય છે અને કદાચિત્ હવે પછી પણ દીર્ઘ કાલ પર્યન્ત

અદ્વિતીય મનાતી રહેશે. તેમણે સંસ્કૃત ભાષાના સમસ્ત પૌરાણિક સાહિત્ય-નો પર્યાપ્ત અભ્યાસ કરીને મહાભારત તથા અન્યાન્ય પુરાણોની ઉત્તેજક તથા ઉત્સાહવર્ધક કથાઓને પોતાના મસ્તિષ્કમાં ધારણ કરી લીધી. સમસ્ત પૌરાણિક સાહિત્માં જો કોઇ પણ પ્રધાન તત્ત્વ હોય તો તે એ જ છે કે ધર્મની રક્ષા તથા અધર્મનો નાશ કરવામાટે, પુણ્યની સ્થાપના તથા પાપના નિર્મૂલનમાટે અને સાધુ પુરુષોના ઉદ્ધાર તથા દુષ્ટ પુરુષોના સંહારમાટે યુગયુગમાં પરમાત્મા ભિન્ન ભિન્ન સ્વરૂપમાં સંસારમાં અવતરતો રહે છે. પુરાણોના આ પ્રધાન તત્ત્વનો ગુરુ ગોવિન્દસિંહજીના હૃદયમાં એવો તો પ્રબળ પ્રભાવ પડી ગયો કે રામચંદ્રજીના હસ્તથી લંકાપતિ રાવણના થયેલા વિધ્વંસની, શ્રી કૃષ્ણના હસ્તથી થયેલા મથુરાધીશ કંસના નિકંદનની, અને વિશેષતઃ ધર્મમૂર્તિ કિંવા ઈશ્વરીય શક્તિની પ્રતિમા દુર્ગાદેવીના પરાક્રમ અર્થાત્ મહાલક્ષ્મી દુર્ગાએ મહિષાસુર તથા અન્ય અસુરોના કપાલમોક્ષ કરીને કરેલા તેમના રુધિરપાન આદિકની કથાઓએ ગુરુ ગોવિન્દસિંહજીના હૃદયમાં એક પ્રકારની અવર્ણનીય આશા, સ્વર્ગીય શ્રદ્ધા તથા દિવ્ય ભાવનાને ઉત્પન્ન કરી દીધી. એ સર્વ કથાઓના શ્રવણ તથા મનન પછી તે સમયના વિધર્મી શાસકોના અત્યાચાર, અન્યાય તથા હિંદુ-પીડન અને હિન્દુઓની નિર્દોષતા તથા નિર્બલતાને જોઇને ગુરુ ગોવિન્દસિંહના મનમાં 'શ્રી કૃષ્ણની દુષ્ટ જનોનો સંહાર કરીને અસહાય જનોની રક્ષા કરવાની પ્રતિજ્ઞાની પૂર્તિનો સમય આવી પહોંચેલો હોવાથી અત્યારે પ્રભુના અવતારની આવશ્યકતા અનિવાર્ય છે અને પરમાત્માએ પોતાના એ કાર્યની સિદ્ધિમાટે જ મને સંસારમાં મોકલ્યો છે,' એવા પ્રકારનો દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો. પરંતુ ગુરુ ગોવિન્દસિંહજી પોતે મનુષ્યપૂજાના વિરોધી હોવાથી તેમણે પોતાના અનુયાયીઓને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કેઃ "હું પરમાત્માનો કાર્યકર્તા હોવા છતાં તે પરમપિતાનો એક સામાન્ય સેવક અથવા કિંકર હોવાથી જે કોઇ પણ મને પરમાત્મા માનશે અથવા ઈશ્વર કહીને બોલાવશે તે પ્રત્યેક જન્મમાં નરકને ભોગવતો રહેશે; હું અવતાર એટલા પૂરતો જ છું કે મારે પરમાત્માનું સોંપેલું એક વિશિષ્ટ કાર્ય કરવાનું છે."

જેવી રીતે ગુરુ ગોવિન્દસિંહ સંસ્કૃત તથા ફારસી ભાષાના અભ્યાસ અને હિન્દુજાતિના ઇતિહાસના પરિશીલનમાં લક્ષ રાખતા હતા તેવી જ રીતે અસ્ત્રવિદ્યા તથા શસ્ત્રવિદ્યામાં પોતે નિષ્ણાત થઇને પોતાના સિખ્ખોને પણ નિષ્ણાત કરવાનો અવિશ્રાંત ઉદ્યોગ કર્યા કરતા હતા. પોતાની ધનુર્વિદ્યાના વિકાસમાટે પોતાના સિખ્ખોને સાથે લઇને વારંવાર તેઓ મૃગયા અથવા શિકાર કરવાને નીકળતા હતા અને સિંહો તથા વ્યાઘ્રો આદિકનો શિકાર કરીને પોતાની શસ્ત્રાસ્ત્ર વિદ્યા-વિષયક નિપુણતાની પરીક્ષા કરતા હતા; કારણ કે, જેવી સ્કૉટ્‌લૅંડના વીર વૉલેસે પોતાની ધર્મપત્નીના કરાયલા વધ પછી પોતાના શત્રુઓને સંહારવાની ભીષ્મપ્રતિજ્ઞા કરી હતી તેવી જ રીતે ગુરુ ગોવિન્દસિંહે પોતાના પિતાના શિરચ્છેદકારકોના સંહારની ભીષ્મપ્રતિજ્ઞા કરી લીધી હતી અને એ પ્રતિજ્ઞાનું તેમના હૃદયમાં અષ્ટૌપ્રહર સ્મરણ રહ્યા કરતું હતું. ગુરુ ગોવિંદસિંહજીનો સ્વાર્થત્યાગ તથા આત્મત્યાગ પણ અપૂર્વ હતો તેઓ દઢતા, સ્વાર્થત્યાગ, આત્મત્યાગ તથા વીરતાની સજીવન પ્રાતમા સમાન હતા. તેઓ ગમે તેવી પરિસ્થિતિમાં હોય, તો પણ નિરંતર ઇટલીના સ્વાતંત્ર્યવિધાયક મહાત્મા મૅજિની પ્રમાણે તેમના મનમાં પોતાના કર્તવ્યપાલનની અખંડ ચિંતા રહ્યા કરતી હતી. મહારાણા પ્રતાપ તથા ગૅરિબૉલ્ડી પ્રમાણે તેઓ પોતાની પ્રતિજ્ઞાપૂર્તિના ધ્યાન-માં જ નિમગ્ન રહ્યા કરતા હતા અને તેઓ નિર્ભયતામાં શિવાવતાર શિવાજી તથા વીર વૉલેસની પર્યાપ્ત પ્રતિસ્પર્ધા કરી શકે તેવા જ હતા. સાંસારિક ઐશ્વર્ય તેમને તેમના કઠિન વ્રતથી પરાઙ્મુખ કરી શકે તેમ હતું જ નહિ; કારણ કે, તુચ્છ સાંસારિક સુખોની લાલસામાં લપટાઈ જવાથી સ્વીકારેલા મહાવ્રતને સફળ કરી શકાય તેમ નથી એ રહસ્યને તેઓ સારી રીતે જાણતા હતા અને તેથી તેઓ ગૃહસ્થ હોવા છતાં પણ સંન્યાસી સમાન જીવન વીતાડતા હતા. જેવી રીતે મહારાણા પ્રતાપસિંહે ચિત્તોડના ઉદ્ધારમાટે પોતાનાં સમસ્ત ઐહિક સુખોને લત્તાપ્રહાર કરી દીધો હતો તેવી જ રીતે ગુરુ ગોવિન્દસિંહે પણ હિન્દુ-ધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુત્વના ઉદ્ધારમાટે પોતાનાં સર્વ ઐહિક સુખ ભોગવિલાસ આદિકના મોહને હૃદયમાંથી સંપૂર્ણ બહિષ્કાર આપી

ધો હતો. જેમ જેમ દિવસ વીતતા જતા હતા તેમ તેમ તેમની પ્રતિ-
હ્સાવિષયક ભાવના અધિકાધિક ભીષણુ થતી જતી હતી.

તેમના એકાંતવાસના સમયમાં પણુ તેમના અનેક શ્રદ્ધાલુ
કતો અથવા સિખ્ખો પ્રવાસના પરિશ્રમોને વેઠીને પણુ તેમની પાસે
મના પર્વતાશ્રમમાં આવતા હતા અને નિત્ય સંધ્યાકાળે ગુરુ ગોવિન્દ-
હજી પોતાના આસનપર વિરાજીને પરસ્પર ભ્રાતૃભાવને સ્થાપવાનો
પને નિર્ભય રણુવીર બનવાનો તેમને પ્રભાવપૂર્ણ ઉપદેશ આપતા હતા;
ાત્ર એટલું જ નહિ, પણુ તેમને યુદ્ધવિદ્યાનું શિક્ષણુ આપી તેમના
રતથી સિંહ, વ્યાઘ્ર તથા વરાહ જેવાં ભયાનક પ્રાણીઓની મૃગયા
રાવીને; તેમની નિર્ભયતા, વીરતા તથા આત્મસ્વરૂપને ઓળખવાની
ક્તિને વધારવામાટે તેમની સાથે કોઇ વાર પોતે યુદ્ધ કરીને તો
ાઈ વાર તેમનાં પરસ્પર દ્વંદ્વયુદ્ધો કરાવીને અને જેનો વિજય થાય
ને યોગ્ય ધન્યવાદ તથા પારિતોષિક આપીને તેમના યુદ્ધકૌશલ્યની
રીક્ષા લેવાના તથા તેમના ઉત્સાહને વધારવાના ક્રમને પણુ ગુરુ
ાવિન્દસિંહજીએ ચાલુ રાખ્યો હતો.

એક વાર ઘટના એવી ઘટી કે સિંધુદેશવાસી એક ભક્તે આવીને
રત્નજડિત સુવર્ણકંકણુ[1] ગુરુનાં ચરણોમાં ભેટ તરીકે ધર્યાં. પ્રથમ
ા ગુરુએ તે બહુમૂલ્ય કંકણોને સ્વીકારવાની ના જ પાડી દીધી, પરંતુ
ખ્ખોના વિશેષ આગ્રહથી તેમણે જો કે તે કંકણોને પોતાના કરમાં
ારણુ તો કર્યાં; તથાપિ થોડી વારમાં જ તેમાંના એક કંકણુને પોતાના
સ્તમાંથી ઊતારીને તેમણે, એ વેળાયે તેઓ નદીના તીરપ્રાંતમાં
ભેલા હોવાથી, નદીના જલપ્રવાહમાં નાખી દીધું. પ્રથમ એ તેમની
તે કોઇના જોવામાં ન આવી, પરંતુ થોડી વાર પછી એક સિખ્ખે
મના એક હસ્તને કંકણુહીન જોઇને પૂછ્યું કેઃ "ગુરુદેવ, આ હાથ-
ાનું કંકણુ ઊતારી નાખ્યું કે શું?"

૧ એમ. સી. ગ્રેગરે (M. C. Gregor) એમાંના એક એક કંકણુનું
લ્ય પચીસ પચીસ હજાર રૂપિયા જેટલું જણાવેલું છે એટલે બે કંકણુ અડધા
ાખ રૂપિયાની કીમતનાં હતાં.

"નહિ; તે કંકણુ નદીના જલપ્રવાહમાં પડેલું છે." ગુરુ ગોવિન્દ-સિંહજીએ ગંભીર ભાવથી ઉત્તર આપ્યું.

તે સિખ્ખે આ વાર્તા સાંભળતાં જ એક ગોતાખોર–પાણીમાં ડુબકી મારનાર–ને બોલાવ્યો અને તેને કહ્યું કેઃ "જો નદીમાંથી ગુરુ-દેવના કંકણુને તું કાઢી લાવીશ, તો તને ઇનામ તરીકે પાંચ સો રૂપિયા આપવામાં આવશે." ગોતાખોરને આ પ્રમાણે કહીને તેણે ગુરુને પૂછ્યું કેઃ "કૃપા કરીને આ ગોતાખોરને બતાવો કે કંકણુ નદીમાં ક્યાં પડી ગયું છે."

ગુરુએ પોતાના બીજા હાથમાંનું કંકણુ ઊતારીને કહ્યું કેઃ "તે કંકણુ આ સ્થાનમાં પડેલું હોવું જોઇએ." અને આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તેમણે તે બીજા કંકણુને પણુ નદીના પ્રવાહમાં નાખી દીધું.

એ વેળાયે ત્યાં તે કંકણુ લાવનાર સિખ્ખ તથા અન્ય અનેક સિખ્ખો વિદ્યમાન હોવાથી તે સર્વના મુખમાંથી એવો ઉદ્દગાર નીકળી ગયો કેઃ "ગુરુદેવ, કંકણોને આપે નદીના પ્રવાહમાં શામાટે નાખી દીધાં?"

"નદી નારી છે અને કંકણો નારીજાતિના કરને શોભાવનારાં છે એટલામાટે." ગુરુ ગોવિન્દસિંહજી ગંભીર તથા શાંત ભાવથી કહેવા લાગ્યા; "હું વીરધર્મનો પ્રચારક હોવાથી અને વીર પુરુષોના હસ્તની શોભા શસ્ત્ર તથા અસ્ત્ર હોવાથી મારી એવી ઇચ્છા છે કે મારા સાધનસંપન્ન તથા અન્યાન્ય સિખ્ખો પોતપોતાની શક્તિ અનુ-સાર આવા નારીજાતિના શૃંગારો ન લાવતાં તલ્વાર, પેશકબ્જ, બંદૂક, તમંચા, ભાલા, ખંજર, બિછવા, તીર, કમાન, ગોફણુ, ખુડદમ અને એવાં જ અન્યાન્ય યુદ્ધસાધનો તેમ જ સારા સારા ઘોડા અને દારુગોળો લાવતા રહે તો વધારે સારું; અને નહિ તો કેવળ સોનામોહોરો તથા રૂપિયા જ તેઓ લઇ આવે કે જેથી એ યુદ્ધસામગ્રી તૈયાર કરાવી શકાય તથા ખરીદી શકાય; કારણુ કે, અત્યારે હિન્દુધર્મ તથા હિન્દુજાતિના ઉદ્ધારમાટે રત્નજડિત સુવર્ણ-કંકણોની નહિ, પણુ રત્નજડિત લોહશસ્ત્રો તથા તોપો તેમ જ બંદૂ-કોની જ આવશ્યકતા છે."

સિખ્ખો ગુરુ ગોવિન્દસિંહની અશ્રુતપૂર્વ વીરતા તથા દૃઢપ્રતિજ્ઞતાને જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા અને ગુરુ ગોવિન્દસિંહે પોતાના હસ્તથી હવે પછી યુદ્ધસામગ્રી લાવવાની એક આજ્ઞાપત્રિકા લખી તે આજ્ઞાપત્રિકાની અનેક નકલો કરાવીને દેશદેશાન્તરમાં પોતાના સિખ્ખોને મોકલી દીધી.

દૂરસ્થાન તથા દૂરદેશવાસી સિખ્ખોને ગુરુની આ આજ્ઞાપત્રિકા મળ્યા પછી અને ગુરુદેવની આ ઈચ્છા તેમના જાણવામાં આવી ગયા પછી જે જે સિખ્ખો ગુરુના દર્શનમાટે આવતા હતા તેઓ તલ્વાર, કટાર, નેજા, બર્છી, કુઠાર, ચક્ર, ગોફણ, ખુડદમ, ધનુષ્ય, બાણ, બંદૂક તથા તમંચો એમાંની કોઈ પણ એક, બે અથવા વિશેષ વસ્તુઓ ગુરુને ભેટ આપવામાટે લઈ આવતા હતા; કેટલાક સિખ્ખો સારા સારા ઘોડા તથા ખચ્ચરો પણ લાવતા અથવા મોકલતા હતા અને એ વસ્તુઓને પ્રસન્નતા તથા ઉત્સાહપૂર્વક સ્વીકારીને ગુરુ ગોવિન્દસિંહજી સિખ્ખોને નિરંતર વીરમંત્રનો ઉપદેશ આપ્યા કરતા હતા. આવી રીતે પાંચેક વર્ષના કાલાવધિમાં ગુરુદેવના શસ્ત્રાસ્ત્રભંડારમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં ત્રણથી ચાર હજાર શસ્ત્રાસ્ત્રો એકત્ર થઈ ગયાં, તેમની અશ્વશાળામાં સહસ્રાવધિ ઉત્તમ અશ્વો હણહણતા દેખાવા લાગ્યા અને તેમનો ધનકોષ પણ સુવર્ણમુદ્રા તથા રૌપ્યમુદ્રાથી ઉભરાઇ જવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ તેમના સિખ્ખોનો સમુદાય પણ દિવસાનુદિવસ અધિકાધિક થવા લાગ્યો અને તે સિખ્ખો સર્વસ્વ સમર્પવાની પ્રતિજ્ઞા સહિત ગુરુની સેવામાં રહીને યુદ્ધવિદ્યાનો એકાગ્રતાથી અભ્યાસ કરવા લાગ્યા.

હિન્દુસમાજ અને તેમાં પણ વિશેષતઃ સિખ્ખસમાજની વિશ્કલિત થયેલી શક્તિઓને સંમિલિત કરવાનો ગુરુ ગોવિન્દસિંહનો પ્રધાન આશય હોવાથી સિખ્ખોની જ્ઞાનશક્તિને વધારવાના આશયથી પોતાના કેટલાક સિખ્ખોને તેમણે એક બ્રાહ્મણ પંડિત પાસે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવામાટે મોકલ્યા, પરંતુ તે સિખ્ખો શૂદ્રજાતિના હોવાથી તે બ્રાહ્મણ પંડિતે તેમને સંસ્કૃત ભાષા ભણાવવાની ચોખ્ખી ના પાડી દીધી. ગુરુના મનમાં એથી બહુ જ માઠું લાગી આવ્યું અને તેઓ

પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે: "હિન્દુસમાજમાંથી જ્યાં સુધી જાતિભેદના મિથ્યા અહંકાર તથા અભિમાનને દૂર કરવામાં નહિ આવે ત્યાં સુધી હિન્દુસમાજ અને તેમાં પણ વિશેષતઃ સિખ્ખ-સમાજના હૃદયમાં એકતા તથા રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન થાય એ સર્વથા અસંભનીય છે." અર્થાત્ સિખ્ખસમાજમાં એકતા તથા રાષ્ટ્રીય ભાવનાને ઉત્પન્ન કરવામાટે ગુરુએ સિખ્ખોને એવા પ્રકારનો ઉપદેશ આપવા માંડ્યો કે: "સિખ્ખસમાજમાં ઉચ્ચતા તથા નીચતાના ભેદને આટલી સીમાપર્યન્ત મહત્ત્વ આપવું એ એક પ્રકારનો અક્ષમ્ય અપરાધ છે; કારણ કે, સર્વ સિખ્ખો સમાન છે અને સર્વ સિખ્ખો એક જ અકાલ પુરુષના ઉપાસક તથા એક જ ગુરુના શિષ્ય હોવાથી બંધુ, ભ્રાતા અથવા ભાઇઓ જ છે. સિખ્ખોમાં ચારે વર્ણ સમાન છે. જેવી રીતે કાથો, ચૂનો, સોપારી અને પાન એ ચારે વસ્તુઓના સંમેલનથી જ પાન સ્વાદિષ્ટ તથા ગુણકારક થાય છે તેવી જ રીતે ચારે વર્ણના સંમેલનથી જ 'હિન્દુ' નામક એક મહાજાતિનું મહાકલ્યાણ-કારક ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક સંગઠન થવાની સંભાવના છે; અન્યથા એ સંગઠન અસંભવનીય છે અને સંગઠન વિના હિન્દુ-જાતિનો વિધ્વંસ અવશ્યંભાવી છે." ગુરુ ગોવિન્દસિંહજી સિખ્ખોને કેવળ આ ઉપદેશ આપીને જ બેસી ન રહ્યા; કિન્તુ સિખ્ખોની એકતા, અભેદભાવના તથા રાષ્ટ્રીયતાને વ્યવહારિક તથા સ્થાયી સ્વરૂપ આપ-વામાટે સિખ્ખધર્મની દીક્ષાના એક નવીન વિધિનો તેમણે આવિ-ષ્કાર કર્યો, પરંતુ તે વિધિના પ્રકાશનના કાર્યને યોગ્ય પ્રસંગ આવતાં સુધી મુલ્તવી રાખ્યું.

આસામનો રાજા ગુરુ તેગબહાદુરનો શિષ્ય થયો હતો એ ઘટ-નાનો ઉલ્લેખ તો પૂર્વે કરાયલો જ છે; અર્થાત્ ગુરુ તેગબહાદુરના આશીર્વાદથી જન્મેલો આસામના રાજા રામરાયનો પુત્ર રત્નરાય એક વાર ગુરુદેવના દર્શનાર્થ ગુરુનાં ચરણોમાં ધરાવવામાટે અનેક પ્રકા-રની ભેટ સોગાદો લઇને આવી લાગ્યો. તેણે વિપુલ ધન ઉપરાંત બીજી જે વસ્તુઓ ગુરુને ભેટ તરીકે આપી તેમાંની ચાર વસ્તુઓ ઉલ્લેખનીય છે. એમાંની પ્રથમ વસ્તુ પંચકલા હથિયાર નામક હતી

કે જેમાં બંદૂક, બર્છી, ગુર્જ, પેશકબ્જ઼ તથા કુહાડી એ પાંચ હથિયારો ગુપ્તી પ્રમાણે એકત્ર રહેતાં હતાં અને અમુક સ્થાનમાંના પેચને દાબવાથી પ્રકટ તથા લુપ્ત થઇ જતાં હતાં; દ્વિતીય વસ્તુ ચંદનનો એક બાજઠ હતો કે જેના ચારે પાયામાંથી જ્યારે ગુરુદેવ તેનાપર બેસીને સ્નાન કરતા હોય ત્યારે ચાર સુંદર તથા મનુષ્યના આકારની સજીવન સ્ત્રીઓ સમાન પૂતળીઓ બહાર નીકળી આવતી હતી ને તેઓ બાજઠપરથી ઊડી જાય એટલે પોતાની મેળે જ અદૃશ્ય થઇ જતી હતી;[1] તૃતીય વસ્તુ તે ઉત્તમ તથા બહુમૂલ્ય પાંચ અરબી અશ્વો હતા કે જેઓ રેતીના રણમાં પણ વેગપૂર્વક દોડી શકતા હતા ને યુદ્ધમાં પણ કદાપિ ભયભીત તથા શ્રાંત થતા ન હોતા અને ચતુર્થ વસ્તુ એક શ્વેત ગજરાજ હતો કે જે તેને આપવામાં આવેલા શિક્ષણના યોગે રાત્રિના સમયમાં સૂંઢમાં મશાલ પકડીને મશાલચીનું કામ કરતો હતો, સૂંઢથી ચમર ઢાળતો હતો, પગરખાંને સાફ કરતો હતો, બાણ ઊપાડી આવતો હતો અને ઝારી ઊપાડીને પોતાના સ્વામી અથવા અન્નદાતાનાં ચરણ પણ ધોવડાવતો હતો.

રાજકુમારની આ ભેટોથી ગુરુ ગોવિન્દસિંહજીનો આત્મા અતિશય પ્રસન્ન થયો અને તેઓ કહેવા લાગ્યા કે: "જ્યારે પશુઓને પણ આટલી સીમા પર્યન્ત કેળવી શકાય છે, તો શું હિન્દુજાતિને, એક સમયની સંસ્કારિણી, મહાબુદ્ધિમતી, મહાવીરા તથા સર્વોત્કૃષ્ટા હોવા છતાં રૂઢિ તથા પરતંત્રતાના બંધનથી આત્મવિસ્મૃત તથા વિશ્લિષ્ટ થઇ ગયેલી હિન્દુ જાતિને કેળવીને એકતાના સૂત્રમાં આબદ્ધ નહિ કરી શકાય અને તેની પાસેથી દેશરક્ષા, ધર્મરક્ષા તથા જાતિરક્ષા જેવાં કાર્યો નહિ કરાવી શકાય ? અવશ્ય તેને એકતાના સૂત્રમાં આબદ્ધ કરી શકાશે અને તેની પાસેથી એ સર્વ કાર્યો કરાવી શકાશે." ગુરુએ

---

૧ આ બન્ને વસ્તુઓના વર્ણનથી આજથી ત્રણસો વર્ષ પૂર્વે પણ ભારતવર્ષમાં કેવા અલૌકિકબુદ્ધિમાન્ શિલ્પકલાભિજ્ઞ પુરુષો અસ્તિત્વ ધરાવતા હતા એનું આપણાથી યોગ્ય અનુમાન કરી શકાય છે. ભારતવર્ષનાં મહાદુર્ભાગ્ય કે આજે પરતંત્ર ભારતવર્ષમાંથી ઉત્તેજનના અભાવે એ અદ્ભુત શિલ્પકળાનો બહુધા લોપ જ થઈ ગયો છે.

રાજકુમાર રત્નરાયને પોતાના અતિથિ તરીકે પોતાના આવાસમાં રાખ્યો. જ્યારે પણ તેઓ મૃગયામાટે અથવા અન્ય કોઈ કાર્યમાટે બહાર જતા હતા ત્યારે એ આસામના રાજકુમારને પણ અવશ્ય સાથે લઈ જતા હતા અને એકાંતમાં તેને વીરમંત્રનો ઉપદેશ આપતા રહેતા હતા. અખંડ બ્રહ્મચારી ભીષ્મ પિતામહ, કૃષ્ણસખા અર્જુન, આદર્શ પુરુષ રામચંદ્ર તથા વીર હનુમાન્ તેમ જ મહારાણા પ્રતાપ આદિ આદર્શ તથા વીર આર્ય નરોનાં ચરિત્રો સંભળાવીને ગુરુ ગોવિન્દસિંહજીએ આસામના રાજાના યુવરાજને અલ્પ સમયમાં જ એક વીરવ્રતધારી આર્ય નર બનાવી દીધો અને ગુરુજીના અનન્ય અનુરાગ, અશ્રુતપૂર્વ સ્વાર્થત્યાગ તથા આત્મત્યાગ અને અદમ્ય ઉત્સાહ તથા ધર્મપ્રેમ આદિક સદ્ગુણોથી મુગ્ધ થઇને પાંચેક મહિનાસુધી તે ગુરુ પાસે રહી ગયો અને ગુરુના ઉપદેશામૃતનું પાન કરીને ગુરુના અલભ્ય સમાગમનો લાભ લેતો રહ્યો. ત્યાર પછી તેના રાજ્યકાર્યમાં કાંઇ પણ ક્ષતિ ન થાય એટલામાટે ગુરુ ગોવિન્દસિંહે પોતે જ તેને આસામ પહોંચવાની સૂચના આપીને ત્યાંથી વિદાય કરી દીધો.

એ ઘટનાને ચારેક વર્ષ વીતી ગયા પછી કાબુલનિવાસી ધુનિચંદ નામક ખત્રી જાતિનો એક સિખ્ખ ગુરુ ગોવિન્દસિંહજી પાસે દર્શનાર્થ આવ્યો કે જે કાશ્મીરના બહુ જ ઉમ્દા જર્દોજી કામવાળો કનાત સાથેનો એક મોટો તંબૂ તેમ જ પુષ્કળ ધન તથા રત્નો આદિક ગુરુને ભેટ આપવામાટે લઈ આવ્યો હતો. એમાંનો તંબૂ યુદ્ધોપયોગી પદાર્થ હોવાથી ગુરુજીને બહુ જ ગમ્યો. ગુરુજીએ સામાન્ય ધર્મોપદેશ ઉપરાંત તેને વૈશ્યવૃત્તિનો ત્યાગ કરીને ક્ષાત્રધર્મને સ્વીકારવાનો તથા ધર્મરક્ષાણાર્થ હસ્તમાં શસ્ત્રને ધારણ કરવાનો આગ્રહપૂર્વક ઉપદેશ આપ્યો અને તે ઉપદેશના પરિણામે ધુનિચંદે વ્યાપારને ત્યજીને તલ્વારને પોતાના હસ્તમાં ધારણ કરી લીધી.

એક વાર એક અત્યંત ધનાઢ્ય તથા મહાપ્રતિષ્ઠિત ગજણમલ્લ નામક સિંધ શિકારપુરનિવાસી લવાણો ગૃહસ્થ ગુરુ ગોવિન્દસિંહજીના દર્શનમાટે આવ્યો હતો. તેણે મહાભક્તિપૂર્વક દશ હજાર સુવર્ણમુદ્રા ગુરુજીનાં ચરણોમાં ભેટ તરીકે ધરી દીધી અને તેની સાથે આવેલા અન્ય

જનોએ પણ તરુણ ગુરુજીના પ્રૌઢ પ્રભાવથી મુગ્ધ થઇને સહસ્રાવધિ રુપીઆ, મૌક્તિક, માણિક્ય, અશ્વ તથા ગજ આદિક ગુરુજીને આપી દીધા. અર્થાત્ એવો એક પણ દિવસ જતો ન હોતો કે જે દિવસે પાંચ પંદર હજાર રૂપીયા, શસ્ત્રાસ્ત્ર, અશ્વ તથા અન્ય એવી જ વસ્તુઓ ભાવિક ભકતોએ આવીને ગુરુજીને ભેટ તરીકે ન આપી હોય. ગુરુ ગોવિન્દસિંહજીની વધતી જતી ખ્યાતિ તથા કીર્તિથી આકર્ષાઇને દૂર દૂરથી રાજાઓ તથા મહારાજાઓ પણ હવે ગુરુજીના દર્શનમાટે આવવા લાગ્યા અને લક્ષાવધિ રુપિયા, ઉત્તમ અશ્વો તથા શસ્ત્રાસ્ત્રો આદિ ગુરુજીને ભેટ તરીકે આપવા લાગ્યા એટલે ગુરુ ગોવિન્દસિંહજીનો રાજસવૈભવ બાદશાહના મોટામાં મોટા સુબેદારો અથવા પ્રાંતાધિકારીઓના વૈભવ કરતાં પણ વધારે થઇ ગયો અને તે સાથે તેમના તરુણ તથા ઉત્સાહી વીર સિખ્ખોના સૈન્યની પણ વૃદ્ધિ થવા લાગી.

* * * *

નાહનનો રાજા મેદિનીપ્રકાશ સંવત્ ૧૭૪૧ માં ગુરુ ગોવિન્દસિંહજીના દર્શનમાટે આવ્યો અને તેણે ગુરુનાં ચરણોમાં વિપુલ ધન તથા રત્ન આદિક ભેટ તરીકે ધરાવીને ગુરુને પોતા સાથે પોતાની રાજધાનીમાં પધારવાનો અતિશય આગ્રહ કર્યો. એ આગ્રહનો હેતુ એ હતો કે તે પોતે મૃગયાનો અતિશય ભક્ત હતો અને તરુણ ગુરુજી પણ મૃગયાના તેટલા જ પ્રેમી હતા. ગુરુજીનું શરસંધાન રામબાણ સમાન એટલામાટે મનાતું હતું કે તે કદાપિ વ્યર્થ થતું ન હતું અને લગભગ આડધા પોણા ગાઉ સુધીની વસ્તુને તેઓ પોતાના બાણથી બરાબર વીંધી નાખતા હતા. પૃથ્વીપર ઊભા રહીને જ મહાબલાઢ્ય તથા ક્રૂર વ્યાઘ્રનો શિકાર કરવો એ કાર્ય તો તેમના માટે એક સાધારણમાં સાધારણ બાલ્યખેલ સમાન જ હતું. ગુરુદેવના આ ગુણથી આકર્ષાઇને જ મહારાજા મેદિનીપ્રકાશે ગુરુજીને પોતાની રાજધાનીમાં પધારવાનો આગ્રહ કર્યો હતો અને ગુરુજી તેના એ આગ્રહને સ્વીકારીને તેની સાથે ગયા પણ ખરા. નિત્ય મૃગયામાં ગુરુજીના નવીન નવીન પરાક્રમોને જોઇને મહારાજા મેદિનીપ્રકાશ આનંદમગ્ન તથા આશ્ચર્યચકિત થવાં લાગ્યો. અંતે તેના અતિશય આગ્રહ તથા ભક્તિભાવને

વશ થઈ ગુરુ ગોવિન્દસિંહ પોતાના પર્વતનિવાસને ત્યજી તેના રાજ્યમાં પાંવટા નામક એક નવીન ગ્રામ વસાવીને તે ગ્રામમાં પોતાના પરિવાર સહિત આવી વસવા લાગ્યા, અને તે ગ્રામની આસપાસ એક મજબૂત કિલ્લો પણ તેમણે ધીમે ધીમે ચણાવી લીધો; કારણ કે, તે સમયમાં યુદ્ધના પ્રસંગે આત્મરક્ષામાટે દુર્ગ અથવા કિલ્લાની આવશ્યકતા અનિવાર્યમનાતી હતી, અને તે સમયની પરિસ્થિતિનો વિચાર કરતાં એ માન્યતા બહુ અંશે સત્ય પણ હતી.

આ સર્વ પ્રવૃત્તિઓની સાથે ગુરુ ગોવિન્દાસિંહજીએ વારંવાર કેટલાક બુદ્ધિમાન્ તરુણ સિખ્ખોને વિદ્યાભ્યાસ તથા જ્ઞાનપ્રાપ્તિમાટે કાશી મોકલવાના ક્રમનેપણ ચાલૂ રાખેલો હોવાથી ત્યાં ગયેલા સિખ્ખો ત્યાંથી સંસ્કૃત ભાષા, પુરાણ, ઇતિહાસ, દર્શનશાસ્ત્ર તથા કાવ્ય આદિક વિષયોમાં નિષ્ણાત થઈને પંજાબમાં પાછા આવવા લાગ્યા હતા[1] અને ગુરુજી તેમની પાસે ઉપનિષદ્, શ્રીમદ્ભગવદ્ગીતા, રામાયણ, મહાભારત તથા વિષ્ણુપુરાણ આદિક સંસ્કૃત ગ્રંથોનો પંજાબી ભાષામાં અનુવાદ કરાવીને તેમનો સિખ્ખસમાજમાં વેગપૂર્વક પ્રચાર કરવા લાગ્યા હતા. તેમના મુખમાંથી વારંવાર એ ઉદ્‌ગારો નીકળ્યા કરતા હતા કે: "જે જાતિએ પોતાના પૂર્વપરાક્રમોને વિસારી દીધા હોય, તે જાતિને પુનઃ પરાક્રમશીલ બનાવવામાટે તેના પૂર્વપરાક્રમોનું સ્મરણ કરાવવાની સર્વથી પ્રથમ આવશ્યકતા છે અને આપણાં પ્રાચીન શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણ આદિકના શ્રવણદ્વારા જ તેને તેના પૂર્વપરાક્રમોનું સ્મરણ કરાવી શકાય તેમ છે; કારણ કે, ભૂતકાલના સત્ય દૃષ્ટાંતો તેના હૃદયમાં કદાપિ ન ભૂંસાય તેવું ઇષ્ટ પરિણામ નિપજાવી શકે છે અને તેથી તે પ્રજા પુનઃ પોતાના કર્તવ્યના માર્ગમાં પ્રેરાઈને પરાક્રમશીલ થઈ જાય છે." પોતાની આવી ભાવનાથી પ્રેરાઈને ગુરુજી પોતાના સિખ્ખોને ભરત, ભીમ, અર્જુન, ભીષ્મપિતામહ, દધીચિ, શિબિ તથા હરિશ્ચંદ્ર આદિક ધર્મવીર, વચનવીર, શસ્ત્રવીર, બલવીર, રણવીર, પ્રતિજ્ઞાપાલક,

---

૧ કાશીમાં એ સિખ્ખો જે સ્થાનમાં રહેતા હતા તે સ્થાન અત્યારે પણ ગુરુ નાનકદેવના અનુયાયી નિર્મલા સાધુઓના અધિકારમાં છે અને અનેક નિર્મલા સાધુઓ અલૌકિક પંડિત તરીકે વિખ્યાત થઈ ગયા છે.

આત્મસમર્પક તથા દાનશૂર આદર્શ આર્ય પુરુષોની કથાઓ ઓજસ્વિની વાણીથી સંભળાવતા હતા અને તે સાંભળી અનેક સિખ્ખો ગુરુના સૈનિક થઈને ગુરુના આશ્રમમાં જ સ્થાયી નિવાસ કરી રહેતા હતા. જેમને ગુરુ ગોવિન્દસિંહજીએ સર્વથી પ્રથમ વેદશાસ્ત્રના અધ્યયનમાટે કાશી મોકલ્યા હતા તે શુદ્ધ નૈષ્ઠિક બ્રહ્મચારી પાંચ સિખ્ખોનાં નામ કર્મસિંહ, ગંડાસિંહ, વીરસિંહ, રામસિંહ તથા શોભાસિંહ હતાં અને તેઓ કાશીથી વિદ્યાભ્યાસ કરીને આવ્યા પછી ગુરુજીને તેમના ધર્મપ્રચાર તથા જ્ઞાનપ્રચારના કાર્યમાં અતિશય સહાયતા આપ્યા કરતા હતા. જેમ જેમ ગુરુજીના દર્બારમાં પંડિતોની સંખ્યા વધતી ગઇ તેમ તેમ વેદ, સ્મૃતિ, ધર્મશાસ્ત્ર તથા વેદાંત આદિકનો પણ પ્રચાર થવા લાગ્યો અને જ્ઞાનની સૂક્ષ્મ ચર્ચા થવા લાગી. જ્યારે અન્ય મતાવલંબીઓના ગ્રંથો ગુરુજીના જોવામાં આવતા હતા ત્યારે તેઓ તે ગ્રંથોનું લક્ષપૂર્વક નિરીક્ષણ કરતા હતા, તેમના સંબંધમાં ચર્ચા ચલાવતા હતા અને જો પ્રચારમાટે આવશ્યકતા જણાય તો તેમના ઉપયુક્ત ભાગોના અનુવાદ પણ પંડિતો દ્વારા કરાવતા હતા. પ્રાચીન ગ્રંથોને શોધી તેમનો સંગ્રહ કરવામાટે તેમણે પંડિતોના એક મંડળને નિયત કરી દીધું હતું એટલે તેઓ—તે પંડિતો—પ્રાચીન ગ્રંથોના સંગ્રહ તથા સંશોધનના કાર્યમાં નિમગ્ન રહ્યા કરતા હતા અને ઉપયુક્ત પ્રાચીન ગ્રંથોના ગુરુની આજ્ઞાથી અનુવાદ કર્યાં કરતા હતા. સારાંશ કે, ગુરુ ગોવિન્દસિંહજીની દેશ તથા કાલની પરિસ્થિતિ અનુસાર યુદ્ધવિદ્યા તથા શસ્ત્રાસ્ત્રમાં જેટલી પ્રીતિ હતી તેના કરતાં પણ શાસ્ત્ર, જ્ઞાન તથા સાહિત્યના પ્રચારમાં અધિક પ્રીતિ હતી એમ તેમની આ જ્ઞાનપ્રચાર વિષયક પ્રવૃત્તિઓને જોતાં અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે. અર્થાત્ તેઓ જેટલા પરિમાણમાં યુદ્ધવીર અથવા શસ્ત્રવીર હતા તેટલા જ કિંબહુના તેથી પણ અધિક પરિમાણમાં વિદ્યાવીર, શાસ્ત્રવીર, તથા જ્ઞાનવીર હતા એ સર્વથા નિઃસંશય છે. એક આદર્શ આર્ય ધર્માધ્યક્ષમાં હોવા જોઇએ તે સર્વે સદ્ગુણો ગુરુ ગોવિંદસિંહજીમાં પૂર્ણ પરિમાણમાં વિદ્યમાન હતા.

* * * *

કેટલાક સમય પછી આસામનો યુવરાજ રત્નરાય બીજી વાર ગુરુના દર્શનમાટે ગુરુ પાસે આવ્યો હતો; પણ હવે તે યુવરાજના પદપરથી રાજાના પદપર આરૂઢ થયેલો હતો. એક વાર નૌકામાં બેસીને સરિતામાં ભ્રમણ કરવાને નીકળતાં ગુરુજીએ તેને સંબોધીને કહ્યું કે: "રાજન્, મેં હિન્દુધર્મની રક્ષા, હિન્દુજાતિના ઉદ્ધાર તથા દેશના કલ્યાણમાટે જે કાર્યને સ્વીકાર્યું છે તે કાર્ય તમારાથી અજ્ઞાત નથી. અર્થાત્ હવે ઔરંગઝેબ જેવા મહાપ્રબળ શત્રુ સાથે રણભૂમિમાં લડવામાટે અવતીર્ણ થવાનો સમય નિકટમાં આવતો જાય છે અને એક હાથે તાળી નથી પડતી એ તો તમો જાણો જ છો, તો સમય આવતાં તમો પણ આ ધર્મકાર્યમાં અમોને તમારાથી આપી શકાય તે સર્વ સહાયતાઓ આપશો કે કેમ?"

એના ઉત્તરમાં આસામનરેશ રત્નરાય કહેવા લાગ્યો કે "ગુરુવર્ય, હું નામમાત્રનો રાજા છું. મારું રાજ્ય, મારી સંપત્તિ, મારો દેહ તથા મારા પ્રાણ અકાલ પુરુષનાં તથા ગુરુદેવનાં ચરણોમાં પ્રથમથી જ સમર્પાયલાં હોવાથી જ્યારે પણ આપની આજ્ઞા થશે ત્યારે આપનો આ દાસાનુદાસ તત્કાળ આવીને આપની સેવામાં ઉપસ્થિત થઇ જશે; કારણ કે, હું પણ હિન્દુ હોવાથી હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષાના કાર્યમાં મારાથી આપી શકાય તેટલી સર્વ સહાયતા આપવી એ મારો પોતાનો પણ પરમધર્મ છે."

ગુરુને આવા પ્રકારનું વચન આપીને રાજા રત્નરાય પાછો આસામ જવામાટે ત્યાંથી રવાના થઈ ગયો. ત્યાર પછી ગુરુ ગોવિન્દસિંહે શ્રીનગરના રાજા ફતહચંદ્રને પોતાની પાસે બોલાવ્યો અને તે ગુરુજીનો પરમભક્ત તથા આજ્ઞાધારક શિષ્ય હોવાથી તરત ચાલ્યો આવ્યો. રાજા મેદિનીપ્રકાશને ગુરુજીએ પ્રથમથી જ બોલાવી લીધેલો હોવાથી તે બન્ને રાજાઓને એકાંતમાં લઈ જઇને, તે બન્ને વચ્ચે કોઈ એક કારણથી કાંઇક વૈમનસ્ય થઈ ગયેલું હોવાથી, ગુરુજી બન્નેને સંબોધીને અતિશય ગંભીરતાથી કહેવા લાગ્યા કે:—

"બંધુઓ, આવી રીતે પોતપોતામાં વૈરભાવને સ્થાપવાથી તથા વિગ્રહ કરવાથી આપણા ધર્મનો, આપણી જાતિનો, આપણા દેશનો

અને આપણો પોતાનો કેટલી સીમા પર્યન્ત સર્વનાશ થઈ ગયો છે અને થઈ રહ્યો છે એ હજી પણ તમે નથી જોઈ શકતા અને આવીરીતે વૈરભાવને પોષી રહ્યા છો એ જોઇને મારા મનમાં અષ્ટોપ્રહર સખેદ આશ્ચર્ય થયા કરે છે. ભારતવર્ષવાસિની હિન્દુજાતિની અત્યારની દુર્દશાનું જો કોઇ પણ પ્રબળ તથા પ્રધાન કારણ હોય, તો તે કેવળ હિન્દુઓનો બંધુદ્વેષ, ગૃહકલેશ તથા આંતરિક વિગ્રહ જ છે અને એનો જે મહાભારત યુદ્ધથી આરંભ થયો છે તે અદ્યાપિ સ્થાયી ભાવથી ચાલ્યો આવે છે અને અંત નથી થતો તેથી જ હિન્દુજાતિ વિધ્વંસના મુખમાં ધસતી જાય છે. હિન્દુજાતિના આવા સર્વનાશના સમયમાં પણ તમે પોતપોતાના સાધારણ સ્વાર્થને પણ નથી ત્યજી શકતા અને બંધુરક્તના પિપાસુ થઇ રહ્યા છો એના કરતાં અધિક લજ્જાસ્પદ કાર્ય તમારા માટે અન્ય શું હોઈ શકે તેમ છે? મારા હિન્દુ બંધુઓ, કાંઈક વિચાર કરો અને હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા જનની જન્મભૂમિના ઉદ્ધાર તથા કલ્યાણમાટે અંતઃકરણની મલિનતાને બહિષ્કૃત કરીને હૃદયમંદિરમાં અવિભાજ્ય બંધુભાવ એકતા તથા અવિભક્તતાની જ પ્રાણપ્રતિષ્ઠા કરી દ્યો; કારણ કે, ભિન્નતા અથવા વિભક્તતા એ મૃત્યુનું બીજું નામ છે અને જો કોઇ પણ સત્ય તથા વાસ્તવિક જીવન હોય તો તે કેવળ એકતા તથા અવિભક્તતા જ છે. એ જીવનસ્વરૂપિણી એકતા અથવા અવિભક્તતા કેવળ પ્રેમ તથા અનુકંપાદ્વારા જ સિદ્ધ તથા પ્રાપ્ત થતી હોવાથી દ્વેષ, મત્સર તથા તિરસ્કારને લત્તાપ્રહાર કરી પ્રેમ તથા અનુકંપાથી પરસ્પર મળો, ભેટો અને ધર્મ તથા દેશના શત્રુઓનો એકત્ર બળથી સંહાર કરો."

ગુરુજીના આ ઉપદેશનો તે ઉભય રાજાઓના મનમાં એવો તો અદ્ભુત પ્રભાવ પડી ગયો કે તે ક્ષણે જ તેઓ પોતાના મનોમાલિન્ય અથવા વૈરભાવને ત્યજી દઇને એકતા તથા બંધુભાવના કલ્યાણકારક સૂત્રથી બંધાઇ ગયા અને ધર્મરક્ષાના કાર્યમાં ગુરુદેવને પૂર્ણ સહાયતા આપવા લાગ્યા.

જો કોઈ પણ સ્થાનમાં કોઈ પણ કારણથી કોઈ પણ હિન્દુ પોતાની હિન્દુજાતિનો વિરોધી થયેલો ગુરુજીના જોવા અથવા જાણ-

વામાં આવતો હતો, તો ગુરુજી તત્કાળ એવા કોઇ એક ઉપાયને યોજી દેતા હતા કે જેથી તેના વિરોધનો તત્કાળ વિલય થઇ જાય અને તેના વિરોધનું કાંઈ પણ અનિષ્ટ પરિણામ ઉત્પન્ન થવા ન પામે. માત્ર આટલાથી જ શાંત ન થતાં તેમણે કાર્તિક માસમાં કપાલમોચનના મેળામાં જઇને ત્યાં એકત્ર થતાં હિન્દુ ભ્રાતા તથા હિન્દુ ભગિનીઓને નિયમપૂર્વક ઉપદેશ આપવાના ભદ્ર કાર્યને આરંભી દીધું. તેમના એ ઉપદેશો આવા પ્રકારના હતાઃ—

"મારા હિન્દુ ભ્રાતાઓ તથા મારી હિન્દુ ભગિનીઓ, જે હિન્દુ પુરુષ અથવા સ્ત્રીએ આ સંસારમાં જન્મ ધારણ કરીને પોતાના સ્વરૂપને ઓળખવાનો તથા મનુષ્યત્વને મેળવવાનો પ્રયત્ન નથી કર્યો, તેની માતાનો તેને પોતાના ગર્ભમાં નવ અથવા દશ માસ પર્યન્ત ધારણ કરવાનો પરિશ્રમ સર્વથા નિષ્ફળ થયો છે એમ જ સમજવાનું છે. એના કરતાં તો તેની માતા વંધ્યા રહી હોત અથવા તો તેણે કોઇ એક પાષાણને જન્મ આપ્યો હોત, તો તે જ વધારે સારું હતું. જેવી રીતે નિરીક્ષણશક્તિ વિનાનાં અંધ નેત્રો કેવળ પીડાનાં કારણરૂપ મનાય છે તેવી જ રીતે મનુષ્યત્વહીન મનુષ્યો, અથવા હિન્દુત્વહીન હિન્દુઓ સમસ્ત સંસારના, પોતાના દેશના, પોતાના ધર્મના તથા પોતાની જાતિના અકલ્યાણ તથા વિનાશનાં કારણ થઇ પડે છે એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. તમો આર્યો અથવા હિન્દુઓ એવાં પ્રાતઃસ્મરણીય તથા કર્તવ્યપરાયણ મહાપુરુષો તથા સતી સાધ્વીઓનાં સંતાન છો કે જેમણે એકમેવાદ્વિતીય પરબ્રહ્મની ઉપાસનામાં જ પોતાનાં જીવન વીતાડી દીધાં હતાં અને ધર્મ તથા જાતિની સુરક્ષિતતામાટે પોતાનાં દેહ, અસ્થિ તથા જીવન આદિ પુલકિત વદનથી સમર્પી દીધાં હતાં. તે મહાપુરુષો તથા મહાસાધ્વીઓનાં તમો હિન્દુ સંતાનોની અત્યારે અજ્ઞાન, આત્મવિસ્મૃતિ તથા અંધશ્રદ્ધાના યોગે એવી દુર્દશા થયેલી છે કે તમો સર્વત્રવ્યાપક એકમેવાદ્વિતીય પરબ્રહ્મની ઉપાસનાને વિસારી દઇને; ઈશ્વરાવતાર પરશુરામ, રામચંદ્ર તથા શ્રી કૃષ્ણ આદિકના આદર્શોને પોતાની દૃષ્ટિ આગળથી દૂર કરીને; ભીમ તથા અર્જુન જેવા આર્ય વીરોના પરાક્રમોના અનુક-

રણની ભાવનાને હૃદયોમાંથી કાઢી નાખીને તેમ જ સતી સીતા, સતી સાવિત્રી, દેવી દમયંતી, દેવી સુકન્યા, મહારાણી પદ્મિની, તથા વીરનારી જોધાબાઈ આદિ સતીશિરોમણી તથા વીર વનિતાઓના અનુસરણની આકાંક્ષાને તિલાંજલિ સમર્પીને જેમણે પોતાના જીવનકાળમાં તમારા હિન્દુધર્મ, તમારી હિન્દુજાતિ તથા તમારા દેશપર કેવળ પૈશાચિક અત્યાચારો કરવાને જ પોતાનો પરમધર્મ માન્યો હતો તે વિધર્મી પીરો, પયગંબરો તથા ઓલિયાની માનતા માનો છો, તેમની કબ્રોપર ફૂલ તથા ચાદરો ચઢાવો છો અને તેમની પાસેથી ધન તથા સંતાનની ભિક્ષા માગો છો, એ તમારી કેવી અને કેટલી હીનતા તથા દુર્દશાને દર્શાવનારી ઘટના છે એનો તમો પોતે જ વિચાર કરી જુઓ. જો કે એ પીરો તથા ઓલિયામાં કોઈને ધન તથા સંતાન આદિ ઇચ્છિત વસ્તુઓ આપવાની શક્તિ છે જ નહિ; છતાં ઘડીભર એમ માની લેવામાં આવે કે તેમનામાં એ શક્તિ છે, તો પણ તેઓ જેમને કાફિર માનતા હોય અને જેમના શિરચ્છેદને જ પોતાનું કર્તવ્ય માનતા હોય તે પીરો તથા ઓલિયા કાફિર હિન્દુઓને ધન તથા સંતાન આદિ ઇચ્છિત વસ્તુઓ આપવાની ઉદારતા દર્શાવે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે. પીરો તથા ઓલિયા મૃગજલ છે અને તેમની પાસેથી અભીષ્ટ વસ્તુઓને મેળવવાની તમારી આકાંક્ષા મૃગતૃષ્ણા હોવાથી તમો એ મૃગજલની પાછળ રખડી રઝળીને ભૂંડે હાલે મરી જશો ત્યાં સુધી પણ તમારી એ તૃષ્ણા પૂર્ણ નથી થવાની તે નથી જ થવાની! તમો એક સાધારણ મુસલમાન સૈનિક અથવા સિપાહીને જોતાં જ થરથર કંપી જાઓ છો એ તમારી કેટલી નિર્વીર્યતા! તમારી અધોગતિની સીમા થઈ ગઈ છે; હવે જાગો, ઉઠો, ત્યજી દ્યો તમારી નીચ સ્વાર્થપરાયણતાને, બહિષ્કાર આપી દ્યો તમારા પરસ્પર મનોમાલિન્યને, ઉપાસના કરો પરમસનાતન નિરાકાર અકાલ પુરુષની, પૂજા કરો પરશુરામ, રામચંદ્ર તથા શ્રીકૃષ્ણ જેવા આર્ય ઇશ્વરાવતારોની, બંધાઈ જાઓ એકતાના સૂત્રથી અને ઉભરાઈ જતા પરસ્પર પ્રેમ તથા બંધુભાવથી આવીને દંડાયમાન થાઓ એક બીજાના હાથમાં હાથ મેળવી વાહ ગુરુના દર્બારમાં.

મારા આ ઉપદેશ પ્રમાણે વર્તો અને મારા વચનને વ્યવહારમાં યોજતા થઈ જાઓ, એટલે પછી તમો શું હતા અને શું બની ગયા છો એ અલ્પ સમયમાં જ તમારા જોવા તથા જાણવામાં આવી જશે, તમારો અસ્તાચલગામી થયેલો પ્રતાપરવિ ભારતગગનમાં પૂર્ણ તેજથી ઉદિત થશે, તમારું ગત ગૌરવ તમોને પ્રાપ્ત થવા માંડશે, હિન્દુજાતિ વિશ્વની એક અદમ્ય મહાજાતિ થઈ જશે અને હિન્દુઓને વક્ર અથવા તિરસ્કારદર્શક દૃષ્ટિથી જોવાનું સાહસ અન્ય કોઇ પણ જાતિ કરી શકશે નહિ. આ ઉન્નત દશામાં આવવામાટે કેવળ એટલી જ આવશ્યકતા છે કે તમો અસત્ય માર્ગને ત્યજીને સત્ય માર્ગમાં અગ્રેસર થાઓ, જડતાને ત્યજીને ચેતનયુક્ત થઈ જાઓ, ભયને ત્યજીને નિર્ભય થાઓ અને સામી છાતીએ લડીને મરતાં શીખો એટલે પછી જીવન તથા ઉન્નતિ તમારાં જ છે. જો આવી ભયંકર પરિસ્થિતિમાં પણ તમો જાગ્રત નહિ થાઓ અને જડતાને નહિ ત્યજી દ્યો તો પછી તમારો વિધ્વંસ તથા વિનાશ અવશ્યંભાવી છે.''

ગુરુ ગોવિન્દસિંહજીએ કપાલમોચનના મેળામાં કાર્તિક માસના આરંભથી અંત પર્યન્ત રહીને આવી રીતે ધર્મપ્રચાર કર્યો અને તેનું ઇષ્ટ પરિણામ થયા વિના ન જ રહ્યું. એ મેળામાં પોતાના ગુરુદ્વારા અથવા ગૃહ પ્રમાણે જ ગુરુજીનું રસોડું અષ્ટૌપ્રહર ચાલ્યા કરતું હતું અને જે કોઈ પણ આવે તેને પેટ ભરીને ભોજન તથા કડાપ્રસાદ (શીરો) આપવામાં આવતાં હતાં.[1] સારાંશ કે, ક્ષુધાતુર આત્માઓ

---

૧ ગુરુદ્વારામાં દર્શનમાટે આવનાર કોઈ પણ હિન્દુને જમાડ્યા વગર ન જવા દેવાની પ્રથા અત્યારે પણ સિખ્ખધર્મના અનેક ગુરુદ્વારાઓમાં પ્રચલિત છે. ઉદાહરણ તરીકે સિંધના સખ્ખર નામક નગરના સિંધુ નદમાંના એક બેટમાંના 'સાધબેલા' નામક સ્થાનમાં જે કોઇ પણ હિન્દુ દર્શનાર્થે આવે છે તેને ત્યાં જાતિ તથા ધર્મના ભેદ વિના આગ્રહ કરીને જમાડવામાં આવે છે અને કડા પ્રસાદ પણ અપાય છે. આવી રીતે ત્યાં નિત્ય સેંકડો માણસ જમી જાય છે અને તે ભોજન પણ ઉત્તમ, કદાચિત્ આપણે આપણા ગૃહમાં પણ ન ખાતા હોઇએ તેવું ઉત્તમ હોય છે. આ ગ્રંથના લેખકે ત્યાંના એ અતિથિસત્કારને બે ચાર વાર અનુભવેલો છે.

ગુરુજીના દર્બારમાં આધિભૌતિક તથા આધ્યાત્મિક ઉભય પ્રકારનાં ભોજનથી તૃપ્ત થઈને જતા હતા અને ગુરુજીના ઉપદેશ અનુસાર વર્તવાની પ્રતિજ્ઞા કરતા હતા. એ પ્રસંગે સહસ્રાવધિ આર્યો અથવા હિન્દુઓએ ગુરુજીના વીરોપદેશથી ઉત્તેજિત થઈને વીરવ્રતનો અંગીકાર કરી લીધો, ગુરુજીના શિષ્યત્વને સ્વીકારી લીધું અને ગુરુજીના ધન-ભંડારને રૌપ્યમુદ્રા, સુવર્ણમુદ્રા તથા રત્ન આદિકથી છલાછલ કરી દીધો.

ગુરુ ગોવિન્દસિંહજીની કીર્તિ તથા જ્ઞાનચર્ચા વિષયક ખ્યાતિ સાંભળીને બુધ્ધુશાહ નામક તે સમયનો એક નામાંકિત મુસલ્માન ફકીર ગુરુજીને મળવામાટે આવ્યો અને ગુરુજીએ તે મુસલ્માન હોવા છતાં તેનો યોગ્ય આદર સત્કાર કર્યો. લગભગ એક પ્રહર પર્યન્ત તેમનો પરસ્પર ધર્મ તથા તત્ત્વજ્ઞાન વિષયક સંવાદ ચાલતો રહ્યો અને ગુરુજીની આત્મવિદ્યા તથા વેદાંત આદિકમાં અતિશય કુશળતાને જોઈને બુધ્ધુશાહ આશ્ચર્યચકિત થઈ ગયો. બુધ્ધુશાહનો ગુરુજી પાસે આવવામાં એક અન્ય આશય પણ સમાયલો હોવાથી ગુરુજીની યોગ્યતાની પરીક્ષા કરી લીધા પછી તે ગુરુજીને સંબોધીને ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યો કે: “ગુરુ ગોવિન્દસિંહજી, હું આજે ખાસ જે કાર્યમાટે આપની પાસે આવ્યો છું તે કાર્ય એ છે કે મારા પાંચ મિત્રોને મારે આપને ત્યાં આશ્રય અપાવવાનો છે. તેઓ પઠાણ સર્દારો હોઈને મુસલ્માન છે અને બાદશાહ ઔરંગજેબના શત્રુ હોવાથી કોઈથી પણ તેમને આશ્રય આપવાની હિંમત નથી દેખાડી શકાતી. બાદશાહ ઔરંગજેબ સામે માથું ઉચકનાર જો કોઈ પણ વીર પુરુષ અત્યારે હિન્દુસ્તાનમાં હોય, તો તે બે ચાર જ હોવાથી અને પંજાબમાં તો એવો વીર નર આપ વિના બીજો કોઈ પણ ન હોવાથી આપ હિન્દુ હોવા છતાં અને મુસલ્માનોના પરમવિરોધી હોવા છતાં પણ મેં તેમને આપની છાયામાં રાખવાનો મારો નિશ્ચય કરી લીધો છે; પરંતુ મારી એ આશાની સફળતાનો આધાર આપની ઇચ્છા તથા સંમતિપર અવલંબી રહ્યો છે.”

“બુધ્ધુશાહ, હું તમારા મજહબ ઇસ્લામનો તેમ જ મુસલ્માનોનો વિરોધી છું એમ જો આપ માનતા હો, તો આપની એ માન્યતા

સર્વથા ભૂલભરેલી છે; જો ઇસ્લામ પોતાના અનુયાયીઓને અન્ય-ધર્મીઓપર અત્યાચાર કરવાની આજ્ઞા તથા અનુમતિ ન આપતો હોય અને મુસલ્માનો અન્યધર્મીઓ ઉપર ધાર્મિક અત્યાચારો ન કરતા હોય, તો ઇસ્લામ તથા મુસલ્માનો સાથે મારો અથવા કોઇ પણ હિન્દુનો કશો પણ વિરોધ હોઇ શકે જ નહિ; પરંતુ જો ઇસ્લામ મુસલ્માનોને વિધર્મીઓપર ધાર્મિક અત્યાચાર કરવાની આજ્ઞા આપતો હોય અને મુસલ્માનો વિધર્મીઓ ઉપર ધાર્મિક અત્યાચારો કર્યા કરતા હોય, તો એવા અત્યાચારી ધર્મ તથા અત્યાચારી મુસલ્માનો સાથે કોઇ પણ હિન્દુ સહકાર રાખી શકે એ સર્વથા અસંભવનીય છે. અર્થાત્ અમો હિન્દુઓ મુસલ્માનોના અમારાપર થતા અકારણ પૈશાચિક અત્યાચારોના જ વિરોધી છીએ અને મુસલ્માનોના એ અત્યાચારોને અટકાવવામાટે જ હું ધર્માધ્યક્ષ હોવા છતાં મારે ક્ષાત્ર-ધર્મને સ્વીકારીને હસ્તમાં શસ્ત્રાસ્ત્રને ધારણ કરવાં પડ્યાં છે." ગુરુ ગોવિન્દસિંહે મુસલ્માનો સાથેના હિન્દુઓના વિરોધના વાસ્તવિક કારણને ગંભીર તથા શાંત ભાવથી દર્શાવ્યું.

"બાદશાહ ઔરંગજેબ તથા અન્યાન્ય અનેક મુસલ્માનો અત્યારે હિન્દુઓપર કોઇ પણ પ્રકારના કારણ વિના ઇસ્લામના નામથી અવશ્ય પૈશાચિક અત્યાચારો કરી રહ્યા છે અને ઇસ્લામના નામને બદનામ કરી રહ્યા છે એની તો હું મુસલ્માન હોવા છતાં મારાથી પણ ના પાડી શકાય તેમ નથી અને તેટલામાટે આપ જે ધર્મયુદ્ધની તૈયારીઓ કરી રહ્યા છો તે ધર્મયુદ્ધ પ્રતિ મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે અને આપની બહાદુરીમાટે હું આપને ધન્યવાદ આપું છું." બુધ્ધુશાહે પોતે મુસલ્માન હોવા છતાં મુસલ્માનોના અત્યાચારો પ્રતિ તિરસ્કાર દર્શાવીને પોતાની ન્યાયપ્રિયતાને સિદ્ધ કરી બતાવી.

"શાહ સાહબ," ગુરુ ગોવિન્દસિંહજી કહેવા લાગ્યા: "આપની આ ન્યાયપ્રિયતા તથા સત્યવાદિતામાટે હું પણ આપને અંતઃકરણ-પૂર્વક ધન્યવાદ આપું છું. જો સર્વ મુસલ્માનો આપ જેવા નેકદિલ તથા ઇન્સાફપરસ્ત હોત, તો હિન્દુમુસ્લિમ વિખવાદનો હિન્દુસ્તાનમાં કદાપિ જન્મ થાત જ નહિ. અસ્તુઃ આપ જે પઠાણ સદારોની વાત

કરો છો તે પઠાણ સર્દારોને હું સારી રીતે ઓળખું છું. તેઓ ઘણા દિવસથી લૂટફાટ કરીને નિર્વાહ ચલાવતા આમ તેમ રખડતા ફરે છે અને બાદશાહ ઔરંગજેબની તેમનાપર કોપદૃષ્ટિ હોવાથી ઔરંગજેબના ભયથી કોઇ પણ રાજા મહારાજા કે નવ્વાબ તેમને આશ્રય આપવાની હિંમત નથી બતાવી શકતો. પણ મારા મનમાં ઔરંગજેબનો ભય ન હોવાથી અને મને તો ઔરંગજેબના શત્રુઓની જ વિશેષ આવશ્યકતા હોવાથી જો તે પઠાણ સર્દારો મારી સાથે નમકહલાલીથી વર્તવાના અને કદાપિ બેઇમાન ન થવાના સોગંદ ખાતા હોય, તો આપની ભલામણથી હું તેમને મારા ઝૂંપડામાં આશ્રય આપવાને અને મારા આત્મીય તરીકે પ્રતિષ્ઠાપૂર્વક રાખવાને તૈયાર છું. તેમને હું પગાર પણ સારો આપીશ."

ગુરુ ગોવિન્દસિંહજીની આ ઉદારતાથી બુધ્ધુશાહ અતિશય પ્રસન્ન થયો અને તે પઠાણ સર્દારોને તેમના ગુપ્ત નિવાસસ્થાનમાંથી બોલાવી તેમની પાસે સોગંદ લેવડાવીને તેણે ગુરુ ગોવિન્દસિંહજીની નોકરીમાં રખાવી દીધા. તે પઠાણો વચનપાલક, નમકહલાલ, ઇમાનદાર તથા વીર પુરુષ હતા એમ તેમના થોડા દિવસના પરિચય તથા સહવાસથી ગુરુજીના જાણવામાં આવી ગયું. આ ઘટનાથી બુધ્ધુશાહ પણ ગુરુ ગોવિન્દસિંહજીનો હિતૈષી મિત્ર બની ગયો. આવી રીતે ગુરુના ઢાળેલા સઘળા પાસા સવળા અને સવળા જ પડતા જતા હતા, તેમના મિત્રો તથા સહાયકોની સંખ્યા વધતી જતી હતી, તેમનાં સાધનો વૃદ્ધિંગત થતાં જતાં હતાં અને તેથી યુદ્ધના આકાશમાં હિન્દુજાતિના વિજયનો આનંદવર્ધક રંગ તેમને હવે સ્પષ્ટ દેખાયા કરતો હતો.

* * * * *

વિક્રમ સંવત્ ૧૭૪૭ માં ગુરુ ગોવિન્દસિંહજીનાં મહાધર્મશીલા પત્નીશ્રી જેતોજીએ એક પુત્રરત્નને જન્મ આપતાં ગુરુજીને પિતાની પદવી પ્રાપ્ત થઇ અને ગુરુજીનાં વીરમાતા ગૂજરીબાઇના હૃદયમાં પૌત્રના દર્શનથી હર્ષ તથા આનંદનો અવધિ થઇ ગયો. એ પ્રથમ પુત્રના જન્મના સમયે એક મહોત્સવ કરવામાં આવ્યો અને તે પુત્રનું નામ જુંઝારસિંહ રાખવામાં આવ્યું; કારણ કે, ગુરુ ગોવિન્દસિંહજીની

એવી જ દૃઢ માન્યતા હતી કે: "મારો પુત્ર તો રણભૂમિમાં ઝૂઝવા-માટે અને શત્રુઓને સંહારવામાટે જ જન્મેલો છે." 'હજાર રૂપિયા મૂડીમાં નહિ અને એક પુત્ર પુત્રમાં નહિ' એવી એક સામાન્ય લોકોક્તિ અથવા લોકમાન્યતા હોવાથી અને ગુરુ ગોવિન્દસિંહ ગુરુ તેગબહા-દુર તથા માતા ગૂજરીબાઇના એકમાત્ર પુત્ર હોવાથી માતા ગૂજરી-બાઇના મનમાં નિરંતર એવી ચિન્તા રહ્યા કરતી હતી કે: "અત્યા-રના ભયંકર સમયમાં ક્યાંક ગોવિન્દસિંહના જીવનનું અચાનક અનિ-ચ્છનીય પરિણામ થઇ જશે, તો અમારા ગૃહને તાળું વસાઈ જશે અને ગુરુપદવી જો કોઇ અયોગ્ય પુરુષના અધિકારમાં જઇ પડશે, તો ગોવિન્દસિંહે આરંભેલા હિન્દુજાતિ તથા હિન્દુધર્મની રક્ષાના ભદ્ર કાર્યની સફળતા સંશયાત્મક થઇ પડશે." પરંતુ ગોવિન્દસિંહના ગૃહમાં પુત્રનું આગમન થતાં તે દેવીની એ ચિંતા બહુ અંશે ઓછી થઈ ગઈ અને તેઓ પોતાના પુત્રના પુત્ર અથવા પૌત્રનું અત્યંત વાત્સલ્યથી લાલન પાલન કરવા લાગ્યાં.

આવી રીતે ગુરુ ગોવિન્દસિંહે અનુકૂલ સમય તથા અનુકૂલ પરિ-સ્થિતિની પ્રતીક્ષામાં લગભગ વીસ વર્ષ જેટલો કાળ પર્વતનિવાસમાં વીતાડીને જે કાંઇ પણ તૈયારીઓ પોતાના સ્વીકૃત કાર્યની સિદ્ધિમાટે કરવાની હતી તે કરી લીધી. ગુરુજીના એ દીર્ઘકાલિક વિવિક્તવાસ તથા એકાંત સેવનનું જે ઇષ્ટ પરિણામ થયું તે નિમ્ન લિખિત શબ્દોમાં વર્ણવી શકાય તેમ છે:-

(૧) તે સમયની પરિસ્થિતિ અનુસાર ગુરુ ગોવિન્દસિંહજીએ ઉત્તમોત્તમ ક્રિયાત્મક શિક્ષણ પ્રાપ્ત કરી લઇને સંસ્કૃત તથા ફારસી ભાષાના સમસ્ત પૌરાણિક, ઐતિહાસિક તથા અન્યાન્ય સાહિત્યનો મનનપૂર્વક અભ્યાસ કરી લીધો હતો; (૨) તે સમયના પ્રસિદ્ધ તથા પ્રખ્યાત હિન્દી કવિઓના સમાગમ દ્વારા તેમણે એવી તો વીરરસપ્રધાન કવિતાનો આવિષ્કાર કર્યો કે જે વીરરસપ્રધાન કવિતા તેમનાથી પૂર્વે પંજાબમાં સર્વથા અજ્ઞાત હતી અને તેમની એ વીરરસપ્રધાન કવિતા હિન્દુઓની નિદ્રાધીન શક્તિઓને પુનઃ જાગ્રત તથા ઉત્તેજિત કરવાના કાર્યમાં તેમને અતિશય ઉપયુક્ત

તથા સહાયક થઇ પડી હતી; (૩) તેમણે અશ્વારોહણવિદ્યા, શરસંધાનવિદ્યા તથા શસ્ત્રચાલનવિદ્યામાં એટલી સીમા પર્યન્ત પ્રવીણતા મેળવી લીધી કે તેમના ધનુષ્યમાંથી છૂટેલો બાણ રામના ધનુષ્યમાંથી છૂટેલા બાણ સમાન અવ્યર્થ મનાવા લાગ્યો; તેમ જ પર્વતોનાં નિબિડ અરણ્યોમાં સિંહો તથા શૂકરોની મૃગયા કરીને આયાસયુક્ત તથા પરિશ્રમી જીવનને વીતાડવાનો પણ તેમણે યોગ્ય અભ્યાસ કરી લીધો કે જેથી પ્રસંગ આવતાં કોઇ પણ પ્રકારનાં દુઃખોને દઢતા પૂર્વક સહન કરી શકાય અને હૃદય હચમચી ન જાય; (૪) તેમણે પોતાની હિન્દુજાતિની દારુણ દુર્દશાનો અનુભવ કરી લીધો તથા એકાગ્ર ધ્યાનદ્વારા એ રહસ્યને જાણી લીધું કે: 'મારે એક મહાન્ ઉદ્દેશને પૂર્ણ કરવાનો છે અને અકાલ પુરુષે મને હિન્દુજાતિના પુનરુદ્ધારમાટે જ આ સંસારમાં મોકલેલો છે;' અને (૫) એ રહસ્યને જાણીને તેમણે પોતાની કાર્યસિદ્ધિના માર્ગને નિર્દિષ્ટ કરી લીધો અને તેના વ્યવહારક્રમને એવી તો અસંદિગ્ધતા તથા પૂર્ણતા સહિત નિશ્ચિત કરી દીધો કે તેમના સમસ્ત વિચિત્ર તથા સંક્ષુબ્ધ જીવનમાં તેમને પોતાના એ નિશ્ચિત વ્યવહારક્રમને પરિવર્તિત કરવાની કિંવા તેમાં લેશમાત્ર પણ ન્યૂનાધિકતા કરવાની કદાપિ આવશ્યકતા જ ન પડી.

ગુરુ ગોવિન્દસિંહે જે મહાન્ ઉદ્દેશને પોતાની દૃષ્ટિ સમક્ષ સ્થિર કર્યો હતો તે એ હતો કે હિન્દુજાતિનાં નિર્જીવ અસ્થિઓમાં એવા પ્રકારના નવચેતનનો સંચાર કરવો જોઇએ કે જેના યોગે તેઓ પોતાના પારસ્પરિક વિરોધોને તિલાંજલિ સમર્પીને પોતાની જાતિના પરિપીડકો તથા વિધર્મી અત્યાચારીઓના મુકાબિલામાં એકત્ર બળથી રણભૂમિમાં ઊભા રહી શકે; અર્થાત્ હિન્દુજાતિને પુનઃ એક વાર એવી સજીવન તથા નિર્ભય જાતિ બનાવી દેવી કે પોતાના આત્મબળ, મનોબળ તથા બાહુબળથી પોતાની ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક સ્વતંત્રતાને પરિપૂર્ણ પરિમાણમાં પ્રાપ્ત કરી લે અને શત્રુઓ હિન્દુજાતિના નામ શ્રવણથી જ ગર્ભગલિત થઈ જાય એ જ ગુરુ ગોવિન્દસિંહજીનો એકમાત્ર ભદ્ર, અનન્ય તથા મહાન્ ઉદ્દેશ હતો એમ કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી શકાય તેમ છે; કારણ કે, જાતિ-

નિર્માણ વિના શત્રુંઓ સાથે એકત્ર બળથી લડી શકાય તેમ ન હોતું અને જે સમયમાં ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાના કાર્યનો આરંભ કર્યો હતો તે સમયમાં જેને વસ્તુતઃ સંગઠિત હિન્દુજાતિ (Hindu nation) કહી શકાય તેવા પ્રકારની હિન્દુજાતિ ભારતવર્ષમાં ક્યાંય અસ્તિત્વ ધરાવતી જ ન હોતી એટલામાટે શૂરવીર મહારાષ્ટ્રીય વીર-શિરોમણિ શિવાજી પ્રમાણે પંજાબમાં રાષ્ટ્રીયતા તથા જાતિનું નિર્માણ પણ તેમને સર્વથા નવીન સ્વરૂપમાં પોતાના હસ્ત તથા પોતાના પરિશ્રમથી જ કરવું પડયું હતું.

અનંગપાલના પતનના સમયથી પંજાબમાં હિન્દુજાતિનો કોઇ યોગ્ય નેતા ઉત્પન્ન થયો ન હતો. યદ્યપિ પોતાને રાજા તરીકે ઓળખાવનારા કેટલાક હિન્દુ જમીનદારો અત્યાર સુધી કાંગડા પર્વતોનાં દુર્ગમ સ્થાનોમાં છુપાયલા રહીને પોતાના અસ્તિત્વને ટકાવી રહ્યા હતા, તથાપિ વાસ્તવિકતાથી જોવામાં આવે તો તે સમયમાં પંજાબમાં હિન્દુજાતિની રાજનૈતિક સત્તાનો સર્વથા અંત અથવા લોપ જ થઇ ગયો હતો. પંજાબી હિંદુઓના આચાર તથા વ્યવહારને જો કે ગુરુ નાનકદેવે કાંઇક ઉન્નત કરી દીધા હતા અને ગુરુ ગોવિન્દસિંહજીના અન્યાન્ય પૂર્વજોએ પણ પંજાબના હિન્દુસમાજને શાંતિપૂર્વક સંગઠિત કરવાના કેટલાક પ્રયત્નો કર્યા હતા, તથાપિ પંજાબની હિન્દુજાતિને એક સર્વથા યુદ્ધવ્યવસાયિની અથવા ભિન્ન વીરજાતિના સ્વરૂપમાં પરિવર્તિત કરી નાખવાનું કાર્ય તો ગુરુ ગોવિન્દસિંહજીની અસાધારણ તથા અલૌકિક બુદ્ધિદ્વારા જ સિદ્ધ થવાનું સુજાયલું હતું. નિજ મંતવ્યોની સિદ્ધિમાટે ગુરુ ગોવિન્દસિંહજીએ જે જે ઉપાયોની યોજના કરી હતી તે ઉપાયો જો કે સર્વથા નવીન તો ન હોતા જ, તથાપિ તે સમયની પરિસ્થિતિમાં તે ઉપાયો અત્યંત અમોઘ સિદ્ધ થયા હતા એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. ગુરુ ગોવિન્દસિંહજી એ વસ્તુસ્થિતિને સારી રીતે જાણી ગયા હતા કે હિન્દુઓ જાતીયતાની દૃષ્ટિથી હોવા જોઇએ તેના કરતાં અત્યંત અધિક વિનીત સ્વભાવવાળા હતા, પોતાની અભિલાષાઓમાં રહેવા જોઇએ તેથી બહુ જ વિશેષ સંતુષ્ટ

રહેનારા, પોતાની આકાંક્ષાઓને અત્યંત પરિમિત રાખનારા, શારીરિક પરિશ્રમના અત્યંત દ્વેષ્ટા, અને અન્ય મનુષ્યોને તો ઠીક, પણ પોતાના પરમવૈરીઓ સુદ્ધાંને પણ કષ્ટ ન આપવા સુધીની વિઘાતક અહિંસાવૃત્તિને ધરાવનારા આત્મઘાતક હતા. હિન્દુઓની એ ન્યૂનતાઓ સાથે હિન્દુઓ સ્વભાવથી ધાર્મિક અને ભયભીત તથા આચારભ્રષ્ટ થઇ ગયેલા હોવા છતાં પણ તેમનો પોતાના ધર્મમાં અત્યંત પ્રેમ તથા વિશ્વાસ હતો અને તેઓ ધર્મની રક્ષામાટે કષ્ટોને સહન કરવામાં અત્યંત પ્રત્યુત્પન્નતાને દર્શાવી ચૂક્યા હતા, એ હિન્દુઓની અલૌકિક ગુણપૂર્ણતા પણ ગુરુ ગોવિન્દસિંહથી અજાણી ન હોતી એટલે ગુરુ ગોવિન્દસિંહે હિન્દુજાતિની સમસ્ત અનુકૂલ તથા પ્રતિકૂલ પરિસ્થિતિનો વિચાર કરીને પોતાના મનમાં એવો નિશ્ચય કરી લીધો કેઃ "આવા પ્રકારની અત્યારની હિન્દુજાતિને જાગ્રત કરવાનો એ જ એકમાત્ર ઉપાય છે કે હિન્દુઓ પાસે ધર્મ હોવા છતાં જાતીયતાનો અભાવ હોવાથી જાતીયતાને જ હિન્દુધર્મનું સ્વરૂપ આપી દેવું અને તેમનામાં જાતીયતાના એક પ્રકારના અલૌકિક ભાવ તથા પ્રકાશને ઉત્પન્ન કરી દેવો." પોતાના એ નિશ્ચય અનુસાર જે સમસ્ત તત્ત્વોદ્વારા કોઈ પણ એક માનવજાતિ વસ્તુતઃ પોતાને એક 'જાતિ' અથવા 'રાષ્ટ્ર' તરીકે ઓળખાવવાને પાત્ર થઈ શકે છે તે સમસ્ત તત્ત્વોને ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાના ઉત્પન્ન કરેલા 'ખાલસા' નામક નવીન સંપ્રદાયમાં ધાર્મિક સિદ્ધાન્તોના સ્વરૂપમાં સંમિલિત કરી દીધાં.

જાતીયતા અથવા રાષ્ટ્રીયતાનું સર્વથી પ્રથમ અંગ ઐક્ય અથવા એકતા હોવાથી ગુરુ ગોવિન્દસિંહે સર્વથી પ્રથમ પંજાબની હિન્દુજાતિમાં એકતાને સ્થાપવામાટે 'ખાલસા' નામક એક એવી નવીન હિન્દુજાતિને નિર્માણ કરી દીધી કે જેમાં વર્ણભેદ, જાતિભેદ તથા ઉચ્ચ નીચ આદિ ભેદોને અવકાશ જ ન હોતો. 'ખાલસા' જાતિમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર, ધનાઢ્ય તથા ભિક્ષુક, વૃદ્ધ તથા યુવક અને શિક્ષિત તથા અશિક્ષિત સર્વે સમાન હતા, અભેદ હતા અને

બંધુ હતા; 'ખાલસા' સમાજમાં મનુષ્યમાત્રનો 'પહુલ'[1] અથવા 'અમૃતપાન'ના વિધિદ્વારા સ્વીકાર કરવામાં આવતો હતો અને એ માર્ગના અવલંબનથી દિવસાનુદિવસ 'ખાલસા' સંપ્રદાયની અધિકાધિક પ્રગતિ, ઉન્નતિ તથા વૃદ્ધિ થતી જતી હતી.

એ વેળાયે ગુરુ ગોવિન્દસિંહમાટે એક અત્યંત લાભકારિણી ઘટના એ પણ ઘટી કે ઔરંગજેબ દક્ષિણનાં કેટલાંક સ્વતંત્ર રાજ્યો અથવા સંસ્થાનોને જીતી લેવામાટે દક્ષિણમાં ચાલ્યો ગયો હતો અને ત્યાં વિગ્રહોમાં રોકાયલો હતો. ઔરંગજેબ પોતે જ દક્ષિણમાં ગયો હતો તેનું કારણ એ હતું કે તે પોતાના ગમે તેવા વિશ્વાસપાત્ર સેનાપતિમાં પણ સંપૂર્ણ વિશ્વાસ રાખતો ન હોતો અને અન્ય સમસ્ત અસાધારણ બુદ્ધિમાન્ પ્રભવેશ્વરો તથા અભિમાની પુરુષો પ્રમાણે તેની એવી જ માન્યતા થઈ ગઈ હતી કે: 'જો હું પોતે જ પ્રત્યેક કાર્યનું

---

૧ આ 'પહુલ' અથવા 'અમૃતપાન'નો સંસ્કાર અથવા વિધિ આવી રીતે કરવામાં આવે છે: 'ખાલસા' ધર્મને સ્વીકારવાની ઇચ્છા ધરાવનાર સિખ્ખ સ્નાન કરી પોતાનાં વસ્ત્રોને બદલી એ જ ઉદ્દેશથી ભરાયલી સિખ્ખસભાના મધ્યમાં આવીને વિરાજે છે; ત્યાર પછી પોતાના સદાચારોના પાલનમાટે વિખ્યાત થયેલો કોઇ પણ એક સિખ્ખ એક પાત્રમાં બેધારી કટારવડે શર્બત ઘોળવા માંડે છે અને તે સાથે ગ્રંથ સાહબના શબ્દનો જાપ પણ કરતો રહે છે. એ શર્બતમાંથી થોડુંક શર્બત તે ખાલસા થનાર સિખ્ખના કેશ તથા શરીરપર છાંટવામાં આવે છે અને થોડુંક શર્બત તેને પીવામાટે પણ આપવામાં આવે છે. એ પછી તે ખાલસા થનાર પાસે કેટલીક પ્રતિજ્ઞાઓ કરાવવામાં આવે છે કે જેમને 'સિખ્ખોની રહત' નામથી ઓળખવામાં આવે છે. એ શર્બતને 'અમૃત' કહેવામાં આવે છે અને એ અમૃતનું પાન કરનાર સિખ્ખ 'ખાલસા' ગુરુ ગોવિન્દસિંહનો નવીન પુત્ર અથવા અમર થઇ જાય છે એમ માનવામાં આવે છે. આ સંસ્કાર અથવા વિધિની સમાપ્તિ થયા પછી એ પ્રસંગે સર્વ એકત્ર થયેલા સિખ્ખોને કડા પ્રસાદ અથવા શીરો વહેંચવામાં આવે છે અને 'વાહ ગુરુજી ફતહ' તથા 'વાહ ગુરુકા ખાલસા' એ વાક્યોનો ગગનભેદક ગર્જનાના રૂપમાં અનેક વાર ઉચ્ચાર કરવામાં આવે છે. અત્યારના સમયમાં પણ આ સંસ્કાર અથવા વિધિનું સ્વરૂપ આવા જ પ્રકારનું છે.

નિરીક્ષણ નહિ કરતો રહું, તો મારું કોઇ પણ કાર્ય સિદ્ધ નહિ જ થાય.' આ કારણથી તેને ઘણાં વર્ષ સુધી રાજધાનીથી દૂર દક્ષિણ દેશમાં નિવાસ કરવો પડ્યો અને પંજાબ પ્રાંતને એવી અવસ્થામાં છોડી દેવો પડ્યો કે ત્યાં કોઇ પણ સાહસી પુરુષ ગમે તેવા પ્રકારની ભાંજઘડ કર્યાં કરે, તો તેને તેના એ કાર્યથી કોઇ અટકાવે તેમ ન હોતું. આવી રીતે મુગલિયા રાજ્યની અવ્યવસ્થા, ઔરંગજેબના પક્ષપાત તથા અત્યાચાર અને દક્ષિણ પ્રદેશમાંના યુદ્ધોના યોગે એક અત્યંત સુંદર અવસર ગુરુ ગોવિન્દસિંહજીના હસ્તમાં આવી ગયો અને તેઓ આવા અવસરની પ્રતીક્ષા કરતા બેસી રહેલા હોવાથી પોતાના ગુપ્તનિવાસને ત્યજીને પોતાના કુટુંબ સહિત પાછા આનંદપુરમાં આવી લાગ્યા.

———:o:———

## પ્રકરણ ૯ મું

## સિક્ખોની સત્વપરીક્ષા અને 'પંજ પ્યારે'

———:o:———

"There were no heroes, were there no martyrs!"

Bulwer Lytton. *The Last of the Barons (Adam Warner) BK. I. ch. V.*

હિન્દુજાતિમાં શક્તિની ઉપાસનાની પ્રથા અત્યંત પ્રાચીન કાળથી પ્રચલિત હોવાથી સિક્ખોને એક જ સર્વવ્યાપક તથા નિરાકાર પરમાત્મા કિંવા અકાલ પુરુષ વિના અન્ય કોઈ પણ દેવ દેવી તથા મનુષ્યની ઉપાસના તથા પૂજા કરવાની અનુજ્ઞા ન હોવા છતાં પણ સિક્ખો દેવી અથવા શક્તિની સત્તામાં કાંઇક શ્રદ્ધા અવશ્ય રાખતા હતા અને દેવીના આહ્વાનમાટે હવન તથા એવી જ અન્યાન્ય ક્રિયાઓની ફ્લોત્પાદકતામાં પણ તેમનો દૃઢ વિશ્વાસ હતો. ગુરુ ગોવિન્દસિંહનો પોતાનો એક અજરામર તથા સત્ય પરમાત્મા વિના અન્ય કોઇ પણ દેવ તથા દેવીમાં વિશ્વાસ ન હોવા છતાં પણ શક્તિ નામક મહાદેવીના સાક્ષાત્કારના સ્પષ્ટ ઉદ્દેશથી, આનંદપુરમાં આવ્યા પછી અલ્પ સમયમાં જ, દેવીના એક મહાયજ્ઞનો તેમણે બહુ જ ધામધૂમથી આરંભ કરાવ્યો. આનંદપુરથી સાત ગાઉના અંતરે એક પર્વત ઉપર

આવેલા નયનાદેવીના મંદિર સમક્ષ એક વિશાળ મંડપ ઊભો કરાવીને અને તેના મધ્યમાં યજ્ઞકુંડ નિર્માણ કરાવીને એ યજ્ઞનો આરંભ કરવામાં આવ્યો હતો, ગુરુ ગોવિન્દસિંહજી ત્યાં પોતાના પરિવાર સહિત આવી તંબૂઓ ઊભા કરાવીને તેમાં વસતા હતા અને ગુરુના આમંત્રણને માન આપી સહસ્રાવધિ સિખ્ખો ત્યાં આવીને એકત્ર થઇ ગયા હતા. એ યજ્ઞનો દુર્ગાષ્ટમીથી એક માસ પૂર્વે આરંભ કરવામાં આવ્યો હતો અને દુર્ગાષ્ટમીને દિવસે પ્રધાન યાજ્ઞિકના કથન અનુસાર શ્રી દુર્ગાદેવી સાક્ષાત્ પ્રકટ થઇને વરદાન આપવાની હોવાથી દેવીના સાક્ષાત્કાર પછી યજ્ઞની પૂર્ણાહુતિ થવાની હતી.એ યજ્ઞમાં બે લાખ રૂપિયા જેટલા ધનનો વ્યય કરવામાં આવ્યો હતો. અંતે દુર્ગાષ્ટમી અથવા કાર્તિક માસની શુકલા અષ્ટમીનો દિવસ આવી લાગ્યો એટલે ગુરુ ગોવિન્દસિંજીએ મુખ્ય યાજ્ઞિકને પોતાપાસે બોલાવીને જિજ્ઞાસા દર્શાવી કેઃ—

"આજનો દિવસ તે દુર્ગાષ્ટમીનો દિવસ હોવાથી શ્રી દુર્ગાદેવી કઇ વેળાયે પ્રકટ થઇને દર્શન આપશે ?"

એના ઉત્તરમાં મુખ્ય યાજ્ઞિકે વિનયપૂર્વક જણાવ્યું કેઃ "મહાનુભાવ, શ્રી દુર્ગાદેવી ત્યારે જ પ્રકટ થઇને આપને દર્શન તથા વરદાન આપશે કે જયારે કોઇ કુલીન, ધર્માત્મા તથા પવિત્ર મનુષ્ય પોતાની ઇચ્છાથી જ યજ્ઞવેદી ઉપર પોતાના જીવનનું બલિદાન આપીને પોતાના મસ્તકને અગ્નિનારાયણના મુખમાં સમર્પી દેશે. માનવબલિ આપ્યા વિના દેવીના સાક્ષાત્કારની આશા રાખવી વ્યર્થ છે."

પ્રધાન યાજ્ઞિકના આ ઉત્તરના શ્રવણથી ગુરુ ગોવિન્દસિંહ જાણે અત્યંત પ્રસન્ન થયા હોય તેવા દેખાવા લાગ્યા અને ત્યાર પછી તેમણે હસિત વદનથી તે પ્રધાન યાજ્ઞિકને સંબોધીને કહ્યું કેઃ "પૂજ્ય ભૂદેવ, જો એમ જ હોય, તો તમારા જેવો અન્ય કોઇ પણ કુલીન ધર્માત્મા તથા પવિત્ર પુરુષ મળી શકે તેમ ન હોવાથી તમો જ હિન્દુજાતિના કલ્યાણમાટે આ યજ્ઞવેદીપર જીવનબલિદાન આપી દો અને તમારા મસ્તકને અગ્નિનારાયણના મુખમાં સમર્પી દો; કારણ કે, એથી હિન્દુજાતિનું કલ્યાણ થવા સાથે તમારા પોતાના અવતારની પણ સાર્થકતા થઇ જશે."

પ્રધાન યાજ્ઞિકનો એવો આશય હતો કેઃ 'આપણે માનવબલિની વાત કરીશું અને કોઇ મનુષ્ય પોતાનું મસ્તક આપવાને તૈયાર નહિ થાય એટલે માનવબલિ ન આપવાથી જ દેવી પ્રકટ ન થયાં એમ કહીને આપણે છૂટી જઇશું;' પણ આ તો તેના કથનનું વિપરીત પરિણામ થયું અને તેના શિરપર જ મૃત્યુનો પ્રસંગ આવીને ઊભો રહ્યો; કારણ કે, ગુરુ ગોવિન્દસિંહે, જાણે તેઓ તેનો શિરચ્છેદ કરવાને જ તૈયાર થઇ ગયા હોયની! એમ દેખાડવામાટે પોતાની તલ્વારને પણ મ્યાનમાંથી બહાર કાઢી લીધી હતી. આવા પ્રકારની સર્વથા વિઘાતક પરિસ્થિતિને જોઇને પોતાના જીવનને સુરક્ષિત રાખવામાટે સ્નાન કરી આવવાના નિમિત્તથી તે પ્રધાન યાજ્ઞિક યજ્ઞમંડપમાંથી જે ચાલ્યો ગયો તે પાછો આવ્યો જ નહિ. ગુરુ ગોવિન્દસિંહ તે પાછો નથી આવવાનો એ વાર્તાને સારી રીતે જાણતા હોવાથી અને તેમનો તેની હત્યા કરી નાખવાનો પ્રથમથી જ આશય ન હોવાથી તેમણે તેને શોધવાનો પ્રયત્ન ન કર્યો; પરંતુ સર્વ સામગ્રી યજ્ઞકુંડમાં નાખી દઇને જે તલ્વારને તેમણે પ્રધાન યાજ્ઞિકને ભયભીત કરવામાટે મ્યાનમાંથી બહાર કાઢી લીધી હતી તે ચમકતી તલ્વારને હાથમાં રાખીને તેઓ યજ્ઞમંડપમાંથી બહાર નીકળી આવ્યા અને બાહ્યભાગમાં વિરાજેલા અથવા દેવીના દર્શનની પ્રતીક્ષા કરી રહેલા પ્રચંડ સિખ્ખસમુદાય સમક્ષ આવીને ઊભા રહ્યા. તેમને જોતાં જ સિખ્ખોએ 'વાહ ગુરુજી ફતહ'ના ભીષણ નાદથી ત્યાંના નિર્જન પ્રદેશ તથા વાતાવરણને નિનાદિત કરી દીધાં. ગુરુ ગોવિન્દસિંહજી તેમને સંબોધીને ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યા કેઃ–

"મારા બંધુજનો, સત્ય શ્રી અકાલ પુરુષની પ્રેરણા તથા હિન્દુજાતિના પુણ્યબળથી શ્રી દુર્ગાદેવીના કૃપાપ્રસાદ તથા સાક્ષાત્કારની પ્રાપ્તિમાટે જે યજ્ઞનો મારા હસ્તથી આરંભ કરવામાં આવ્યો હતો તે યજ્ઞની આજે પૂર્ણાહુતિ થવાની હોવાથી દુર્ગા માતાએ મારી પાસેથી એક ભેટ માગી છે કે જે ભેટ લેને આપ્યા વિના આ યજ્ઞની પૂર્ણાહુતિ કોઈ પણ રીતે થઇ શકે તેમ નથી. એ ભેટ આપવાની શક્તિ મારામાં ન હોવાથી હું તમારી પાસેથી એ ભેટની ભિક્ષા માગવાને આવ્યો છું."

"આપની આજ્ઞાથી અમો અમારું સર્વસ્વ સમર્પી દેવાને તૈયાર છીએ." સર્વ સિખ્ખોએ આજ્ઞાપાલન વિષયક તત્પરતા દર્શાવી.

"જો એમ જ હોય, તો દુર્ગામાતા માનવબલિદાન માગતી હોવાથી જે પોતાના મસ્તકને કપાવવામાટે તૈયાર હોય તે સિખ્ખ મારી પાસે ચાલ્યો આવે અને આ તલ્વારથી પોતાનો શિરચ્છેદ કરાવીને પોતાના અવતારની સાર્થકતા કરી લે." ગુરુ ગોવિન્દસિંહે એક સિખ્ખના મસ્તકની યાચના કરતાં આ શબ્દો અત્યંત ગંભીરતાથી ઉચ્ચાર્યા.

એકત્ર થયેલા સિખ્ખસમાજમાં ભય, મૌન તથા નિસ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો અને બે ચાર પળ પર્યન્ત કોઇ પણ સિખ્ખ ઊઠીને આગળ ન આવ્યો એટલે ગુરુજીએ કહ્યું કે: "શું, ત્યારે ગુરુના સિખ્ખોમાં એવો એક પણ સિખ્ખ નથી કે જે ધર્મના કાર્યમાં પોતાના જીવનનું બલિદાન આપવાને નિર્ભયતાથી કટિબદ્ધ થઇ જાય? સિખ્ખોને ધર્મ કરતાં પોતાના પ્રાણ અધિક પ્રિય છે અને સિખ્ખોમાં સર્વ નામધારી પુરુષો જ એકત્ર થયા છે?"

"નહિ, ગુરુદેવ." ગુરુનાં આ વચનો સાંભળી દયારામ નામક એક ક્ષત્રિયજાતિભૂષણ સિખ્ખ આગળ વધી આવીને કહેવા લાગ્યો: "અન્ય કોઇ પણ સિખ્ખ પોતાનો શિરચ્છેદ કરાવવામાટે આગળ આવે છે કે કેમ એની હું વાટ જોતો હતો અને તેથી જ કાંઇ બોલ્યો ન હોતો. સિખ્ખસમાજમાં નામધારી નહિ, પણ આ સેવક જેવા અનેક આત્મસમર્પક સિખ્ખો વિદ્યમાન છે. દેવીના સંતોષમાટે આ મસ્તક તૈયાર છે."

ગુરુ ગોવિન્દસિંહજી તે દયારામ નામક ક્ષત્રિય સિખ્ખને પોતાના તંબૂમાં લઇ ગયા અને તેને ત્યાં બેસાડી દઇ ત્યાં બાંધેલા એક બકરાનો શિરચ્છેદ કરી તેના રક્તથી પોતાની તલ્વારને રંજિત કરીને પાછા તંબૂમાંથી બહાર નીકળી આવ્યા. પોતાની તે રક્તરંજિત તલ્વારને હવામાં ફેરવીને તેમણે પુનઃ ભીષણ સ્વર તથા આરક્ત નયનોથી પડકાર કર્યો કે:-

"દેવી એક મનુષ્યના રક્તપાનથી તૃપ્ત ન થતાં અન્ય ચાર મનુષ્યોનાં બલિદાન માગી રહી છે."

ગુરુનો આ પડકાર સાંભળતાં જ પ્રથમ એક, પછી બીજો, પછી ત્રીજો અને પછી ચોથો એવી રીતે તત્કાળ ચાર સિખ્ખો ગુરુદેવ સમક્ષ આવી મસ્તક નમાવીને ઊભા રહ્યા અને ગુરુદેવની આજ્ઞાથી પોતાનાં મસ્તકો કપાવવાને તૈયાર થઈ ગયા. આ ચાર સિખ્ખોનાં નામ અનુક્રમે ધર્મસિંહ, હિમ્મતસિંહ, મોહકમસિંહ તથા સાહબસિંહ હતાં. ધર્મસિંહ જાતિનો જાટ હતો, હિમ્મતસિંહ જાતિનો કહાર હતો, મોહકમસિંહ જાતિનો રંગરેજ (રંગારો) હતો અને સાહબ-સિંહ જાતિનો નાપિત અથવા હજામ હતો. તેમને પણ ગુરુજી તંબૂમાં લઇ ગયા અને તેમની ગુરુવિક્રાંત ભક્તિ તથા તેમના અપૂર્વ આત્મ-ત્યાગની પ્રશંસા કરીને તેમને સહસ્રાવધિ ધન્યવાદ આપવા લાગ્યા. થોડી વારમાં જ ગુરુ ગોવિન્દસિંહજી તે પાંચે સિખ્ખોને જીવતા જાગતા અને હસતા રમતા પોતાના તંબૂમાંથી બહાર લઈ આવ્યા અને તેમને જીવિત જોઇને અન્ય સિખ્ખો આશ્ચર્યથી દિઙ્મૂઢ તથા સ્તંભિત થઈ ગયા; માત્ર એટલું જ નહિ, પણ પોતાની કાયરતાથી લજ્જિત થઈ ગયા અને પોતાના ગુરુ તથા નેતાનાં ચરણોમાં પોતાનાં મસ્ત-કોને ન સમર્પી દેવામાટે તેમના હૃદયમાં અતિશય પશ્ચાત્તાપયુક્ત શોક થવા લાગ્યો. માનવસ્વભાવના પૂર્ણ પરીક્ષક ગુરુ ગોવિન્દસિંહજી પોતાના સિખ્ખોના એ શોક તથા પશ્ચાત્તાપને જાણી ગયા અને તેથી તેમના ઉત્સાહને અવિચલ રાખવામાટે કહેવા લાગ્યા કે:—

"મારા વીર સિખ્ખો, આ સર્વે રચના મેં તમારા સત્વની પરીક્ષામાટે જ કરી હતી. પંજાબની હિન્દુજાતિમાં પોતાના ધર્મ-માટે પોતાના જીવનનું આનંદથી બલિદાન આપનાર આજે મારા 'પાંચ પ્યારા' નીકળ્યા, છે, તો આવતી કાલે પાંચ હજાર અને પરમ દિવસે પાંચ લાખ પણ નીકળી આવશે. આત્મસમર્પણના પાઠો આવી રીતે જ શીખી શકાય છે. ખાલસાઓમાં આવા આત્મ-સમર્પક વીર પુરુષો વિદ્યમાન હોવાથી હવે ખાલસા ખડ્ગના વિજયમાં કોઇ પણ પ્રકારનો સંદેહ રહ્યો જ નથી. ગુરુ નાનકદેવજીની પરીક્ષામાં

એકલા ગુરુ અંગદજી[1] જ ઉત્તીર્ણ થયા હતા અને મારી આજની મહાકઠિન પરીક્ષામાં એકસમયાવચ્છેદે પાંચ વીર પુરુષો ઉત્તીર્ણ થયેલા હોવાથી જેવી રીતે ગુરુ નાનકદેવે પોતાના ઉદ્દેશના ઉત્તરાધિકારી તરીકે ગુરુ અંગદજીને નિયત કર્યા હતા તેવી જ રીતે આ મારા પાંચ પ્યારાઓ સાથે તમો સર્વને મારા ઉદ્દેશના ઉત્તરાધિકારી તરીકે નિયત કરવાનો મારો મનોભાવ છે અને મારા તે મનોભાવને આજે તથા અત્યારે જ પૂર્ણ કરવાની મારી ઇચ્છા છે; કારણ કે, એને જ હું દેવીના યજ્ઞની વાસ્તવિક પૂર્ણાહુતિ માનું છું." આ પ્રમાણે બોલીને ગુરુજીએ પોતાના અનુચરને નિર્મલ જલનો એક કલશ ભરી લાવવાની આજ્ઞા આપી દીધી.

અનુચર કલશમાં જલ ભરી લાવ્યો એટલે ગુરુએ તેમાંના જલને એક લોહપાત્રમાં નખાવીને તેમાં દશ શેર જેટલા પતાસાં નખાવી દીધાં અને ત્યાર પછી ગુરુ નાનકદેવ, ગુરુ અમરદાસજી તથા પોતાની રચેલી વાણીના જાપ સહિત તેઓ પોતાના એક ફોલાદી ખડ્ગને તે લોહપાત્રમાં ફેરવવા લાગ્યા. ગુરુજીની આ ક્રિયા તે તે

---

૧ ગુરુ અંગદજીનું નામ પૂર્વે લહણા હતું, તેઓ ખત્રી જાતિના હતા અને ગુરુ નાનકદેવના એક પરમગુરુભક્ત શિષ્ય હતા. 'પંથપ્રકાશ' તથા અન્ય ગ્રંથોમાં લહણાની ગુરુભક્તિની અનેક કથાઓ કથાયલી છે. તેઓ ગુરુ નાનકદેવની આજ્ઞાથી એક વાર એક પ્યાલો કાઢવામાટે કાદવથી ભરેલા તળાવમાં કૂદી પડ્યા હતા, એક વાર ગુરુની આજ્ઞાથી એક મૃત શરીરને ખાઈ જવામાટે તૈયાર થયા હતા અને ગુરુ નાનકદેવના કૃત્રિમ પાગલપણાના સમયમાં જ્યારે તેમના પુત્રો સુદ્ધાંએ પણ તેમને તજી દીધા હતા ત્યારે પણ ભાઈ લહણા તો ગુરુદેવની સેવામાં જ તલ્લીન રહ્યા હતા. તેમની આવી અવિચલ તથા ગુરુતમ ગુરુભક્તિને જોઇને પોતાના પુત્રને પોતાના ઉત્તરાધિકારી તરીકે નિયત ન કરતાં ગુરુ નાનકદેવે એ લહણાને જ અંગદ નામ આપીને પોતાની ગુરુપદવીના ઉત્તરાધિકારી તરીકે નિયત કર્યાં હતા અને તેથી એ ભાઈ લહણા જ શિખોના દ્વિતીય ગુરુ તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ગુરુમુખીના ઉત્પાદક અને 'ગુરુ નાનકજીની જન્મસાખી'(ચરિત્ર)ના રચયિતા એજ ગુરુ હતા. તેઓ ઇ. સ. ૧૫૯૬ માં ગુરુ પદવીપર આવ્યા હતા અને ઇ. સ. ૧૬૦૯ માં પરલોકવાસી થયા હતા.

પંજ પ્યારા



"અત્યારે દેવીનું આગમન ખાલસાના અવશ્યંભાવી વિજયને દર્શાવી રહ્યું છે;............................" પૃષ્ઠ ૧૧૯

જલને ગુરુમંત્રદ્વારા પવિત્રતા સમર્પવાની જ ક્રિયા હતી એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ. ગુરુજી આવી રીતે 'અમૃત' ઘૂંટી રહ્યા હતા એટલામાં તેમનાં ધર્મપત્ની અથવા ગૃહલક્ષ્મી શ્રી જેતોજી બા સાહબ પંચવિધ મિષ્ટાન્નથી ભરેલા થાળને લઇને અચાનક તંબૂમાંથી બહાર નીકળી આવ્યાં; કારણ કે, તેમની એવી માન્યતા હતી કે: 'ભોજનનો સમય થયેલો હોવાથી ગુરુદેવ પોતાના બીજા તંબૂમાં વિરાજેલા હશે ત્યાં જ થાળ પહોંચાડી દઉં, અને પછી અન્ય સર્વને જમવામાટે બેસાડું.' પરંતુ ગુરુદેવે આવા શુભ પ્રસંગે અચાનક અન્નનો થાળ આવી લાગવાની ઘટનાને એક અત્યંત શુભ ચિહ્ન માની લીધું અને તેમના મુખમાંથી એવા ઉદ્ગાર નીકળી ગયા કે: "અત્યારે દેવીનું આગમન ખાલસાના અવશ્યંભાવી વિજયને દર્શાવી રહ્યું છે; કારણ કે, દેવી અત્યારે સગર્ભા હોવાથી ખાલસાની સર્વ આશાઓ પૂરી પણ થશે અને ખાલસાનાં ગૃહોમાં સંતાનોની પણ નિરંતર અભિવૃદ્ધિ થતી રહેશે." આ ઉદ્ગારો કાઢીને ગુરુજીએ તે થાળને ત્યાં જ રાખવાની પોતાનાં પત્નીશ્રીને આજ્ઞા આપી દીધી અને શ્રી જેતોજી બા સાહબ થાળને ત્યાં જ રાખી હૃદયમાં પોતાના પતિદેવ તથા ખાલસા સમાજનું અભીષ્ટ ચિંતીને ત્યાંથી પોતાના તંબૂમાં ચાલ્યાં ગયાં. શ્રી જેતોજીના જવા પછી ગુરુજી સિખોના સમુદાયને સંબોધીને શાંત તથા ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યા કે:—

"બંધુઓ, આ દેવીખડ્ગના સ્પર્શ તથા જપજીના પ્રભાવથી પવિત્રતાને પ્રાપ્ત થયેલું 'અમૃત' તૈયાર થઈ ગયું છે. આ 'અમૃત'નું શ્રદ્ધાપૂર્વક પાન કરનાર દેવોના સેનાધ્યક્ષ સ્કંદ સમાન રણશૂર, અજરામર તથા અજેય થઈ જાય છે અને કોઇ પણ શત્રુ તેનો પરાજય નથી કરી શકતો; માત્ર એટલું જ નહિ, પણ આ 'અમૃત' ઉચ્ચતા તથા નીચતાના મિથ્યા તથા કાલ્પનિક ભેદભાવના દુર્ગને ધરાશાયી કરી નાખીને સર્વને એકતા તથા અભેદભાવના સૂત્રમાં આબદ્ધ કરી દે છે અને અદ્દભુત સંગઠનની સ્થાપના કરે છે. મારા પાંચ પ્યારાઓ, તમો ક્ષત્રિય, કહાર, જાટ, રંગરેજ અને હજામ

આદિક ભેદોને ભૂલી જાઓ અને આપણા ધર્મવિધિથી દીક્ષિત થઇને એક જ ક્ષાત્રધર્મમાં સંમિલિત થઇ જાઓ."

આ પ્રમાણે કહીને ગુરુજીએ પ્રથમ તે પાંચ પ્યારાઓ ઉપર અમૃતના પાંચ પાંચ છાંટા નાખ્યા, તેમને પાંચ વાર અમૃતનું આચમન કરાવ્યું અને પછી તે અમૃતપાત્રમાં જ તેમને સાથે બેસાડીને કડા પ્રસાદ ખવડાવ્યો. ગુરુ આટલું કરીને જ ન અટક્યા, કિંતુ સાર્વજનિક સમતાના સંબંધમાં તેમના વિચારો બહુ જ ઉન્નત તથા ઉદાર હોવાથી તેમની એવી દૃઢ માન્યતા થયેલી હતી કે: 'જ્યાં લગી અમુક એક વ્યક્તિને તેના અનુયાયી જનો પોતાના નેતા તરીકે સર્વાનુમતિથી ચૂંટી ન કાઢે ત્યાં લગી કોઇ પણ પુરુષ નેતૃત્વને પ્રાપ્ત કરી શકતો જ નથી,' અને પોતાની એ માન્યતાને વ્યવહારમાં યોજી દેખાડવામાટે જ્યારે તેમણે પોતાના પાંચ પ્યારાઓને ખાલસાધર્મની દીક્ષા આપવાના કાર્યને સમાપ્ત કરી દીધું એટલે પછી તેમના હસ્તથી નવીન અમૃત તૈયાર કરાવીને પોતે તેમના હસ્તથી દીક્ષા લીધી, જે પ્રતિજ્ઞાઓ તેમની પાસે લેવડાવી હતી તે પોતે પણ કરી લીધી અને તે પાંચ પ્યારાઓને જે જે અધિકારો આપવામાં આવ્યા હતા તે અધિકારોથી વિશેષ પોતાનો ગુરુ તરીકેનો એક પણ અધિકાર તેમણે ન રાખ્યો. દીક્ષિત કરવાના અને દીક્ષિત થવાના આ વિધિની સમાપ્તિ થતાં ગુરુ ગોવિન્દસિંહજી અત્યંત ઓજસ્વિની વાણીથી સિખ્ખસમાજને ઉપદેશ આપતા કહેવા લાગ્યા કે:—

"આજથી આ 'પહુલ' અથવા અમૃતપાનનો વિધિ તે ખાલસાધર્મનો નિશ્ચિત વિધિ થયેલો હોવાથી જે કોઇને પણ ખાલસાધર્મની દીક્ષા લેવી હોય તેણે પાંચ ખાલસાઓ સાથે મળીને અમૃતપાન કરવું; અમૃતપાન કર્યા પછી પોતાના નામ સાથે જોડાયલા દાસ, ચરણ, રામ આદિક શબ્દોને કાઢી નાખીને 'સિંહ' શબ્દ જોડી દેવો; જ્યાં પાંચ સિખ્ખો હોય ત્યાં સંપૂર્ણ ખાલસાની વિદ્યમાનતા માનવી; પ્રત્યેક સિંહ અથવા ખાલસાએ શિરપર કેશ, હાથમાં કડાં, કેશમાં કંઘા (કાંસકી); કચ્છો તથા કટાર એ પાંચ કકારોને રાખવા જ જોઇએ અને પાંચ કકારોનો જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત ત્યાગ ન

વો જોઇએ; સર્વ સિંહો અથવા ખાલસા, બંધુ હોવાથી તેમનામાં
તિભેદનો અંશમાત્ર પણ ન રહેવો જોઇએ; સર્વ સિંહો કીર્તિનાશ,
નાશ, ધર્મનાશ તથા કર્મનાશ હોવા જોઇએ; સિંહો પોતાની શક્તિનો
હમાં વ્યય કરનારા તથા રણવિલાસી હોવા જોઇએ; યુદ્ધમાં વીરગતિને
મ કરનાર સિંહ અથવા સિખ્ખની ઉત્તમ ગતિ થાય છે એવો
ખ્ખોનો દૃઢ વિશ્વાસ હોવો જોઇએ; યજ્ઞોપવીતને ધારણ કરવું એ
ખ્ખોનો ધર્મ નથી; સિખ્ખોએ ખાલસાધર્મથી જ મુક્તિને મેળવ-
ની છે; તમારે અત્યારના હિન્દુઓની સામાન્ય રૂઢિઓને ત્યજી
ાની છે, પણ હિન્દુઓને પોતાના બંધુ માનીને હિન્દુજાતિનું નિરંતર
ણ કરવાનું છે, એ વાર્તાને કદાપિ ભુલી જશો નહિ; કારણ કે
ોને ખાલસાધર્મની દીક્ષા કેવળ હિન્દુધર્મ તથા હિન્દુજાતિના રક્ષણ-
ટે જ આપવામાં આવી છે; વિધર્મી યવનકુલનો વિનાશ, વિધ્વંસ
ા મૂલોચ્છેદ કરવો એજ સિખ્ખો અથવા હિન્દુ સિંહોનો પરમ-
ર્મ છે એ વાર્તાને નિદ્રિતાવસ્થામાં પણ ન ભૂલશો; એક જ અકાલ
રૂપ અથવા પરમાત્મા વિના અન્ય કોઇ પણ દેવ દેવી કિંવા મનુષ્યની
પાસના કરશો નહિ; કોઇ પણ મનુષ્યનાં ચરણોમાં મસ્તક
માવશો નહિ; ગુરુ નાનકદેવને જ પોતાના મોક્ષમાર્ગના પ્રદર્શક
ાનીને તેમના ગ્રંથ સાહબની જ પૂજા કરતા રહેજો; અમૃતસર
સિખ્ખોનું તીર્થક્ષેત્ર હોવાથી અન્ય તીર્થક્ષેત્રોના મોહને ત્યજી દઇને
મૃતસરમાં જ કોઇ કોઇ વાર સ્નાન કરી આવજો એટલે તમારાં
ર્વ પાપો બળીને ભસ્મીભૂત થઇ જશે; 'વાહ ગુરુની ફતહ' અને
વાહ ગુરુનો ખાલસા' એ જ તમારો મૂલમંત્ર હોવાથી એને જ તમારી
યુગર્જના માનજો એટલે વિજય તમારો છે. તંબાકૂને કદાપિ
પર્શ પણ ન કરશો; અત્યાચારીનું દમન તથા નિર્બળનું રક્ષણ કર-
ામાં નિરંતર કટિબદ્ધ રહેજો; જુગાર મહાવિઘાતક હોવાથી જુગાર-
ા નામમાત્રને પણ ન ઉચ્ચારશો; ગુરુ તથા સિખ્ખ એકાત્મા તથા
એકશરીર હોવાથી પટના તથા આનંદપુરને જ પોતાનું જન્મસ્થાન
ાનજો અને સત્યના માર્ગથી કદાપિ ભ્રષ્ટ ન થશો. મારા સિંહ
સિખ્ખો, સનાતન ધર્મ યુગાનુવર્તી હોવાથી અને અત્યારનો યુગ તે

યુદ્ધયુગ તથા લોહયુગ હોવાથી લેખિની તથા હળનો પરિત્યાગ કરીને હસ્તમાં ખડ્ગને ધારણ કરી લ્યો અને ખડ્ગને જ આ સંસારમાંના પોતાના પ્રધાન ઉપકરણ તરીકે સ્વીકારી લ્યો. શત્રુઓના પ્રતિ, પછી તે શત્રુઓ મુસલમાન હોય કે હિન્દુ હોય, તમારાં આક્રમણો-માટે જ સૃજાયલા છે એમ માનીને ખડ્ગના ઉપયોગ દ્વારા તે પ્રતિ પર આક્રમણ કરીને જાતીય માન, બલ, સમૃદ્ધિ તથા સ્વતંત્રતાના માર્ગને પોતાની પ્રગતિમાટે પ્રશસ્ત કરતા રહો; કારણ કે, લુટારા-ઓને લૂટી લેવાની અને પરપીડકોને પીડવાની આપણાં ધર્મશાસ્ત્રોએ પણ આપણને સ્પષ્ટ આજ્ઞા આપી દીધી છે અને તે આજ્ઞા અનુસાર વર્તવું એ આપણું પરમકર્તવ્ય છે; એ આજ્ઞાનો અનાદર કરવો અને કુપાત્ર પ્રતિ દયા દર્શાવવી એ જ મહાપાપ છે. એથી વિરુદ્ધ વિધર્મી પણ જો સદાચારી તથા દયાલુ હોય અને પરપીડક ન હોય તો તેનો કદાપિ ઘાત ન કરવો અને કોઈ પ્રસંગે તેના રક્ષણમાટે પણ પોતાના પ્રાણ સમર્પી દેવા, એ પણ તમારું કર્તવ્ય છે એ તમારે નિરંતર અવિચલ ભાવથી સ્મરણમાં રાખી લેવાનું છે કે જેથી તમો કદાપિ કર્તવ્યપથથી ભ્રષ્ટ ન થાઓ; કારણ કે, આપણો વિરોધ કોઈ પણ એક વિશિષ્ટ ધર્મ અથવા વ્યક્તિ સાથે નથી, કિન્તુ ધાર્મિક તથા અન્ય પ્રકારના અત્યાચારો સાથે જ આપણો વિરોધ હોવાથી જે ધર્મ તથા વ્યક્તિ આપણાપર અત્યાચાર કરવાને જ પોતાનું પરમ-કર્તવ્ય માનતાં હોય, તે ધર્મ તથા તે વ્યક્તિનો તો ધર્મરક્ષા, જાતિ-રક્ષા તથા આત્મરક્ષામાટે આપણે અવશ્ય પ્રતિકાર તથા વિનાશ કરવો જ જોઈએ. એક બીજી વાત અને તે એ કે 'ખાલસા' સંપ્ર-દાયમાં વર્ણભેદ તથા જાતિભેદ વિના સર્વ હિન્દુઓને 'પહુલ' વિધિ-દ્વારા 'ખાલસા' તરીકે સ્વીકારી લેવાનો નિયમ હોવા છતાં પ્રત્યેક નિયમનો જેવી રીતે એક અપવાદ અવશ્ય હોય છે તેવી રીતે આ નિયમના અપવાદરૂપે ધર્મશાળાઓના પ્રબંધકર્તાઓને, ધીરમલ્લ તથા રામરાયના શિષ્યો અથવા અનુયાયીઓને તેમ જ કેવળ અહિંસા-

વ્રતના પાલક જૈનધર્મના અનુયાયી સરાવગીઓ—શ્રાવકો[1] ને 'ખાલસા' સંપ્રદાયમાં સ્વીકારવાનો નિષેધ કરવામાં આવે છે એ પણ તમારે અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે. મારા પ્રિય સિખ્ખો, તમારો જન્મ દુઃખી જનોનાં દુઃખોને દૂર કરવામાટે અને ધર્મ, જાતિ તથા દેશની રક્ષામાટે જ થયેલો છે એમ માનીને મિથ્યા આડંબર, છળકપટ, છિદ્રાન્વેષણ, પરનિન્દા તથા સ્તુતિપ્રિયતા આદિ દુર્ગુણોથી સર્વથા અલિપ્ત રહેજો અને સ્વીકૃત કાર્યને સિદ્ધ કર્યાં વિના કદાપિ ન જંપશો. ભાઇઓ, તમો મારા સિખ્ખ નહિ, પણ મિત્ર અથવા બંધુ જ છો; કારણ કે, મનુષ્ય મનુષ્યમાં ગુરુ તથા શિષ્યનો ભેદ હોઇ શકતો જ નથી; સૃષ્ટિના આરંભકાળથી મનુષ્યમાત્રનો એકમાત્ર મહાગુરુ તે અકાલ પુરુષ હોવાથી આપણે સર્વ તેના જ શિષ્યો છીએ અને ગુરુબંધુ છીએ. તમો પણ અન્ય જનોને પોતાના શિષ્ય માનીને નહિ, પણ બંધુ માનીને જ મારા આ ઉપદેશો સંભળાવતા રહેશો અને વિઘાતક ઉચ્ચતા તથા નીચતાના ભાવને હૃદયમાં કદાપિ સ્થાન ન આપશો; તો વિજય સદાસર્વદા તમારો અને તમારો જ છે."

ગુરુ ગોવિન્દસિંહજીએ આ પ્રભાવોત્પાદક વ્યાખ્યાનામૃતની ધારાને વહાવીને પોતાના ખડ્ગને મ્યાનમાંથી બહાર ખેંચી લીધું અને તે ખડ્ગ નામક દેવીની સ્તુતિ કરતા તેઓ આ વીરતાવર્ધક કાવ્યને ઉચ્ચારવા લાગ્યાઃ—

"ખગ ખંડ વિહંડમ્, ખલદલખંડમ,
અટર ન મંડમ્, વર ભંડમ્;

---

૧ ગુરુ ગોવિન્દસિંહજીનો ધર્મ શસ્રાત્મક તથા આવશ્યક હિંસાત્મક હોવાથી અહિંસાત્મક જૈનધર્મના અનુયાયીઓને 'ખાલસા' સંપ્રદાયમાં સ્વીકારવાથી તેમની અહિંસાવૃત્તિ તેમને કર્તવ્યના માર્ગમાં આગળ વધતી અટકાવી દે, તો કદાચિત્ કોઈ વાર તેનું વિઘાતક પરિણામ થઈ જાય એટલા-માટે જ ગુરુ ગોવિન્દસિંહજીએ 'ખાલસા' સંપ્રદાયમાં જૈનધર્માવલંબી શ્રાવકોના સ્વીકારનો નિષેધ કર્યો હતો એટલે એથી કોઇએ એમ માની લેવાનું કાંઈ પણ કારણ નથી કે તેઓ જૈનધર્મના તથા જૈનધર્માવલંબી શ્રાવકોના વિરોધી હતા. તેઓ કોઈપણ ધર્મના વિરોધી ન હોતા, તો પછી જૈન ધર્મ જેવા અહિંસાપ્રધાન ઉત્તમ ધર્મના વિરોધી તે ક્યાંથી જ હોય?

ભુજદંડ અખંડમ્, તેજ પ્રચંડમ્,
જ્યોતિ અમંડમ્, ભાનુપ્રભામ્;
સુખસન્તાકરણમ્, કિલવિખહરણમ્,
દુર્મતિદલનમ્, અતિશરણમ્;
જયજય જગકારણ, સૃષ્ટિઉભારણ,
મમ પ્રતિપાલન, જય તેગમ્!"[1]

આવી રીતે ખડ્ગની સ્તુતિ કરીને ગુરુજીએ અત્યંત ગંભીરતાથી સિખ્ખોને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે:—

"જેને ભિન્ન ભિન્ન નામોથી ઓળખવામાં આવે છે તે ખડ્ગ, કૃપાણ, તલ્વાર અથવા તેગ આર્યજાતિરક્ષિકા આદ્યા મહાશક્તિ અથવા મહાદેવી હોવાથી જે સિખ્ખો નિરંતર ખડ્ગની પૂજામાં જ નિમગ્ન રહ્યા કરશે તેમને અન્ય કોઈ પણ પ્રકારના ધાર્મિક સંસ્કાર અથવા વિધિ તેમ જ પૂજા પાઠ આદિક કરવાની આવશ્યકતા છે જ નહિ; કારણ કે, ખડ્ગની પૂજા તથા ઉપાસનામાં અન્ય સર્વ ધાર્મિક સંસ્કારો. પૂજા તથા ઉપાસના આદિકનો સમાવેશ થઇ જાય છે.[2]

---

૧ આ કાવ્યમાં ગુરુજીએ ખડ્ગનું આહ્વાન કરીને ખડ્ગપૂજનના મહત્ત્વને દર્શાવેલું છે, અને આ ચાર ચરણ તેમના પોતાના રચેલા 'વિચિત્ર નાટક' નામક ગ્રંથમાંથી જ લેવામાં આવ્યાં છે. અમારી એવી દૃઢ માન્યતા છે કે ખડ્ગની સ્તુતિમાં રચાયલાં આવાં સુંદરતમ ચાર કાવ્યચરણો સંસારના કોઇપણ દેશના સાહિત્યમાં ભાગ્યે જ મળી શકે તેમ છે. વળી એમાં વિશેષતા એ પણ છે કે આ કાવ્યમાં અધિકતર સંસ્કૃત ભાષાનાજ શબ્દો યોજાયલા છે ને તેથી આ કાવ્યના આશયને ભારતવર્ષના સર્વ પ્રાન્તોના નિવાસી હિન્દુઓ, ન્યૂનાધિક પરિમાણમાં, તરત સમજી શકે તેમ છે. ગુરુજીના 'વિચિત્ર નાટક' નામક ગ્રંથનો ગુર્જર અનુવાદ આવશ્યક હોવાથી જો કોઇ વાર અવકાશ મળશે તો તેનો ગુર્જર અનુવાદ કરવાની આ ગ્રંથના લેખકની ઇચ્છા છે. આવા વીરત્વવર્ધક ગ્રંથોના ગુર્જર ભાષામાં અદ્યાપિ અનુવાદ નથી થયા એ મહાશોકનો તથા ખેદનો વિષય નથી કે શું?

૨ ખાલસા ધર્મમાં ખડ્ગના ઉપાસકોને કૃતનાશ, કુલનાશ ધર્મનાશ તથા કર્મનાશ માનવામાં આવતા હતા, તેમની ખડ્ગોપાસનાને મહાપુણ્યના પરિણામરૂપ માનવામાં આવતી હતી અને તે એટલામાટે કે એ ખડ્ગોપાસના તેમને તેમના આ જન્મમાં બળ તથા સમૃદ્ધિ સમર્પીને પરલોકમાં પરમાનંદ તથા પરમગતિને પ્રાપ્ત કરાવતી હતી એવો ખાલસાનો દૃઢ વિશ્વાસ હતો અને છે.

આતતાયીનો સંહાર અને નિર્બળનું રક્ષણ એ જ ખડ્ગપૂજાનો પ્રધાન વિધિ છે એ મારા વચનને વજ્રલેખિનીથી હૃદયમાં અંકિત કરી રાખો અને ખડ્ગ પૂજક થાઓ!"

ગુરુ ગોવિન્દસિંહજીના આ નવીન ધર્મસંસ્કાર તથા ઉત્સાહ-વર્ધક ઉપદેશનો ત્યાં એકત્ર થયેલા સિખ્ખોના હૃદયમાં એવો તો અદ્ભુત પ્રભાવ પડી ગયો કે તે વેળાયે અને તે ક્ષણે જ પાંચ પ્યારાઓ ઉપરાંત બીજા ચાળીસ સિખ્ખો પણ ખાલસા ધર્મની દીક્ષા લઈને વાહ ગુરુના ખાલસા થઈ ગયા અને એ ચાળીસ સિખ્ખોને ગુરુજીએ 'મુક્ત ચાલીસા' નામથી ઓળખાવ્યા. ત્યાર પછી નિત્ય શતાવધિ સિખ્ખો આવી આવીને 'અમૃતપાન' કરી ખાલસા થવા લાગ્યા અને થોડા જ દિવસોમાં એવી રીતે સહસ્રાવધિ પંજાબી હિન્દુઓ તથા તેમનાં કુટુંબોએ ખાલસા ધર્મને સ્વીકારી લીધો. ગુરુ ગોવિન્દસિંહની શક્તિ હવે શુકલપક્ષીય ચંદ્રની કળા સમાન દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી સ્પષ્ટ દેખાવા લાગી.[1]

સિખ્ખો હવે ખાલસા ધર્મને સ્વીકારીને સિંહ બની ગયેલા હોવાથી સિંહો પ્રમાણે નિર્ભયતાને ધારણ કરીને પંજાબના અન્યાયી તથા અત્યાચારી શાસકોનાં સુરક્ષિત ક્ષેત્રોમાં યથેચ્છ પ્રવેશ તથા ભ્રમણ કરીને પોતાના ભક્ષ્ય મૃગોની મૃગયા કરવા મંડી ગયા. જે મનુષ્યોએ કદાપિ ખડ્ગને હસ્તસ્પર્શ પણ ન હોતો કર્યો અને બંદૂકને કાંધપર રાખવાનો પ્રસંગ એકવાર પણ જેમને પ્રાપ્ત ન હોતો થયો તેવા કંદોઈ, ધોબી, હજામ તથા રંગારા આદિક પણ વીર સેનાપતિ થઈ ગયા અને એટલી સીમાપર્યન્ત વીરતા દર્શાવવા લાગ્યા કે તેમની વીરતાથી રાજાઓ પણ કંપતા હતા અને નવ્વાબોના પણ છક્કા છૂટી જતા હતા. વૃદ્ધિંગત થતા ખાલસાની નવીન વીરપ્રવૃત્તિઓએ એ સિંહસમુ-દાયની શક્તિને અતિશય વધારી દીધી. એ પ્રવૃત્તિઓદ્વારા સિખ્ખ-

---

૧ "માત્ર પંદર દિવસ જેટલા અલ્પ કાલાવધિમાં લગભગ ૮૦૦૦૦ સિખ્ખો એ ખાલસા ધર્મને સ્વીકારીને એકપ્રાણ થઈ ગયા હતા." લતીફ કૃત 'પંજાબનો ઇતિહાસ' પૃષ્ઠ ૨૬૩. આ એક મુસલ્માન ઇતિહાસલેખકનું પ્રમાણ છે એ વિશેષતાથી લક્ષમાં રાખી લેવાનું છે.

સમાજના કોષમાં ધનનું વેગપૂર્વક આગમન થવા લાગ્યું, સિખ્ખોને પોતાની સૈનિક શક્તિઓને દર્શાવવાના અવસરો મળવા લાગ્યા અને સાંગ્રામિક જીવનની કઠિનતાઓના અભ્યાસના પ્રસંગો અનાયાસ પ્રાપ્ત થવા લાગ્યા. ખાલસા સિખ્ખોને ગેરિલા (Guerilla)–અનિયમિત યુદ્ધપદ્ધતિ–નું સ્વાભાવિક શિક્ષણ મળ્યા કરતું હતું, નિરુત્સાહી હિન્દુઓ પણ તેમના પક્ષમાં આવી મળતા હતા અને તેથી ખાલસાનો અવશ્યંભાવી વિજય ખાલસા સિખ્ખોનાં હૃદયોમાં પ્રતિક્ષણ નવીન બલ તથા નવીન પ્રોત્સાહનને ભર્યા કરતો હતો; કારણ કે, ગુરુ ગોવિન્દસિંહે તેમને એક સુસંગઠિત સમાજના સ્વરૂપમાં પરિણત કરીને તેમનાં ચરિત્રોને ઉચ્ચ તથા તેમની આકાંક્ષાઓને અપરિમિત કરી દીધી હતી અને તેમને તેમના પૂર્વજોના પ્રશાન્ત તથા અહિંસા-પ્રધાન વ્યવસાયોથી વિરક્ત કરી દઇને ખડ્ગદેવીના અનન્ય તથા પરમ ઉપાસક ભક્ત બનાવી દીધા હતા, એટલે હવે તેઓ જીવન તથા મરણના પ્રસંગોમાં ગુરુજીની સાથેના સાથે જ રહેવાને નિરંતર કટિબદ્ધ હતા. આવી રીતે ગુરુ ગોવિન્દસિંહજીના જીવનનું એક સર્વેથી અધિક મહત્ત્વયુક્ત કાર્ય સફળતાપૂર્વક સિદ્ધ થઇ ગયું હતું અને તેથી તેમની એક ચિંતા તો અવશ્ય ટળી ગઇ હતી. આવી રીતે ગુરુ ગોવિન્દસિંહજીના જીવનકાર્યના પૂર્વાર્દ્ધની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઇ જતાં હવે તેઓ આનન્દપુરમાં બેસીને પોતાના જીવનકાર્યના ઉત્તરાર્દ્ધને સિદ્ધ કરવાના વિચારમાં નિમગ્ન થઇ ગયા. એ સમયમાં તેમના ગૃહમાં દ્વિતીય પુત્રનો જન્મ થયો અને તે પુત્રનું નામ જોરાવર-સિંહ રાખવામાં આવ્યું; કારણ કે, પોતાના પુત્રોનાં નિર્બળ તથા હીનતાદર્શક નામ રાખવાને પણ ગુરુજી એક પ્રકારનું પાપ માનતા હતા અને તેથી પોતાના સિખ્ખોને પણ તેમનાં પુત્રો તથા પુત્રીઓનાં વીરત્વદર્શક નામ રાખવાનો ઉપદેશ આપ્યા કરતા હતા.

અસ્તુઃ હવે ગુરુ ગોવિન્દસિંહજીના જીવનકાર્યના ઉત્તરાર્દ્ધ અને તેની સિદ્ધિમાટે તેમણે કરેલા પ્રયત્નો તથા ઉદ્યોગો પ્રતિ આપણે દૃષ્ટિપાત કરીશું.

---

## પ્રકરણ ૧૦ મું
## ચમત્કાર ત્યાં નમસ્કાર
—:o:—

"Power is the grim idol that the world adores."

W. HAZLITT. *Political Essays.*

"વત્સ ગોવિન્દ, પંજાબના હિન્દુઓને ખાલસા ધર્મની દીક્ષા આપીને તેં એકતાના સૂત્રમાં બદ્ધ કરી દેવાના તથા પંજાબમાં હિન્દુ સંગઠનને સ્થાપવાના કાર્યમાં આટલી સીમા પર્યન્ત વિજય મેળવ્યો છે એમાટે તને જો કે ધન્યવાદ ઘટે છે; પરંતુ અત્યાચારી બાદશાહ ઓરંગજેબ પાસેથી તારા જન્મદાતા પિતાના તેણે કરાવેલા શિરચ્છેદનો બદલો હજી તારાથી નથી લઈ શકાયો, ઓરંગજેબના નિષ્ઠુર શાસનને તારાથી નથી તોડી શકાયું અને અત્યાર સુધી ભારતવર્ષની સમસ્ત હિન્દુજાતિ ઓરંગજેબ તથા તેના મુસ્લિમ અમલદારોના અન્યાય, અત્યાચાર તથા પક્ષપાતના ભયંકર આઘાતોને પૂર્વ પ્રમાણે જ સહન કરી રહી છે, એ વાર્તા તો તારા લક્ષમાં પણ હોવી જ જોઇએ અર્થાત્ મુસલ્માનોના હિન્દુઓને તલ્વારના જોરથી મુસલ્માન બનાવવાના, હિન્દુઓનાં દેવો તથા દેવીઓની મૂર્તિઓ તથા દેવમંદિરોને તોડવા તથા તોડાવવાના અને હિન્દુ સ્ત્રીઓના સતીત્વને ભ્રષ્ટ કરવાના પ્રયત્નો અદ્યાપિ બળપૂર્વક ચાલી રહ્યા છે; એટલામાટે હવે હિન્દુજાતિપર થતા એ અત્યાચારોને અટકાવવાના અને મુસ્લિમ રાજસત્તારૂપ વૃક્ષને નિર્મૂલ કરી નાખવાના બલિષ્ઠ પ્રયત્નો નહિ કરવામાં આવે, તો આ પ્રાંતિક એકતા તથા સંગઠનથી હિન્દુજાતિનું વિશેષ કાંઇ પણ કલ્યાણ થઈ શકે તેમ નથી."

એક દિવસ ગુરુ ગોવિન્દસિંહજી મધ્યાહ્નભોજન કર્યા પછી પ્રતિહિંસાના વિચારમાં જ નિમગ્ન થયેલા હતા તેવામાં અચાનક તેમનાં માતુશ્રી ગૂજરીબાઇએ તેમના ઓરડામાં આવી તેમને આવી રીતે તેમના હવે પછીના કર્તવ્યનું સ્મરણ કરાવ્યું. ગુરુજી પોતે એ જ વિષયનો વિચાર કરી રહેલા હોવાથી પોતાનાં પૂજ્ય માતુશ્રીને સંબોધીને વિનયપૂર્વક કહેવા લાગ્યા કે:—

"પૂજ્ય માતા, ઔરંગઝેબ એક મહાબલાઢ્ય બાદશાહ હોવાથી ઔરંગઝેબ જેવા બાદશાહ સાથે વિરોધ કરવો એ કાર્ય કઠિન હોવા છતાં પણ ઔરંગઝેબના બળ તથા મદ ઉપર એક તેવો જ કઠિન પ્રહાર કર્યા વિના અને હિન્દુજાતિના ઉદ્ધારમાટે 'યાહોમ કરીને પડો, ફતહ છે આગે' એ નીતિને સ્વીકાર્યા વિના હવે મારા હૃદયમાં પણ સંતોષ થાય તેમ નથી. હુ પોતે પણ અત્યારે એ જ વિષયના વિચારમાં નિમગ્ન થયેલો હતો એટલામાં આપ મારા હવે પછીના કર્તવ્યનું સ્મરણ કરાવવામાટે આવી લાગ્યાં એ સારું જ થયું. આપણા અનુયાયીઓની સંખ્યા હજારોની મટીને હવે લાખની સીમાને પણ ઓળંગી ગઈ છે, તે સર્વ સિંહો યુદ્ધભૂમિમાં મારી સાથે રહીને લડવા-માટે, ગુરુની પતાકા તળે હિમાચલ સમાન ઊભા રહીને શત્રુઓને સંહારવામાટે અને વિજય અથવા વીરગતિને પ્રાપ્ત કરી લેવામાટે અષ્ટૌપ્રહર કટિબદ્ધ રહ્યા કરે છે એ તો આપ જાણો જ છો. મેં આપણા સિખ્ખોને અમુક નિયત સંખ્યાનાં દલોમાં વિભક્ત કરી નાખ્યા છે અને અશ્વારોહિણી સેનાના એક ભાગ તરીકે પાંચ સો પઠાણોને પણ નોકરીમાં રાખી લીધા છે; છતાં મુસ્લિમ સામ્રાજ્યસત્તા સાથેના સંગ્રામને આરંભવા પૂર્વે પંજાબની પહાડી રિયાસતો અથવા ગિરિ-સંસ્થાનોના રાજાઓ ઉપર આપણી પૂર્ણ પ્રભુતા સ્થપાઈ જાય અને પાર્વત પ્રદેશમાં આપણી એક રાજધાનીની સ્થાપના થઈ જાય તો સારું, એવી મારી પોતાની તો પરમ ઇચ્છા છે; સર્વ હિન્દુ પર્વતેશ્વરો આપણા પક્ષમાં આવી જશે, અને પાર્વત પ્રદેશમાં આપણી પોતાની રાજધાની સ્થપાઈ જશે, તો તે કેન્દ્રમાંથી મુગલિયા સલ્તનત વિરુદ્ધ યુદ્ધનો પ્રયત્ન પ્રચંડ બળપૂર્વક કરી શકાશે. જો આમાં મારો કાંઇ પ્રમાદ થતો હોય તો આપ મને તે દર્શાવશો કે જેથી મારાથી આપણા ભાવિ કાર્યની રૂપરેખાને દૃઢતાપૂર્વક નિશ્ચિત કરી શકાય."

"પુત્ર, તારી આ ધારણા સર્વથા યોગ્ય હોવાથી અને તારા હસ્તથી પ્રમાદ થાય એ સર્વથા અસંભવનીય હોવાથી આ કાર્યમાટે મારી સંપૂર્ણ સંમતિ છે; પરંતુ હવે આ કાર્યનો આરંભ પણ સત્વર જ થવો જોઇએ; કારણ કે, મારી હવે વૃદ્ધાવસ્થા થયેલી હોવાથી

જે તારા પિતાના શિરચ્છેદનો બદલો લેવાયાની ઘટના મારા જીવન કાળમાં જ મારાથી જોઈ શકાય અને મારો આત્મા સંતુષ્ટ થાય તો સારું." માતા ગૂજરીબાઈએ સંમતિ દર્શાવીને શીઘ્રતાની સૂચના આપતાં આ ઉદ્‌ગારો કાઢ્યા.

* * * * *

પોતાના આ ઉદ્દેશને નિરંતર પોતાના હૃદયમાં તથા પોતાનાં નેત્રો સમક્ષ સ્થિર રાખીને જેવા દુર્ગને તેમણે આનંદપુરમાં નિર્માણ કરાવ્યો હતો તેવા જ બીજા બે દુર્ગોને શતદ્રુ (સતલજ) તથા યમુના એ બે નદીઓના મધ્યવર્તી પાર્વત પ્રદેશમાં નિર્માણ કરાવી લીધા. એ બે નવીન દુર્ગોમાંનો એક દુર્ગ નાહન પાસેના પૌંટા[1] નામક સ્થાનમાં હતો અને દ્વિતીય દુર્ગ સુપ્રસિદ્ધ રોપડ નગરથી થોડા જ અંતરપરના ચમકોર નામક સ્થાનમાં હતો.[2] આવી રીતે સુરક્ષિત સ્થાનોને નિર્માણ કરી લઈને ગુરુ ગોવિન્દસિંહજીએ મુસ્લિમ સામ્રાજ્ય-સત્તા વિરુદ્ધ આરંભવા ધારેલા યુદ્ધમાં ત્યાંના પર્વતેશ્વરોને પોતાની સાથે મેળવી લેવાના પ્રયત્નોને ધીમે ધીમે આરંભી દીધા. પરંતુ ગુરુ ગોવિન્દસિંહજી પોતે રાજા ન હોવાથી અને હિન્દુ પર્વતેશ્વરો તેમને હિન્દુજાતિના એક સાધારણ નેતા કરતાં અધિક ન માનતા હોવાથી તેમના બલવિન્યાસ તથા સંગઠનનું આંકવું જોઈએ તેટલું મૂલ્ય આંકતા ન હોતા; માત્ર એટલું જ નહિ, પણ તેમનામાંના કેટલાક રાજાઓ તો ગુરુ ગોવિન્દસિંહજીને કેવળ એક મહત્ત્વાકાંક્ષી આગંતુક જ માનતા

૧ પૌંટા તે સ્થાન છે કે જ્યાં બહુ સમય પછી ગોરખાઓ તથા અંગ્રેજોનો એક ઘોર તથા ભીષણ રણસંગ્રામ થયો હતો.

૨ 'સિખ્ખ ઇતિહાસ'નો લેખક કનિંગ્હામ લખે છે કે: "ગુરુ ગોવિન્દસિંહ ધર્મોપદેશક તરીકે ભારતવર્ષના સમસ્ત ભાગોમાંથી કર ઉઘરાવતા હતા તથા અનુયાયીઓને પણ મેળવતા હતા; પરંતુ હવે એક રાજનૈતિક નેતા તરીકે તેમને એક કેન્દ્રસ્થાનની આવશ્યક્તા જણાવા લાગી; કારણ કે, બાદશાહના શત્રુમાટે એવા આશ્રયસ્થાનની જે ઉપયુક્તતા તથા મહત્તા હોય છે તેને તેઓ સારી રીતે જાણતા હતા." આથી ગુરુજીની રાજનૈતિક્તા તથા દૂરદર્શિતા સ્પષ્ટ જણાઈ આવે છે.

હતા અને તેમનાપર પોતાના વર્ચસ્વને સ્થાપવાની ઇચ્છા પણ ધરાવતા હતા. એક સમયમાં આસામનો રાજા રત્નરાય અન્યાન્ય વસ્તુઓ સાથે એક પંચકલા હથિયાર અને એક અદ્ભુત શ્વેત ગજરાજ ગુરુજીને ભેટ તરીકે આપી ગયો હતો કે જે ગજરાજ મનુષ્ય પ્રમાણે કેટલાંક કાર્યો કરી બતાવતો હતો, એનું તો અમારા પાઠકો તથા પાઠિકાઓને સ્મરણમાં હોવું જ જોઇએ. એ ગજરાજ અતિશય સુંદર, મદોન્મત્ત તથા બુદ્ધિમાન્ હોવાથી ગુરુજી એ ગજરાજપર વિરાજીને જે રાજાઓ તેમના દર્શનમાટે આવતા હતા તેમને એ ગજરાજના અદ્ભુત ગુણોનો સાક્ષાત્કાર કરાવતા હતા. એક સમયમાં ઘટના એવી ઘટી કે વિલાસપુરનો રાજા ભીમચંદ્ર ગુરુજીના દર્શનમાટે આવ્યો અને એ ગજરાજના બુદ્ધિકૌશલ્યથી એટલો તો મુગ્ધ થઈ ગયો કે તેનાથી એ ગજરાજને મેળવવાની આકાંક્ષાને રોકી ન શકાતાં તેણે ગુરુજીને કહ્યું કે: "કૃપા કરીને આ ગજરાજ મને આપી દ્યો; કારણ કે, નારી ઘરબારમાં અને હાથી રાજદર્બારમાં જ શોભી શકે છે."

એના ઉત્તરમાં ગુરુજીએ જણાવ્યું કે: "રાજન, આસામના રાજાએ આ ગજરાજ મારી સવારીમાટે જ મને આપેલો હોવાથી અને આ ગજરાજ ઉપર મારો પોતાનો અતિશય પ્રેમ હોવાથી હું તમારી ઇચ્છાને પૂર્ણ નથી કરી શકતો અને ગજરાજ આપવાની ઉદારતા નથી દર્શાવી શકતો એની મને ક્ષમા આપશો."

"ગુરુજી, જો આપ આ ગજરાજ મને આપી દેવાને તૈયાર હો, તો હું એના મૂલ્ય તરીકે દશથી પંદર હજાર અશરફી આપવાને તૈયાર છું." રાજા ભીમચંદ્રે ધનનો લોભ દર્શાવ્યો.

"જો આ ગજરાજ આપી દેવાની મારી ઇચ્છા હોત, તો મને જેમ એ મૂલ્ય વિના ભેટ તરીકે મળ્યો છે, તેમ હું પણ આ અમૂલ્ય વસ્તુને મૂલ્ય લીધા વિના જ આપી દેત; પણ મારે આ ગજરાજ આપવો જ નથી ત્યાં પછી અશરફીઓની વાત જ ક્યાં રહી? દશથી પંદર હજાર તો શું, પણ દશથી પંદર લાખ અશરફી આપવાને તમો તૈયાર થાઓ, તો ય મારે આ ગજરાજ નથી આપવો." ગુરુજીએ પોતાનો અંતિમ નિશ્ચય દર્શાવી દીધો.

એ વેળાયે તો ભીમચંદ્ર સંયોગો અનુકૂલ ન હોવાથી વિશેષ કાંઈ પણ ન બોલ્યો; પરંતુ તેના અંતઃકરણમાં ગુરુ વિષયક પ્રચંડ દ્વેષાગ્નિ પ્રજ્વલિત થઈ ગયો, આ ઘટનાને ત્રણ કે ચાર માસ જેટલો સમય થઈ ગયા પછી વિલાસપુરના રાજા ભીમચંદ્રને ત્યાં તેના પુત્રના વિવાહોત્સવનો પ્રસંગ આવી લાગ્યો એટલે પુનઃ તેણે ગુરુજી પાસેથી એ નિમિત્ત દર્શાવીને ગજરાજની માગણી કરી. આ માગણી કરવામાં તેનો મનોભાવ એવો હતો કે; 'એક વાર હાથી ઘેર આવી જાય એટલે પછી પાછો મોકલે છે જ કોણ?' ગુરુજી તેના આ કપટને પ્રથમથી જ જાણી ગયેલા હોવાથી એ વેળાયે પણ તેમણે રાજા ભીમચંદ્રની માગણીનો સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કરીને જણાવી દીધું કે: "આ ગજરાજપર ગુરુ વિરાજતા હોવાથી આ ગજરાજ અન્ય સામાન્ય મનુષ્યના આરોહણમાટે આપી શકાય તેમ નથી એટલામાટે આ ગજરાજને મેળવવાના હઠને ત્યજી દ્યો અને મને વારંવાર ના કહેવાની ફરજ ન પાડો." આ વેળાયે હવે રાજા ભીમચંદ્ર પોતાના કોપને શમાવી શક્યો નહિ અને કોપના આવેશમાં તેના મુખમાંથી એવા શબ્દો નીકળી ગયા કે: "ગુરુજી, સાવધાન! જો આપ પોતાની ઇચ્છાથી જ આ ગજરાજ અમોને આપવાની ઉદારતા નહિ દર્શાવો, તો એ ગજરાજને આપની ગજશાળામાંથી બળાત્કારે ઉપાડી જવામાં આવશે અને આપ લઈ જનારનાં મોઢાંને તાકતા બેસી રહેશો; માત્ર એટલું જ નહિ, પણ અમો રાજાઓથી વૈર બાંધીને આ પાર્વત પ્રદેશમાં વસવું પણ આપમાટે ભારી થઇ પડશે એનો વિચાર કરો અને પછી ના પાડો." ગુરુજીએ શાંત તથા ગંભીર ભાવથી માત્ર એટલું જ વાક્ય ઉચ્ચાર્યું કે: "અકાલ પુરુષની ઇચ્છા વિના કાંઇ પણ નથી થતું એટલે જે કાંઈ થશે તેને જોઈ લેવાશે." ગુરુજીનું આવું ઉત્તર સાંભળી રાજા ભીમચંદ્ર નિરાશ થઇને આનંદપુરમાંથી ચાલતો થઇ ગયો.

ઘટના એવી ઘટી કે ભીમચંદ્રના પુત્ર સાથે જેનો લગ્નસંબંધ થવાનો હતો તે કન્યાનો પિતા, શ્રીનગરનો રાજા, ફતહસિંહ ગુરુ ગોવિન્દસિંહજીનો પ્રિય મિત્ર હોવાથી ગુરુજીએ પોતાના પાંચ સો અશ્વારોહી સૈનિકોદ્વારા તે કન્યામાટે ઉત્તમ વસ્ત્રાલંકારો ભેટ તરીકે મોક-

લાવ્યાં. પોતાના પ્રતિનિધિ તરીકે ગુરુજીએ પોતાના દીવાન નંદચંદ્રને મોકલ્યો હતો. ભીમચંદ્ર ગુરુજીની ભેટ લઇને આવેલા ગુરુજીના પ્રતિનિધિ આદિકને જોઇને કોપથી આત્મવિસ્મૃત થઇ ગયો અને પોતાના વેવાઇ ફતહસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે: "જો તમો ગોવિન્દસિંહજીની ભેટ લેશો, તો હું જાનને પાછી વાળીને ચાલ્યો જઇશ અને તમારાથી પોતાની પુત્રીને મારા પુત્ર સાથે નહિ પરણાવી શકાય; તમારે બીજો જમાઇ શોધવો પડશે."

શ્રીનગરના રાજાએ ધર્મસંકટમાં આવી પડતાં નિરુપાય થઇને ગુરુજીની ભેટનો સ્વીકાર ન કર્યો અને તેથી ગુરુજીના પ્રતિનિધિ નંદચંદ્રે ગુરુદેવનું ભયંકર અપમાન થયેલું માનીને પોતાની સાથે આવેલા પાંચ સો અશ્વારોહી ખાલસા સૈનિકોને આગળ પાછળનો કાંઇ પણ વિચાર કર્યા વિના આજ્ઞા સંભળાવી દીધી કે: "ભીમચંદ્ર જે જાનને લઇ આવ્યો છે તેના પર તૂટી પડો, લગ્નની સર્વ સામગ્રી લૂટી લ્યો અને એણે કરેલા ગુરુદેવના અપમાનનું ફળ એને અત્યારે અને આ ક્ષણે જ ચખાડી દ્યો."

દીવાન નંદચંદ્રની આવી આજ્ઞા મળતાંની સાથે જ ખાલસા સિંહોએ ભીમચંદ્રના પક્ષના લોકોને લૂટવા તથા મારવા કૂટવાના કાર્યનો આરંભ કરી દીધો. શાકર, મેવા તથા મીઠાઇ આદિના થાળો પટાપટ પૃથ્વીપર પટકાવા લાગ્યા; મિષ્ટાન્ન, પકવાન્ન તથા ઘૃત, દુગ્ધ, દધિ આદિકથી ત્યાંની ભૂમિ લીંપાઈ ગઇ; વિપક્ષીઓમાંના કેટલાકોનાં મસ્તક ફૂટ્યાં, કેટલાકોના ટાંટિયા તૂટ્યા તો કેટલાકોના હાથનાં હાડકાં હલી ગયાં, વિવાહવેદીને છિન્નવિચ્છિન્ન કરી નાખીને ખાલસા વીરોએ ભીમચંદ્રના ખેલને ખલાસ કરી નાખ્યો અને જાનૈયા મોજ માણવાને બદલે પીટાઇ જવાથી 'ત્રાહિ ત્રાહિ' પોકારવા લાગ્યા. આવા પ્રકારનો ઉપદ્રવ મચાવીને દીવાન નંદચંદ્ર ખાલસા સૈનિકો સહિત ત્યાંથી રવાના થઇ પાછો આનંદપુરમાં ગુરુજી પાસે આવી લાગ્યો અને તેણે ત્યાંના સર્વ સમાચાર ગુરુદેવને અક્ષરશઃ કહી સંભળાવ્યા. ગુરુજીએ એ સમાચાર સાંભળીને નંદચંદ્રને કહ્યું કે: "તમોએ લગ્ન જેવા શુભ કાર્યમાં વિઘ્ન નાખ્યું એ તમારા હસ્તથી એક મહાપ્રમાદ

થયો છે; પરંતુ અકાલ પુરુષની એવી જ ઇચ્છા હશે, એટલે એમાં તમારો પણ શો દોષ?"

* * * *

પ્રથમથી જ ગુરુ ગોવિન્દસિંહજી ઉપર કોપાયમાન થયેલો અને કોપના અગ્નિથી બળી રહેલો રાજા ભીમચંદ્ર દીવાન નંદચંદ્ર તથા ખાલસા સૈનિકોના ચાલ્યા ગયા પછી ત્યાં લગ્નપ્રસંગે આવેલા નિમંત્રિત પર્વતેશ્વરોને સંબોધીને ઉત્તેજક ભાવથી કહેવા લાગ્યો કે: "જોઇ કે આ આજકાલના થઇ પડેલા ધર્માચાર્યની ધૃષ્ટતા! ગુરુ ગોવિન્દસિંહના અનુચરો પણ જ્યારે આપણા જેવા મુકુટમંડિત રાજાઓની દુર્દશા કરતાં નથી અચકાતા, તો એ ગુરુના વધતા જતા બળ તથા ગર્વને આપણે અત્યારથી જ નહિ અટકાવી દઇએ, તો આગળ જતાં ગુરુ પોતે તો આપણી કોણ જાણે કેવી યે દુર્દશા કરી નાખશે, એનો વિચાર કર્યા વિના હવે ચાલી શકે તેમ છે જ નહિ. આપણા જેવા રાજાઓનું અપમાન કરતાં એ ગુરુને લેશમાત્ર પણ લજ્જા નથી આવતી અને આપણે પણ એના હસ્તથી થતા આપણા આવા ભયંકર અપમાનને પંઢો પ્રમાણે સહન કરીને બેસી રહીએ છીએ, એ આપણા-માટે પણ મહાલજ્જાસ્પદ ઘટના નથી કે શું? હવે તો આપણું એ જ કર્તવ્ય છે કે આપણે આપણી સેનાઓને સુસજ્જિત કરીને ગુરુ ગોવિન્દસિંહપર આક્રમણ કરવું, તેના ગર્વને ગાળી નાખવો, તેને ધૂળ ચાટતો કરી દેવો અને તેનો વિનાશ કર્યા પછી જ જંપીને બેસવું; નહિ તો એ ગુરુના હસ્તથી આપણો પોતાનો જ વિનાશ થઇ જશે, એ ગુરુ રાજા થઇ જશે અને આપણામાટે સાધુ થઇને 'ભિક્ષાં દેહિ' કરવાનો પ્રસંગ આવી લાગશે."

સર્વ રાજાઓ ભીમચંદ્ર સાથે આ વિષયમાં સંમત થયા. એ રાજાઓ અથવા પર્વતેશ્વરોની સંખ્યા સાતની હતી. વિલાસપુરનો રાજા ભીમચંદ્ર, કરોકનો રાજા કૃપાલચંદ્ર, જસ્સોવાનો રાજા કેસરીચંદ્ર, જસરૌટાહનો રાજા સુખદયાલ, નાલાગઢનો રાજા હરિચંદ્ર, ડડવાલાનો રાજા પૃથ્વીચંદ્ર અને શ્રીનગરનો રાજા ફતહસિંહ. શ્રીનગરનો રાજા ફતહસિંહ ગુરુ ગોવિન્દસિંહનો મિત્ર હોવા છતાં તેના મનમાં

પણ ગુરુના વધતા જતા બળની ભીતિનો સંચાર થઇ ગયો અને તેથી તે પણ ગુરુજીના શત્રુઓ સાથે મળી ગયો. એ સાતે રાજાઓએ પરસ્પર સંધિ કરીને પોતાના દશ હજાર સૈનિકો સહિત ગુરુ ગોવિન્દસિંહજીપર આક્રમણ કરવામાટે પ્રયાણ કર્યું. ગુરુ ગોવિન્દસિંહજી એ વેળાયે પોતાના નવીન બંધાવેલા પૌંટા દુર્ગમાં હોવાથી તે રાજાઓ પોતાના સૈન્ય સહિત પૌંટા દુર્ગની દિશામાં પ્રયાણ કરી રહ્યા હતા. ગુરુ ગોવિન્દસિંહજીને તેમના સર્વત્રસંચારી ગુપ્તચરો દ્વારા પર્વતેશ્વરોના સમસ્ત કાર્યક્રમના સમાચાર ક્ષણે ક્ષણે મળતા હોવાથી તેમને આ સમાચાર મળતાં જ તેઓ પોતાના બે હજાર ચૂંટી કાઢેલા સૈનિકોને લઇને તેમની સાથે લડવામાટે અથવા શસ્ત્રનું ઉત્તર શસ્ત્રથી જ વાળવામાટે પૌંટા દુર્ગમાંથી બહાર નીકળ્યા. ભંગાની નામક સ્થાનમાં ઉભય પક્ષની સેનાઓ એકત્ર થઇ ગઇ અને તેથી ત્યાં જ તેમના યુદ્ધનો આરંભ થઇ ગયો.

નાનાવિધ રણવાદ્યો વાગવા લાગ્યાં અને મ્યાનમાંથી નીકળેલી તલ્વારો અભ્રપટલમાંથી નીકળેલી વીજળી પ્રમાણે ચમકવા લાગી. તે તલ્વારો પોતપોતાના પ્રતીપક્ષીઓનાં ઉદરો તથા વક્ષસ્થલોમાં પ્રવેશ કરતી, આંતરડાંને બહાર કાઢતી અને રક્તના પ્રવાહને વહેવડાવતી રણચંડીના સ્વરૂપમાં ભીષણ નૃત્ય કરવા લાગી, રણવીરોનાં મૃત શરીરો યુદ્ધભૂમિમાં પડવા લાગ્યાં અને જીવિત વીરો તે મૃત શરીરોને ખૂંદતા પોતાના શૌર્ય તથા વીરત્વનો પ્રાણોપર ઉદાર થઇને પરિચય કરાવવા લાગ્યા. જ્યાં ગામ હોય ત્યાં ઢેઢવાડો પણ હોય છે તેવી રીતે વીરસમુદાયમાં કેટલાક કાયર પુરુષો પણ હોય છે એટલે જેઓ કાયર હતા તેઓ જીવનરક્ષામાટે રણભૂમિમાંથી પાછી પાની પણ કરવા લાગ્યા; પરંતુ એવા કાયરોની સંખ્યા ગુરુ ગોવિન્દસિંહજીના ખાલસા સૈનિકોના સમુદાયમાં નહિવત્ હતી અને પ્રતિપક્ષીઓની સેનામાં વિશેષ હતી એ વાર્તાને પણ અહીં લક્ષમા રાખી લેવાની છે. એ દિવસે આરંભાયલો દારુણ સંગ્રામ અપૂર્ણ જ રહ્યો અને ભગવાન્ અંશુમાલી પોતાની દિવસયાત્રાની સમાપ્તિ કરીને અસ્તાચલગામી થતાં મૃત સૈનિકોનાં શબોની અંતિમ વ્યવસ્થા, આહત

સૈનિકોના ઔષધોપચાર તથા જીવિત સૈનિકોના વિશ્રામમાટે રાત્રિના સમયમાં યુદ્ધને બંધ રાખવામાં આવ્યું.

એ પ્રથમ દિવસના યુદ્ધમાં જ ગુરુ ગોવિન્દાસિંહજીના ખાલસા સૈનિકોની વીરતા, દઢતા, સ્ફૂર્તિ તથા અદમ્ય ઉત્સાહપૂર્ણતાના સાક્ષાત્કારથી ગુરુજીના વિરોધી પર્વતેશ્વરો ભય તથા આશ્ચર્યથી સ્તંભિત થઇ ગયા અને તેમને પોતાનો વિજય અસંભવનીય દેખાવા લાગ્યો; છતાં પણ તેમણે દ્વિતીય દિવસના યુદ્ધમાં વિશેષ સાવધાનતા તથા વીરતા દર્શાવવાનો નિશ્ચય કરીને વિજય મેળવ્યા વિના યુદ્ધને બંધ ન રાખવાનો સર્વાનુમતિથી દૃઢ નિશ્ચય કરી લીધો. ગુરુ ગોવિન્દસિંહજીના શિબિરમાં રાત્રિના સમયમાં એવી ઘટના ઘટી કે તેમના સૈન્યમાંના લગભગ પાંચ સો જેટલી સંખ્યાના ઉદાસીન પંથના સાધુઓ કે જેઓ સર્વદા કાલી રોટી ને ધોળી દાળ (માલપુઆ તથા દૂધપાક) અથવા પૂરી ને મલાઇ ઊડાવીને ગુરુજીનો જયજયકાર કર્યા કરતા હતા અને પ્રથમ દિવસના યુદ્ધમાં પણ જેઓ પાછળ રહીને જ લડ્યા હતા તેઓ "જો આવી રીતે યુદ્ધ કરતા આપણે મરી જઇએ તો ગુરુજીના માલપુઆ ને દૂધપાક આપણને તો ભારી જ પડી જાય; ભારતવર્ષમાં ક્યાં ભાવિક ભક્તોની ખોટ છે ? જીવતા રહીશું તો માલપુઆ ને દૂધપાક તેમ જ પૂરી મલાઇ ગમે ત્યાં મળી રહેશે;' આવા પ્રકારના નિશ્ચયપર આવીને રાતોરાત છાવણીમાંથી છને પાંચ અગિયાર ગણી ગયા; માત્ર એટલું જ નહિ, પણ પૂર્વે જણાવ્યા પ્રમાણે બુધ્ધુશાહ નામક મુસલ્માન ફકીરની ભલામણથી જે પાંચ પઠાણ અથવા અફગાન સર્દારોને તેમના પાંચ સો અફગાન સૈનિકો સહિત ગુરુ ગોવિન્દસિંહજીએ આશ્રય આપીને સારા પગારે પોતાની નોકરીમાં રાખી લીધા હતા અને જેમની વફાદારીમાટે ગુરુ ગોવિન્દસિંહજીનો નિશ્ચય થઇ ગયો હતો તે પઠાણ સર્દારો 'ગુરુજીની ફોજ ઓછી હોવાથી અને દુશ્મનોની ફોજ મોટી હોવાથી આવતી કાલની લડાઇમાં જરૂર ગુરુની હાર થઇ જશે, ગુરુની હાર થતાં તેમની માલમત્તાની દુશ્મનો જરૂર લૂટ કરશે અને જો આપણે દુશ્મનો સાથે મળી જઇશું, તો ગુરુજીની માલમત્તાનો બધો ભેદ આપણા જાણવામાં હોવાથી સારા-

માં સારો લાભ આપણને જ મળશે,' આવો નીચ વિચાર કરીને બીજા દિવસના યુદ્ધનો આરંભ થતાં જ ગુરુજીને ત્યજીને પોતાના પાંચ સો અફગાન અશ્વારોહી સૈનિકો સહિત શત્રુપક્ષમાં જઇ મળ્યા અને પોતાના નૈસર્ગિક વિશ્વાસઘાતક સ્વભાવનો ગુરુજીને પર્યાપ્ત પરિચય કરાવી દીધો. ઉદાસીન સાધુડાઓના પલાયનની તો ગુરુજીએ કશી પણ દર્કાર કરી ન હોતી, પણ આ પઠાણોએ અણીની વેળાયે વિશ્વાસઘાત કરવાથી તેમના મનમાં લાગી આવ્યું અને તેથી એ પઠાણોની વિશ્વાસઘાતકતા તથા નમકહરામીના સમાચાર બુધ્ધુશાહને પહોંચાચાડવામાટે તેમણે પોતાના બે વિશ્વાસપાત્ર ખાલસા સૈનિકોને તે ક્ષણે જ ત્યાંથી રવાના કરી દીધા. ત્યારપછી પોતાના માત્ર આઠ સો ખાલસા સૈનિકો સહિત ગુરુજી શત્રુપક્ષના વિશાળ સૈન્ય સાથે લડવામાટે રણભૂમિમાં આવીને ઊભા રહ્યા; કારણ કે, પાંચ સો ઉદાસીન સાધુઓ પલાયન કરી ગયા હતા, પાંચ સો પઠાણો શત્રુપક્ષમાં જઇ મળ્યા હતા, એક સો સૈનિકો પ્રથમ દિવસના યુદ્ધમાં આહત થયા હતા અને એક સો સૈનિકો વીરગતિને પ્રાપ્ત થયા હતા એટલે બે હજારમાંથી માત્ર આઠ સો સૈનિકો જ અવશિષ્ટ રહ્યા હતા.

અહીં કદાચિત્ પાઠકો તથા પાઠિકાઓના મનમાં એ પ્રશ્ન ઉદ્ભવવાનો સંભવ છે કે: ગુરુ ગોવિન્દસિંહના ખાલસાની સંખ્યા એક લાખથી પણ વિશેષ થઇ ગઇ હતી, તો તેઓ એ પ્રતિપક્ષી પર્વતેશ્વરોના પરાભવમાટે માત્ર બે હજાર સૈનિકોને જ કેમ લઈ આવ્યા? અને તેમાં પણ પાંચ સો ઉદાસીન સાધુઓ તથા પાંચ સો અફગાનો હોવાથી ખાલસા સૈનિકોની સંખ્યા તો એક હજારની જ હતી તેનું કારણ શું હોવું જોઇએ? એનું ઉત્તર એ જ છે કે જે વેળાયે એ પર્વતેશ્વરોએ ગુરુજીપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો તે વેળાયે તેઓ આટલા વેગથી ચઢી આવશે એવી ગુરુજીના મસ્તિષ્કમાં કલ્પના પણ ન હોતી, જે વેળાયે તેમના ચઢી આવવાના ગુરુજીને સમાચાર મળ્યા તે વેળાયે પૌંટા દુર્ગમાં માત્ર એક હજાર ખાલસા સૈનિકો જ વિદ્યમાન હતા અને અન્ય ખાલસા સૈનિકોને બોલાવી લેવા જેટલો સમય તેમની પાસે હતો જ નહિ; છતાં પણ ગુરુજીએ દશ હજાર જેટલા પ્રતિપક્ષી

સૈન્ય સાથે લડવાની હિંમત કરી હતી એ ગુરુજીના અલૌકિક આત્મવિશ્વાસ તથા નિર્ભયત્વનું જ પરિણામ હતું અને એ આત્મવિશ્વાસ તથા નિર્ભયત્વમાટે તેમની જેટલી પણ પ્રશંસા કરવામાં આવે તેટલી અપર્યાપ્ત થવાનો જ સંભવ છે.

અસ્તુ: દ્વિતીય દિવસના યુદ્ધમાં આઠ સો ખાલસા સૈનિકો તૃતીય પ્રહર પર્યન્ત પ્રતિપક્ષીઓના પ્રચંડ સૈન્ય સાથે અત્યંત વીરતા તથા નિર્ભયતાથી લડ્યા, તેમનામાંના બસેં ખાલસા કામ આવી ગયા અને એક સો મૃતતુલ્ય આહત થઇને યુદ્ધમાટે નિરુપયોગી થઇ પડ્યા; માત્ર એટલું જ નહિ, પણ બાકીના પાંચ સો ખાલસા સૈનિકો પણ થાકીને લોથ જેવા થઇ ગયેલા હોવાથી જો હવે શત્રુઓ બળપૂર્વક આક્રમણ કરે, તો ગુરુજીનો પરાજય તથા શત્રુઓનો વિજય અવશ્યંભાવી જણાતો હતો. પરંતુ ગુરુ ગોવિન્દસિંહજીના ગ્રહો એ સમયમાં અતિશય અનુકૂલ હોવાથી આવી અણીની વેળાયે સૈયદ બુધ્ધુશાહ અચાનક પોતાના બે હજાર અશ્વારોહી સૈનિકો સહિત ગુરુજીની કુમકે આવી લાગ્યો, એ કુમકને આવી પહોંચેલી જોઇને ખાલસા સિખ્ખોનો ઉત્સાહ સોગણો વધી ગયો અને તેઓ 'વાહ ગુરુકી ફતહ'ની ગગનભેદક ગર્જના કરતા મરણિયા થઇને શત્રુસૈન્યપર તૂટી પડ્યા. અહીં વચ્ચે જણાવી દેવાની આવશ્યકતા છે કે તે સમયમાં સૈયદ બુધ્ધુશાહનો મુકામ એ ભંગાની નામક યુદ્ધસ્થાનથી ચારેક ગાઉના અંતરે જ હોવાથી તેને પઠાણોની વિશ્વાસઘાતકતા તથા નમકહરામીના સમાચાર મળતાંની સાથે જ તે પોતાના સૈન્ય સહિત ગુરુજીની મદદે દોડી આવ્યો હતો અને વખતસર રણભૂમિમાં આવી પહોંચ્યો હતો. પુનઃ અસિઓનો ઝણત્કાર શ્રવણગોચર થવા લાગ્યો, સૈનિકોનાં મસ્તકો તથા ધડો તલ્વારોના પ્રહારથી ભિન્ન થઇને ભૂમિપર પડવા લાગ્યાં, રક્તની સરિતા વહન કરવા લાગી, બંદૂકની ગોળીઓ તથા બાણોની મૂશળધાર વૃષ્ટિ-તળે ક્ષાત્રવ્રતધારી વીર પુરુષો માર માર કરતા આગળ ધસીને શત્રુ-ઓને સંહારવા લાગ્યા અને પોતાની પ્રતિજ્ઞા તથા પોતાના વીરવ્રતની પૂર્તિ કરતા દેખાવા લાગ્યા. બીજે દિવસે પણ સંધ્યાકાળ થતાં સંગ્રામને બંધ રાખવામાં આવ્યો.

* * * *

તૃતીય દિવસના પ્રભાતમાં યુદ્ધના આરંભ પૂર્વે ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાના ચૂંટી કાઢેલા દીવાન નંદચંદ્ર, મહંત કૃપાલદાસ[1] નંદલાલ શાહી, મેહરચંદ્ર, ભાઈ સેગ, ભાઈ જિતમલ્લ, ગુલાબરાય, ગંગારામ, દયારામ, ભાઈ જીવન તથા લાલચંદ હલવાઈ આદિક અગ્રણી સેનાનાયકોને મોર્ચાપર ઊભા રાખી એવો તીવ્ર ઉપદેશ આપ્યો કે: "મારા વીર બંધુઓ, આજે શત્રુઓને તમારે વીણીવીણીને મારવાના છે અને શત્રુદલના નાયકોના જીવનદીપોને પ્રથમ બુઝાવી નાખવાના છે એ કદાપિ ભૂલશો નહિ; કારણ કે, નહિ તો શત્રુપક્ષના સૈનિકોની સંખ્યા અતિશય વિશેષ હોવાથી કદાચિત્ આપણાથી શત્રુ સૈન્યનો પરાજય નહિ કરી શકાય." ગુરુજીની આ આજ્ઞાને મસ્તક પર ધારણ કરીને તે અજેય ખાલસા વીરોએ શત્રુઓપર શસ્ત્રાસ્ત્રને ચલાવવાનો આરંભ કરી દીધો. ખાલસાની બંદૂકો પોતાના લંબ મુખમાંથી ગોળીઓની અતિવૃષ્ટિ વર્ષાવવા લાગી, ખાલસાની તલ્વારો તીવ્ર ત્વેષમાં આવી જઇને શત્રુઓના રક્તપાનથી તૃપ્ત થવા લાગી અને ખાલસાનાં ધનુષ્યોમાંથી છૂટેલા બાણો અર્જુનના ગાંડીવમાંથી છૂટેલા બાણોનું સ્મરણ કરાવવા લાગ્યા. મહંત કૃપાલદાસના હસ્તથી શત્રુપક્ષમાં મળી જનાર વિશ્વાસઘાતક તથા નમકહરામ પઠાણોમાંના કાલેખાન તથા હયાતખાન નામક બે પઠાણ સર્દારોની હયાતીનો ખાતમો થઈ ગયો અને ત્રીજો નિજામતખાન નામક પઠાણ સર્દાર

---

૧ જે પાંચ સો 'ખાવાપીવામાં નહિ વાણ, કામ કર્યામાં કંઠે પ્રાણ' એ લોકોક્તિની સંપૂર્ણ સાર્થકતા કરી બતાવનારા ઉદાસીન સાધુઓ યુદ્ધના પ્રથમ દિવસની રાત્રિયે જ પલાયન કરી ગયા હતા તેમનામાંનો મહંત કૃપાલદાસ નામક એક વીરનર પોતાના પોતા જેવા જ પાંચ અભય વીર શિષ્યોસહિત રણભૂમિમાં હિમાચલ સમાન દૃઢતાથી ગુરુજીના પાર્શ્વમાં ઊભો રહીને શત્રુઓ સાથે લડ્યો હતો, પોતાના સમસ્ત મંડળના ચાલ્યા જવા છતાં તેણે ગુરુના પક્ષને ત્યજ્યો ન હોતો અને અનેક નમકહરામ પઠાણ સર્દારો તથા સૈનિકોને કંઠસ્નાન કરાવીને પોતાની હિન્ડ તરીફની યોગ્યતાનો વિશ્વને પર્યાપ્ત પરિચય કરાવી દીધો હતો. ધન્ય છે એવા વીરાત્મા સાધુઓને ! હેહર નામક કસ્બામાં એ મહંત કૃપાલદાસનું સ્થાનક અત્યારે પણ વિદ્યમાન છે.

ભાઈ લાલચંદના શસ્ત્રથી જહન્નમવાસિલ થઈ ગયો. પોતાના પક્ષના સેનાધ્યક્ષોની આવી દુર્દશા થયેલી જોઇને પ્રવીણ બાણાવલી પર્વતેશ્વર હરિચંદ પોતાના ધનુષ્યની પ્રત્યંચા ચઢાવીને ગુરુ ગોવિન્દસિંહ સમક્ષ આવી ઊભો રહ્યો અને તેણે ગુરુજીને લક્ષ્ય કરીને પોતાના બાણને છોડી પણ દીધો. ગુરુ ગોવિન્દસિંહ એ વેળાયે અશ્વારોહણ કરીને યુદ્ધમાં ઝૂંઝી રહ્યા હતા એટલે તેમને હરિચંદના એ બાણને નિષ્ફળ કરવાનો સમય મળવા પૂર્વે તે બાણે ગુરુજીના અશ્વના શરીરમાં પ્રવેશ કરીને તે અશ્વને ધરાશાયી કરી દીધો. ગુરુજી એક અન્ય સૈનિકને અશ્વપરથી ઊતારીને તેના અશ્વપર બેસી ગયા એટલામાં એક દ્વિતીય બાણ તેમના શરીરને સ્પર્શ કરીને સનસનાટ કરતો ચાલ્યો ગયો. ગુરુજીનો કોપ હવે અનિવાર્ય થતાં ગુરુજીએ પોતાના ધનુષ્યની પ્રત્યંચા ચઢાવીને પર્વતેશ્વર હરિચંદ પર જે પૂર્ણ બળથી બાણ છોડ્યો તે બાણ હરિચંદના તાલુને ભેદીને કંઠના પશ્ચાદ્ભાગમાં બહાર નીકળ્યો અને પર્વતેશ્વર હરિચંદ પોતાના અશ્વ પરથી નીચે પડીને પડતાંની સાથે જ સીધો યમલોકમાં પ્રયાણ કરી ગયો. એજ વેળાયે પર્વતેશ્વર કેસરીચંદ અને પર્વતેશ્વર સુખદયાલ પણ આહત થયા, ઘવાયા, અને તેથી પોતાના જીવનને સુરક્ષિત રાખવામાટે અશ્વોને રણભૂમિમાંથી પાછા વાળીને પલાયન કરી ગયા. આ પર્વતેશ્વરોને પલાયન કરતા જોઇને અને હરિચંદને હણાયલો જોઇને તેમના સૈનિકો હતાશ તથા હતોત્સાહ થઈ જતાં તેમણે પણ રણક્ષેત્રમાંથી પાછાં પગલાં કરીને પલાયનના વ્યવસાયને આરંભી દીધો. ગુરુજીએ તે ક્ષણે જ પોતાના સૈનિકોને તેમની પાછળ પડવાની તથા તેમને સંહારવાની આજ્ઞા આપી દીધી અને તે મૂર્ખ પર્વતેશ્વરોએ પૃષ્ઠભાગની રક્ષાનો કશોય પ્રબંધ કરેલો ન હોવાથી ખાલસા સૈનિકોએ વેગપૂર્વક તેમની પાછળ પડીને તેમનામાંના ઘણાકોને ઠાર તથા ઘણાકોને ઘાયલ કરી નાખ્યા અને અંતે જ્યારે ગુરુજીએ તેમને પાછા ફરવાનું કહ્યું ત્યારે જ તેઓ પાછા ફર્યાં. શત્રુઓના શિબિરમાંની અન્નસામગ્રી, શસ્ત્રાસ્ત્રો, દારૂગોળા તથા ધન આદિક વસ્તુઓ ખાલસા સૈન્યને મળી ગઈ. આ યુદ્ધમાં ગુરુગોવિન્દસિંહજીના પક્ષના ભાઈ સેગૂ તથા જિતમલ્લ આદિક કેટલાક વીર ખાલસા વીર-

ગતિને પ્રાપ્ત થઇ ગયા અને સૈયદ બુધ્ધુશાહનો શૂરવીર પુત્ર પણ કામ આવી ગયો. છતાં વિજયદેવીએ વરમાળા તો ગુરુગોવિન્દસિંહના કંઠમાં-જ આરોપી દીધી અને ગુરુજી વિજયનો ડંકો વગડાવતા વિજયનાદ સહિત પાછા પૌંટા દુર્ગમાં આવી લાગ્યા.

ગુરુ ગોવિન્દસિંહજીએ પૌંટા દુર્ગમાં આવીને આ વિજયના ઉપલક્ષ્યમાં એક મોટો દર્બાર ભર્યો, જે જે સેનાધ્યક્ષોએ યુદ્ધમાં પ્રાણોપર ઉદાર થઇને અપૂર્વ ઉત્સાહ દર્શાવ્યો હતો તે સર્વ સેનાધ્યક્ષોને પોશાકો આપીને તેમનું અતિશય ગૌરવ કર્યું; મહંત કૃપાલદાસને અતિશય ધન્યવાદ સમર્પીને પોતાના મિત્રની પદવી આપી તથા તેમની પૂજ્યતાને અતિશય વધારી દીધી અને સૈયદ બુધ્ધુશાહે, તે પોતે મુસલ્માન હોવા છતાં, અણીની વેળાયે પોતાના સૈન્ય સહિત આવીને અવર્ણનીય તથા અમૂલ્ય સહાયતા આપેલી હોવાથી અને આ વિજય તેની સહાયતાના પરિણામે જ મળેલો હોવાથી ગુરુજીએ પ્રેમથી તેને ગળે વળગાડીને પોતાની અડધી પાઘડી, પોતાનો કંઘો (કાંસકી) તથા પોતાના હસ્તાક્ષરવાળું પ્રશસ્તિપત્ર આપ્યાં[1] તેમ જ જિહ્વાથી પણ તેની પ્રશંસાના સેતુ બાંધી દીધા. ત્યાર પછી ગુરુજીએ પોતાના સર્વ ખાલસા સૈનિકોને બોલાવી, તેમની વીરતાની સ્તુતિ કરી તેમને યોગ્ય પારિતોષિક તથા સરપાવ આપીને સંતોષ્યા; માત્ર એટલું જ નહિ, પણ જે સૈનિકો યુદ્ધમાં વીરગતિને પ્રાપ્ત થયા હતા તે સર્વની શાસ્ત્રોક્ત વિધિથી ઉત્તરક્રિયા કરાવીને તેમની વિધવાઓ તથા તેમનાં અનાથ સંતાનોના પાલન પોષણની પણ યોગ્ય વ્યવસ્થા કરી આપી. ગુરુજીની આ ગુણગ્રાહકતા તથા ઉદારતાનો જનસમુદાયના હૃદયમાં એવો તો અદ્ભુત પ્રભાવ પડી ગયો કે લોકો હવે તેમને પંજાબના પૃથ્વીપતિ જ માનવા લાગ્યા અને રાજા પ્રમાણે જ માન આપવા લાગ્યા.

---

૧ "ગુરુ ગોવિન્દસિંહજીની આપેલી એ વસ્તુઓને અત્યંત પવિત્ર માનીને સૈયદ બુધ્ધુશાહના ઉત્તરાધિકારીઓએ અત્યાર સૂધી બહુ જ સંભાળપૂર્વક જાળવી રાખી છે." એમ 'પંથપ્રકાશ' નામક ગ્રંથમાં લખેલું છે. હિન્દુઓમાટે આ પરિસ્થિતિ અથવા ઘટના તે એક અભિમાનવર્ધિની ઘટના છે એમ કોઇ પણ કહી શકે તેમ છે.

આ વિજયોત્સવ થઇ ગયા પછી કેટલાક દિવસ વીતી જવા દઇને પૂજ્ય માતુશ્રી ગુજરીબાઇએ પોતાના પુત્ર ગુરુ ગોવિન્દસિંહજીને પોતાની પાસે બોલાવીને ગંભીરતાથી કહ્યું કેઃ "આપણે નાહનના રાજા મેદિની-પ્રકાશના આગ્રહથી જ આ પાર્વતપ્રદેશમાં પૌંટા નામક ગ્રામ વસાવીને રહ્યાં છીએ અને આ પ્રદેશમાં વસવાનો આપણો જે આશય હતો તે સિદ્ધ થઇ ગયો છે એટલે હવે અહીંના પર્વતેશ્વરો સાથે આપણા વિરોધનો આરંભ થઇ ગયેલો હોવાથી અને આ સ્થાન હવે આપણા માટે સુરક્ષિત ન હોવાથી મારી એવી ઇચ્છા છે કે આપણે પાછાં આનંદપુરમાં જઇને રહીએ તો વધારે સારું. ત્યાંથી આ પર્વતેશ્વરોને તારાથી પોતાનો વિશેષ પ્રભાવ દેખાડી શકાશે અને ઇષ્ટ કાર્યને ઇચ્છાનુસાર સિદ્ધ કરી શકાશે."

ગુરુ ગોવિન્દસિંહજી પોતાનાં માતુશ્રીની આજ્ઞાને અકાલ પુરુષની આજ્ઞા માનતા હોવાથી વિરોધી પર્વતેશ્વરોના વિરોધના ભયથી નહિ, પરંતુ પોતાની માતાની આજ્ઞાથી જ થોડા દિવસમાં પૌંટા દુર્ગને ત્યજીને તેઓ પાછા પોતાના કુટુંબસહિત આનંદપુરમાં આવી લાગ્યા અને ત્યાં જ વસવા લાગ્યા.

આનંદપુરમાં ગુરુજીએ નિવાસ કર્યા પછી અલ્પ સમયમાં ક્ષત્રિય-જાતિના એક સિખ્ખે પોતાની સુંદરીજી નામની રૂપસુંદરી તથા ગુણસુંદરી કન્યાને ગુરુજી સાથે પરણાવવાની ઇચ્છાથી ગુરુજીને નાળીયેર મોકલ્યું અને તેનો સ્વીકાર કરીને સંવત્ ૧૭૪૨ ના આષાઢ માસની કૃષ્ણ સપ્તમીને દિવસે ગુરુ ગોવિન્દસિંહનો દ્વિતીય લગ્નસમારંભ થઇ ગયો અને એ દ્વિતીય પત્નીના ઉદરથી જે પ્રથમ પુત્રનો જન્મ થયો તેનું નામ ગુરુજીએ અજિતસિંહ રાખ્યું.

આનંદપુરમાં આવ્યા પછી પણ ગુરુજીએ પોતાના સૈન્યબળ તથા દુર્ગબળને વધારવાનું કામ ચાલૂ જ રાખ્યું હતું અને તેના પરિણામે તેમના બીજા લોહગઢ, આનંદગઢ, ફૂલગઢ તથા ફતહગઢ નામક ચાર અજેય દુર્ગ બંધાઇને તૈયાર થઈ ગયા હતા. દિવસાનુ-દિવસ તેમના ખાલસા સિખ્ખોની સંખ્યા પણ વધતી જતી હતી અને તેમનો ધનભંડાર પણ અપરિમિત થતો જતો હતો.

ગુરુ ગોવિન્દસિંહજીના પ્રતાપ, યુદ્ધકૌશલ્ય તથા વિજયને જોઇને પર્વતેશ્વરો પ્રથમથી જ ભયચકિત તો થયેલા જ હતા અને ગુરુજીના વધતા જતા બળના સમાચાર ત્યાર પછી પણ નિત્ય તેમને મળ્યા કરતા હતા એટલે હવે 'જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર' અથવા 'ભય બિન હોય ન પ્રીતિ' એ નિયમ અનુસાર તેઓ ગુરુજી સાથે મિત્રતાને સ્થાપવાની ઇચ્છા કરવા લાગ્યા, તેમણે પોતાની ઇચ્છા ગુરુજીને પોતાના એક સંદેશવાહકદ્વારા દર્શાવી, ગુરુજીનો પ્રથમથી જ સર્વ હિન્દુઓને એકતાના સૂત્રમાં બાંધી લેવાનો આશય હોવાથી તેમણે તેમની એ ઇચ્છાને આનંદપૂર્વક સ્વીકારી લીધી અને તે પર્વતેશ્વરો સાથે સંધિ કરી લીધો. હવે પર્વતેશ્વરો ગુરુ ગોવિન્દસિંહ હિન્દુધર્મ તથા હિન્દુજાતિના કોઈ પણ શત્રુ ઉપર જો આક્રમણ કરે તો તે આક્રમણમાં તેમ જ તેમના શત્રુસંહારક સંગ્રામોમાં તેમના માંડલિકો અથવા સહાયકો તરીકે ભાગ લેવાને તથા પોતાથી આપી શકાય તે સર્વ સહાયતાઓ આપવાને એ સંધિપત્રમાં હસ્તાક્ષર કરીને પ્રતિજ્ઞાબદ્ધ થયા; જે કાર્ય સામોપચારથી સિદ્ધ ન હોતું થયું તે શસ્ત્રના ચમત્કારથી સિદ્ધ થઈ ગયું અને ગુરુજીના હૃદયમાંથી પર્વતેશ્વરોના અથવા તો પોતાના જ જાતિબંધુઓના વિરોધની ચિન્તા ઓછી થઈ ગઇ.

એ પર્વતેશ્વરોને અત્યાર સુધીમાં મુગલ સરકાર સાથે વિરોધ કરવાનો, મુગલસેના ઉપર આક્રમણ કરવાનો તથા પોતાની સ્વતંત્રતાને સ્થાપવાનો પ્રસંગ એક વાર પણ પ્રાપ્ત થયો ન હોતો; પરંતુ હવે તેમણે તે પદને સ્વીકારી લેવામાં નિમેષ માત્રનો પણ વિલંબ ન કર્યો કે જે પદનો પ્રત્યેક પરાજિતા જાતિને પોતાના સ્વાતંત્ર્યપ્રાપ્તિના સંગ્રામના સમયમાં સર્વથી પ્રથમ સ્વીકાર કરવો જ પડે છે. ગુરુ ગોવિન્દસિંહજીના પ્રભાવ તથા બળથી તે પર્વતેશ્વરોએ ગુરુજીની આજ્ઞા અનુસાર મુસ્લિમ સામ્રાજ્ય સાથેના નિષ્ક્રિય પ્રતિરોધનો આરંભ કરી દીધો અને બાદશાહ ઔરંગજેબની સેવામાં તેઓ અત્યાર સુધી જે વાર્ષિક કર અથવા ખંડણી મોકલતા હતા તે ખંડણી આપવાની તેમણે સ્પષ્ટ શબ્દોમાં ના પાડી દીધી. બાદશાહ ઔરંગજેબ એ વેળાએ દક્ષિણમાં હતો અને ગોવળકોંડા નામક રાજ્યને જીતી લેવામાટે

આરંભેલા યુદ્ધમાં રોકાયલો હતો, ત્યાં તેને એ સમાચાર મળ્યા કેઃ "ગુરુ ગોવિન્દસિંહના ઉપદેશ તથા પરામર્શથી પંજાબના પર્વતેશ્વરો અથવા પહાડી રાજાઓએ શહનશાહને ખંડણી આપવાનું બંધ કરી દીધું છે અને તેઓ પોતાને સ્વતંત્ર રાજાઓ તરીકે ઓળખાવવા લાગ્યા છે." ઔરંગજેબ આ સમાચાર સાંભળીને આગભભૂકો થઈ ગયો અને ગુરુ ગોવિન્દસિંહજીના વધતા જતા બળના સમાચાર તે નિરંતર સાંભળ્યા કરતો હોવાથી પોતાના મનમાં કહેવા લાગ્યો કેઃ—

"દક્ષિણમાં પહાડી ઉંદર શિવાજીએ મારી શહનશાહતના પાયાને ઢીલો કરી નાખ્યો છે; રાજપૂતાનામાં ચિત્તોડના રાણા રાજસિંહે મુગલિયા શહનશાહતને જામવા નથી દીધી અને પંજાબમાં વળી આ નવો દુશ્મન પયદા થઈને મારી શહનશાહતની ઇમારતને હચમચાવી નાખવામાટે તૈયાર થઇ ગયો છે. આ કાફિરો શું કરશે અને શું નહિ, એ કાંઈ કળી શકાતું નથી. ખયર, વક્ત આવતાં એ પંજાબના નવા કાફિરની પણ હું બરાબર ખબર લઇશ અને એના બાપને દિલ્લીમાં કત્લ કરાવ્યો હતો તેવી રીતે એને પણ કત્લ કરાવી નાખીશ!"

ઔરંગજેબથી તત્કાળ દિલ્લી આવી શકાય તેમ ન હોવાથી અને દિલ્લીમાં આવ્યા વિના પંજાબના શાસનનો યોગ્ય પ્રબંધ કરી શકાય તેમ ન હોવાથી એ સમાચાર સાંભળવા છતાં અત્યારે તો તેણે મૌન તથા શાંતિનું જ અવલંબન કરી લીધું.

* * * *

કેટલાક સમય પછી ગુરુ ગોવિન્દસિંહજીનાં દ્વિતીય ધર્મપત્ની સુંદરીજીએ એક દ્વિતીય પુત્રરત્નને જન્મ આપ્યો અને તે પુત્રનું નામ ધીરસિંહ રાખવામાં આવ્યું. અર્થાત્ ગુરુ ગોવિન્દસિંહનાં પ્રથમ પત્નીનાં ઉદરથી જન્મેલા બે પુત્રો ઝુંઝારસિંહ તથા જોરાવરસિંહ અને દ્વિતીય પત્નીના ઉદરથી જન્મેલા બે પુત્રો અજિતસિંહ તથા ધીરસિંહ મળીને ગુરુ ગોવિન્દસિંહના ચાર પુત્રો થયા અને પોતાના પુત્રના તે ચારે પુત્રોને રમાડવા તથા ઉછેરવાનું ભાગ્ય ગુરુ ગોવિન્દસિંહનાં માતુશ્રી ગૂજરીબાઇને પ્રાપ્ત થતાં તેઓ પોતાને એક મહાભાગ્યશાલિની આર્ય નારી માનવા લાગ્યાં અને તેમના આનંદ તથા હર્ષનો અતિરેક થવા લાગ્યો.

* * * *

ઔરંગજેબ દક્ષિણમાં આરંભેલા પોતાના યુદ્ધકાર્યથી નિવૃત્ત થઇને પાછો દિલ્લીમાં આવ્યો અને ત્યાં આવતાંની સાથે જ તેણે પોતાના મિયાઁખાઁ, અલિફખાઁ તથા જુલ્ફિકારખાઁ નામક ત્રણ ચુનંદા સર્દારોને એક મોટી ફોજ આપીને એવો હુકમ ફર્માવ્યો કેઃ "તમો ફોરન પંજાબમાં પહોંચી જાઓ અને જે પહાડી રાજાઓએ બગાવત–રાજદ્રોહ–કરીને ખંડણી આપવાનું બંધ કર્યું છે તેમની પાસેથી તેમના પર ચઢેલી બધી ખંડણી એકદમ વસૂલ કરી લ્યો. જો પહાડી રાજાઓ માથાં ઉચકવાની જરા પણ કોશિસ કરે, તો તેમને એવા દાબી દેજો કે પાછા ઊઠવા જ ન પામે અને તેમને જણાવી દેજો કે 'આ શહનશાહ ઔરંગજેબ છે એટલે એની સામે માથાં ઉચકવાથી તમારાં માથાં કપાઈ જશે અને તમારાં બાલબચ્ચાં રખડી રઝળીને કૂતરાના મોતે મરી જશે.' છતાં પણ જો તેઓ ન માને, તો તેમને પકડીને અહીં લાવી મારી આગળ હાજિર કરી દેજો એટલે પછી હું તેમની સાથેના હિસાબને ચૂકતે કરી લઇશ."

તે ત્રણે મુસલ્માન સર્દારો પોતાની ફોજને લઇને પંજાબની દિશામાં પ્રયાણ કરવા લાગ્યા. તેમનામાંનો મિયાઁખાઁ જમ્મૂ તર્ફ ગયો અને અલફખાઁ તથા જુલ્ફિકારખાઁ અન્ય પહાડી રિયાસતો તર્ફ જવાને રવાના થયા. હિન્દુઓના આવા ધર્મરક્ષા, જાતિરક્ષા તથા આત્મરક્ષાના પ્રસંગોમાં વિધર્મી સત્તાધીશોને જેવી રીતે હમેશા ધર્મદ્રોહી, જાતિદ્રોહી, તથા કુહાડાના હાથા રૂપ વર્ણસંકર હિન્દુ સહાયકો મળતા રહ્યા છે તેવી રીતે આ વેળાયે પણ કજોડીનો રાજા કૃપાલચંદ્ર તથા દયાલચંદ્ર નામક બે હિન્દુ પર્વતેશ્વરો, તેમને એ મુસલ્માન સર્દારોના આગમનના સમાચાર પ્રથમથી મળી ગયેલા હોવાથી, પોતાને શહનશાહ ઔરંગજેબના કોપથી મુક્ત રાખવાના; પોતાના જીવન, કુટુંબ, રાજ્ય તથા ધન આદિકને સુરક્ષિત રાખવાના અને બની શકે તો જાતિદ્રોહ કરીને વિધર્મી શહનશાહ પાસેથી નવીન જાગીરો મેળવી લેવાના નીચાતિનીચ આશયથી એ મુસલ્માન સર્દારોને માર્ગમાં જ ગુપ્ત રીતે જઈ મળ્યા અને કહેવા લાગ્યા કેઃ "શહનશાહ સલામત સાથે અમારો કશો પણ વિરોધ નથી; બીજા રાજાઓ એકત્ર બળથી

અમારા પર હલ્લો કરીને અમારી પાયમાલી ન કરી નાખે એટલા-માટે જ કેવળ એમને રાજી રાખવાને અમોએ ખંડણી આપવાનું બંધ કર્યું છે; હવે આપ આવી લાગ્યા છો એટલે અમો નિર્ભય છીએ અને ચઢેલી ખંડણી ઉપરાંત આપને અમારી બીજી કાંઇ પણ મદદ જોઇએ તે આપવાને પણ તૈયાર છીએ." મુસલ્માન સદરિાએ એ બન્ને પર્વતેશ્વરોને અભયવચન આપીને પોતાના પક્ષમાં લઈ લીધા. ખરેખર, જો ભારતવર્ષમાં આવા સ્વાર્થપરાયણ, ધર્મદ્રોહી, જાતિદ્રોહી તથા આત્મવંચક વર્ણસંકર હિન્દુઓ વારંવાર ઉત્પન્ન થતા રહ્યા ન હોત, તો ભારતવર્ષના રાજસિંહાસન પર કદાપિ વિધર્મીઓ ન વિરાજત, હિન્દુ-સામ્રાજ્યનો અંત ન થાત અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની જે ઘોર દુર્દશાના વૃત્તાંતો ઇતિહાસનાં પૃષ્ઠોમાં લખાયલાં છે તે કદાપિ ન લખાત. આ પરિસ્થિતિને ઉત્પન્ન કરીને અકાલપુરુષ અથવા વિધાતા પુરુષ ગુરુ ગોવિન્દસિંહના પ્રચંડ પ્રતાપનો સમસ્ત સંસારને સાક્ષાત્કાર કરાવવાના અવસરને જ ઉપસ્થિત કરી રહ્યો હતો.

——:o:——

## પ્રકરણ ૧૧ મું
## મુસલ્માનોના પૈશાચિક અત્યાચાર

——:o:——

"O ! to struggle against odds, to meet enemies undaunted.
To be entirely alone with them, to find how much one can stand,
To look strife, torture, prison, popular ruin face to face,
To mount the scaffold, to advance to the muzzles of guns with perfect non-chalance,
To be indeed a God !"

*Walt Whitman.*

મહાધર્માંધ હિન્દુદ્વેષ્ટા નિર્દય અત્યાચારી શહનશાહ ઓરંગ-જેબના મોકલેલા મિયાઁખાઁ, અલફ્ખાઁ તથા જુલ્ફિકારખાઁ નામક મુસલ્માન સેનાનાયકોએ પંજાબમાં આવીને પોતાના મુસ્લિમ સૈનિકોને ભૂખ્યા વરુઓ પ્રમાણે હિન્દુઓપર છોડી દીધા એટલે તેઓ પોતાના

નિત્યના નિયમ પ્રમાણે હિન્દુઓની દેવમૂર્તિઓને ભ્રષ્ટ કરવાના, હિન્દુ દેવમંદિરોને તોડીને ધરાશાયી કરવાના, હિન્દુઓને બળાત્કારે વટલાવીને મુસલ્માન બનાવવાના, હિન્દુ સ્ત્રીઓની પવિત્રતાને નષ્ટ કરવાના અને જેઓ ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન ન થાય તે હિન્દુઓને નિર્દયતાથી તલ્વારને ઘાટ ઊતારી દેવાના પૈશાચિક વ્યવસાયમાં લાગી ગયા; માત્ર એટલું જ નહિ, પણ પૂર્વે જણાવ્યા પ્રમાણે પંજાબના જે કૃષિકાર મુસલ્માનો હિન્દુઓ સાથે ભાઇચારાથી વર્તતા હતા અને ઔરંગજેબના હસ્તથી હિન્દુઓપર થતા ધાર્મિક અત્યાચારોને અંતઃકરણપૂર્વક ધિક્કારતા હતા તે શાંતિપ્રિય મુસલ્માનોને પણ મુલ્લાઓ તથા મૌલવીઓએ "ઓ ઇમાનદારો, તમોને અલ્લાહ તાલાએ એટલામાટે જ પયદા કર્યા છે કે તમો દુનિયામાં ઇસ્લામની રોશનીને ફેલાવતા રહો અને દુનિયામાંથી કુફ્ર તથા કાફિરને નીસ્તો નાબૂદ કરી નાખો! એક કાફિરને કલમો પઢાવી, મુસલ્માન બનાવીને ઇસ્લામમમાં લાવવાથી આખી જિન્દગીના રોજા તથા નમાજનો સવાબ મળી જાય છે, ખુદાના સાચા મજહબ ઇસ્લામને ફયલાવવાથી મુસ્લિમ મર્દોને જન્નતની હૂર તથા મુસ્લિમ ઔરતોને પરીજાદ મર્દોની પ્રાપ્તિ થાય છે, કયામતને દિવસે ખુદાતાલા તેમના સઘળા ગુનાહોની મોઆફી બખ્શે છે, ફરિશ્તાઓ તેમનાં ચરણની ધૂળને પોતાના માથા પર ચઢાવે છે અને પરવરદિગાર પોતે પોતાના તખ્તપરથી નીચે ઊતરીને તેમના મુબારક હાથોને ચૂમવાની ઉદારતા દર્શાવે છે; એથી ખિલાફ જે મુસલ્માનો કાફિરો સાથે ભાઇચારાથી વર્તીને કાફિરોના કુફ્રને બર્દાસ્ત કરતા રહે છે, કુફ્ર નામના અંધકારને દુનિયામાંથી હટાડવાની કોશિશ નથી કરતા અને દીન ઇસ્લામને ફયલાવવાના પોતાના મુસલ્માન તરીકેના ફર્જને અદા નથી કરી બતાવતા તે મુસલ્માનોપર ખુદા લાનત વર્ષાવતો રહે છે અને તેમને એવા ખૌફનાક જીવતા દોજખમાં નાખી દે છે કે જ્યાં તેઓ દોજખની આગમાં હમેશા બળ્યા કરે છે; એટલામાટે હિન્દુ કાફિરો સાથેના આ ખોટા ભાઇચારાને છોડી દ્યો, કાં તો તેમને ઇસ્લામ કુબૂલ કરાવીને મુસલ્માન બનાવી દ્યો અને કાં તો તેમને રેંસી નાખીને ગાજીના પદને મેળવી

લ્યો. જો તમો તેમને મુસલ્માન બનાવવાની કોશિશમાં મરી જશો, તેમની તલ્વારોથી કપાઈ જશો, તો પણ તમો શહીદની પદવીના અધિકારી થતાં જન્નતના દર્વાજા તો તમારા માટે ખુલ્લા જ રહેશે અને ત્યાં તમો હૂરોગિલમાન સાથે મનગમતા ઐયશ ભોગવી શકશો. આ જિહાદ અથવા ધર્મયુદ્ધમાં શહનશાહના સિપાહસાલારો તથા સિપાહોને મદદ કરવી એ મુસલ્માનો તરીકે તમારો ખાસ ફર્જ છે, તો તૈયાર થાઓ અને કુફ્ર તથા કાફિરોને બર્બાદ તથા નાબૂદ કરો;' આવાં આવાં ભાષણો તથા વ્યાખ્યાનો સંભળાવીને ઉશ્કેરવા માંડ્યા, તેમનાં હૃદયોમાં ઇસ્લામ તથા કુફ્રના ભેદને ઉત્પન્ન કરી દીધો અને તેથી જન્નતની હૂરોને મેળવવામાટે આતુર થયેલા કૃષિકાર તથા અન્યાન્ય મુસલ્માનો પણ પોતાના ગ્રામવાસી અથવા પાડોશી હિન્દુ ભાઇઓ તથા હિન્દુ બહેનો પર જુલ્મનો વર્ષાદ વર્ષાવવા મંડી ગયા. પોતાના ગ્રામવાસી મુસલ્માનો જ પોતાપર આવા અત્યાચારો કરવાને કટિબદ્ધ થઈ જશે એવી હિન્દુઓના મનમાં શંકામાત્ર પણ ન હોવાથી અને ઘણાંક ગ્રામોમાં મુસલ્માનો કરતાં હિન્દુઓની વસતી બહુ થોડી અથવા ઓછી હોવાથી કેટલાક નમાલા હિન્દુઓ ગૃહ, ધન તથા જીવનની રક્ષામાટે અનિચ્છાપૂર્વક પોતાના હિન્દુધર્મને તજીને મુસલ્માન થવા લાગ્યા, કેટલાક ધર્મપ્રાણ હિન્દુઓ જાલિમ મુસલ્માનોની તલ્વારથી રેંસાઈ જવા લાગ્યા અને કેટલાક હિન્દુઓ સ્થાનત્યાગ તથા પલાયન વિના ધર્મરક્ષા, જાતિરક્ષા તથા પ્રાણરક્ષાનો અન્ય કોઈ માર્ગ ન જોઇને 'सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः' એ ન્યાયનું અવલંબન કરી પોતાના ધર્મ, પોતાની જાતિ તથા પોતાના તેમ જ પોતાનાં આત્મીય જનોના જીવનની રક્ષામાટે પોતાની સ્થાવર તથા જંગમ સંપત્તિના મોહને ત્યજી દઇને પોતાનાં સ્થાનોમાંથી અન્ય સુરક્ષિત સ્થાનોમાં પહોંચવામાટે પલાયન કરવા લાગ્યા.

મુસલ્માનોના પૈશાચિક અત્યાચારોથી ત્રાસી ગયેલાં હિન્દુ સ્ત્રી પુરુષોનો એક લઘુ સમુદાય એક પાર્વત ગ્રામમાંથી નીકળીને ધર્માંધ મુસલ્માનોના અત્યાચારોથી બચવામાટે અને કોઈ એક સુરક્ષિત સ્થાનમાં પહોંચવામાટે એક નિર્જન વનના માર્ગમાં અગ્રેસર થઇ રહ્યો

હતો. એ વેળાયે ગ્રીષ્મ ઋતુ વર્તમાન હોવાથી અને મધ્યાહ્નનો સમય હોવાથી ચંડાંશુ સૂર્ય નારાયણનાં ચંડ કિરણોથી તપ્ત થયેલા આસપાસના પર્વતો અગ્નિની જ્વાળાઓને વિસ્તારી રહ્યા હતા અને જંગલના જીવોને બાળીને ભસ્મીભૂત કરી રહ્યા હતા. એ હિન્દુઓ, તેમને પકડવામાટે તેમની પાછળ કેટલાક મુસલ્માનો પડ્યા હતા એ વાર્તાને જાણતા હોવાથી, અજ્ઞાત અરણ્યના મુખ્ય માર્ગમાં ન ચાલતાં આડા માર્ગમાં પ્રવાસ કરી રહ્યાં હતાં; માત્ર એટલું જ નહિ, પણ અલ્પ સમયમાં અધિક પંથ કાપીને વિશેષ દૂર પહોંચી જવાનો તેમનો આશય હોવાથી આવી અસહ્ય ઉષ્ણતામાં પણ તેઓ અતિશય વેગપૂર્વક ચાલી રહ્યાં હતાં; પરંતુ અંતે એ અસ્થિ, માંસ તથા ચર્મનાં બનેલાં મનુષ્યો ક્ષુધા, પિપાસા તથા પ્રવાસના શ્રમથી અશક્ત તથા નિરુપાય થઈ ગયાં અને તૃતીય પ્રહર વીત્યા પછી એક સ્થાનમાં પર્વતની એક ઊંચી ટેકરીની છાયા તથા નિકટમાં જ એક કૂવાને જોઇને ત્યાં જલપાન તથા વિશ્રાંતિના સેવનમાટે થોભી ગયાં. એ સમુદાય વીસ અથવા પચીસ હિન્દુ પરિવારોનો હતો એટલે તેમણે પોતાની પાસે જે અધિક વસ્ત્રો હતાં તેમનાં કામચલાઉ તંબૂઓ બનાવીને ક્ષુધાના નિવારણમાટે રોટલા ટીપવાની તૈયારી કરવા માંડી. એ સમુદાયમાંના બે હિન્દુ યુવકો ખભાપર બંદૂક રાખીને સાવધાન થઈ પ્રહરી તરીકે ઊભા રહ્યા. તેઓ સર્વ એટલી સીમા પર્યન્ત ચિન્તામગ્ન તથા ભયભીત થયેલાં હતાં અને તેમાં પણ સ્ત્રીઓ તો એટલી બધી ગર્ભગલિતા થઇ ગયેલી હતી કે એ નિર્જન જંગલ હોવા છતાં પણ તેઓ ઉંચે સાદે વાત કરવાની હિંમત કરી શકતી ન હોતી.

પ્રહરી તરીકે ઊભા રહેલા બે હિન્દુ તરુણોમાંનો એક તરુણ ભીમકાય, બલાઢ્ય તથા સ્વરૂપસુંદર હતો અને તેનાં નેત્રોમાં એક પ્રકારના આત્મભિમાનની ચમક કોઇ પણ જોનારને દેખાયા કરતી હતી. દ્વિતીય યુવક કાંઇક નીચા ખામણાનો, કૃષ, દુર્બળ, શ્યામવર્ણ તથા કાંઇક કુરૂપ પણ હતો અને તેના મુખમંડળમાં દીનતાદર્શક રેખાઓ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયા કરતી હતી. પ્રથમ તરુણનું નામ ધર્મપાલ અને દ્વિતીય યુવકનું નામ વીરપાલ હતું.

ધર્મપાલે પોતાની બન્દૂકને ભૂમિપર ટેકવી એક વિશાળ શિલાપર બેસતાં વીરપાલને સંબોધીને કહ્યું કે: ',વીરપાલ, તેં તારા ભવિષ્યની વ્યવસ્થાનો કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે? તારી જે પચાસથી સાઠ હજારની સંપત્તિ તારા ગૃહમાં રહી ગઇ છે તેને તો દુષ્ટ મુસલ્માનો લૂટીને લઇ જ જશે એટલે ભવિષ્યમાં તારી પોતાની શી દશા થશે?"

"મારી સંપત્તિ હવે પાછી મારા હાથમાં આવે એ સર્વથા અશક્ય છે; થોડાં ઘણાં ઘરેણાં સાથે લઇ લીધાં હોત, તો આવા સમયમાં કામ લાગત; પણ મુસલ્માનોએ અચાનક આક્રમણ કરવાથી અને તત્કાળ પલાયન કરી જવાની આવશ્યકતા અનિવાર્ય થઇ પડવાથી મારાથી કાંઇ પણ ન લઇ શકાયું અને ઘરના બારણાં ઊઘાડાં મૂકીને જ અમારે ગચ્છંતી કરવી પડી એ તો તું પણ જાણે જ છે. નાહનમાં મારા બે ચાર મિત્રો હોવાથી તેઓ મને અવશ્ય આશ્રય તથા ધનની આવશ્યક સહાયતા આપશે એવો મારો વિશ્વાસ છે; પછી તો જે અકાલ પુરુષ કરે તે ખરું; કારણ કે, આવા સંકટના સમયમાં ઘણીક વાર મિત્રો પણ શત્રુના સ્વરૂપમાં પલટાઇ જાય છે અને જેને આપણે અમૃત માનતા હોઇએ તે હલાહલ સિદ્ધ થાય છે." દ્વિતીય યુવક વીરપાલે ચિંતાતુર હૃદય તથા નિસ્તેજ મુખમુદ્રામાંથી આ ઉદ્ગારો કાઢ્યા, અને ત્યાર પછી ધર્મપાલને સંબોધીને જિજ્ઞાસા દર્શાવી કે: "પણ, ભાઈ, આ ભયમાંથી મુક્ત થયા પછી તારી પોતાની ક્યાં જવાની તથા જીવનનિર્ગમનના કયા માર્ગને સ્વીકારવાની ઇચ્છા છે?"

એ પ્રશ્નના ઉત્તરમાં ધર્મપાલ કાંઇક અહંકારદર્શક તથા નિશ્ચિન્તતાવ્યંજક ભાવથી કહેવા લાગ્યો કે: "મને હૃદયમાં કોઇ પણ પ્રકારની ચિંતાને ઉત્પન્ન થવા દેવાનું કારણ અથવા પ્રયોજન જ શું છે વારુ? એ તો તું જાણે જ છે કે હું ભાડાના ઘરમાં રહેતો હતો અને મારી મિલ્કત પંદર કે વીસ રૂપિયાની કીમતનાં વાસણ કૂસણ તથા ગાદલાં ગોદડાંથી વધારે હતી જ નહિ એટલે ભલે મારી એ મિલ્કત મુગલો લઈ જતા. આપણે ગમે ત્યાં જઇને કોઇની નોકરી પકડી લઇશું એટલે આપણું ગાડું ગબડ્યા કરશે. જેની પાસે કાંઇ હોય અને તે ચાલ્યું જાય તેના મનમાં ચિંતા કે શોક થાય; અહીં તો 'નાગો

નહાય શું ને નચોવે શું' જેવો જ હિસાબ હોવાથી ચિંતાને આપણે આપણા હૃદયમાંથી સદાને માટે દેશવટો આપી દીધો છે."

"અકાલ પુરુષની કૃપાથી જો આજનો દિવસ નિર્વિઘ્ન વીતી જાય અને આપણે આવતી કાલ સુધીમાં કોઈ નિર્ભય સ્થાનમાં પહોંચી જઈએ તો વધારે સારું કે જેથી આપણો ધર્મ તથા આપણી જાતિ તો સુરક્ષિત રહી શકે. લક્ષ્મી તો ચંચલા હોવાથી આજે છે ને કાલે નથી, એટલે લક્ષ્મીના લોપની મારા મનમાં એટલી બધી ચિંતા છે જ નહિ. જો ધર્મ સુરક્ષિત રહેશે ને આપણે પોતે જીવતા રહીશું, તો ઉદ્યોગદ્વારા લક્ષ્મીને તો વળી પાછી પણ મેળવી શકીશું; પણ ધર્મ તથા જીવનની પુનઃ પ્રાપ્તિ નહિ કરી શકાય." દુર્બળ યુવક વીરપાલે નિઃશ્વાસ નાખીને કાંઇક નિરાશાદર્શક ભાવથી આ વચનો ઉચ્ચાર્યાં.

ધર્મપાલે પોતાની બન્દૂકને પાછી પોતાના ખભા ઉપર ઊપાડી લઇને કહ્યું કેઃ "મારા મનમાં તો અત્યારે એ જ ચટપટી લાગી રહી છે કે જો ભૂલ્યાચૂક્યા પાંચ પંદર મુગલો અથવા મુસલ્માનો અત્યારે અહીં આવી ચડે તો આ બંદૂકના કુન્દાથી તેમનાં માથાં તોડી નાખું અને તેમને જહન્નમના રસ્તામાં રવાના કરી દઉં!"

એ બન્ને યુવકો આવા પ્રકારનો વાર્તાલાપ કરી રહ્યા હતા એટલામાં એક અનન્યરૂપસુંદરી તથા તેજસ્વિની હિન્દુ યુવતી એક તંબૂમાંથી દોરી તથા લોટો લઇને અચાનક બહાર નીકળી, અને કૂવા તર્ફ ચાલવા લાગી. તેને પાણી ભરવામાટે કૂવા તર્ફ જતી જોઇને તે બન્ને યુવકો પણ તેની પાછળ ચાલ્યા. પરંતુ વીરપાલ આઠ દશ ડગલાં ચાલીને ઊભો રહ્યો અને ધર્મપાલ આગળ વધી તે યુવતીના હાથમાંથી દોરી લોટો પોતાના હાથમાં લઇને કૂવા તર્ફ પાણી ભરવાને ચાલતો થયો. જતાં જતાં તેણે વીરપાલ પ્રતિ એક બે વાર ગર્વદર્શક તથા વિજયસૂચક દૃષ્ટિપાત કર્યો અને વીરપાલ તેના એ દૃષ્ટિપાતના આશયને સમજી લેવા છતાં જાણે તે કાંઈ પણ ન હોતો જાણી શક્યો એવા અજ્ઞતાના ભાવને દર્શાવતો પોતાની દૃષ્ટિને આકાશાભિમુખ કરીને આકાશનું નિરીક્ષણ કરવા લાગ્યો. તે યુવતીનું

મધુર નામ માધુરી હતું, તેની અવસ્થા લગભગ અઢાર વર્ષની હતી અને તે અદ્યાપિ અવિવાહિતા હોવાથી કુમારિકા હતી. એ રૂપસુંદરી નવયૌવના માધુરીમાં એ ધર્મપાલ તથા વીરપાલ ઉભય યુવકોનો અતિશય અનુરાગ હતો; છતાં ધર્મપાલ 'ગામમાં ઘર નહિ ને સીમમાં ખેતર નહિ,' એવો દરિદ્ર હોવા છતાં રૂપાળો તથા બલાઢ્ય હોવાથી માધુરી ધર્મપાલને પ્રેમ તથા અનુરાગની દૃષ્ટિથી નિહાળતી હતી અને વીરપાળ ધનાઢ્ય હોવા છતાં કુરૂપ તથા દુર્બળ હોવાથી તેના પ્રતિ લેશમાત્ર પણ લક્ષ આપતી ન હોતી. અર્થાત્ નારીજાતિ રૂપપ્રિયા તથા શક્તિપૂજિકા હોવાથી માધુરી ધર્મપાલના રૂપવૈભવ તથા બલવૈભવ સમક્ષ વીરપાલના ધનવૈભવને તૃણ સમાન તુચ્છ જ માનતી હતી. ઘણીક વાર માધુરી નારીસ્વભાવને અનુસરીને અપ્રત્યક્ષ સ્વરૂપમાં માર્મિકતાથી ધર્મપાલ વિષયક પોતાના હૃદયમાં વસી રહેલા અનુરાગને વ્યક્ત પણ કરી બતાવતી હતી. માધુરીનાં માતાપિતા તેને બાલ્યાવસ્થામાં મૂકીને પરલોકવાસી થયેલાં હોવાથી તેને તેની વૃદ્ધા માતામહીએ જ ઉછેરીને મોટી કરી હતી અને તે વૃદ્ધા માધુરીને વીરપાલ સાથે એટલામાટે પરણાવી દેવા ઇચ્છતી હતી કે વીરપાલ સ્થાવર તથા જંગમ સંપત્તિ ધરાવનારો એક સાધનસંપન્ન તથા નમ્રસ્વભાવનો યુવક હોવાથી તેની સાથે પરણીને તેની પૌત્રી પણ સુખિની થાય અને તેને પોતાને પણ તેના ગૃહમાં આશ્રય મળતાં તેની પોતાની નિર્વાહ વિષયક ચિંતાનો પણ અંત આવી જાય. અસ્તુ.

જે વેળાયે ધર્મપાલ માધુરીના હાથમાંથી દોરી તથા લોટો લઇને પાણી ભરવાને ગયો તે જ વેળાયે તેમના બાહ્ય વેશથી મુસલ્માન જેવા દેખાતા કોઈ ચાર અજ્ઞાત પુરુષો પાસેની એક ઘાટી ઝાડીમાં આવીને છુપાઈ રહ્યા અને તેઓ કોઇના પણ જોવામાં ન આવ્યા. થોડી વારમાં ધર્મપાલ જ્યારે કૂવામાંથી પાણી ભરીને પાછો ફર્યો તે વેળાયે પશ્ચિમ દિશામાંથી કેટલાક અશ્વારોહી સૈનિકો તે સ્થાનપ્રતિ વેગપૂર્વક આવતા દૂરથી જોવામાં આવ્યા.તે અશ્વારોહીઓની સંખ્યા પાંચની હતી અને સૂર્યનાં કિરણોના સંમેલનથી તેમની બંદૂકોની નળીઓ ચમકાટ કરી રહી હતી. ધર્મપાલ તેમને મુસલ્માન ઘોડેસવાર

સિપાહીઓ તરીકે ઓળખી લઇને પોતાના મુકામે પહોંચી જવામાટે ઉતાવળથી ચાલવા લાગ્યો, પરંતુ અશ્વોની ગતિ સમક્ષ તેની પોતાની ગતિ નહિવત્ હોવાથી તે હજી તો ચાળીસ કે પચાસ ડગલાં ભાગ્યે જ ભરી શક્યો હશે એટલામાં તો તે યમદૂત સમાન મુસ્લિમ અશ્વારોહીઓએ તેને ચારે તરફથી ઘેરી લીધો અને તેથી ધર્મપાલ એક સાહસી યુવક હોવા છતાં મૃત્યુનાં સ્વરૂપોને પોતાનાં નેત્રો સમક્ષ આવી ઊભેલાં જોઇને અતિશય ભયભીત થઇ ગયો, તેની આંખોમાં અંધારાં આવી ગયાં, તેના હાથમાંનાં દોરી તથા લોટો છટકીને ભોંભેગાં થઇ ગયાં અને તેના ટાંટિયા થરથર ધ્રૂજવા લાગ્યા. એ અશ્વારોહીઓ જુલ્ફિકાર-ખાઁના મુગલ સૈનિકો જ હતા અને મુસલ્માનોના ભયથી પલાયન કરતા હિન્દુઓને પકડી પાડીને કાં તો બળાત્કારે મુસલ્માન બનાવવા અને કાં તો મૃત્યુના મુખમાં ધકેલી દેવાના કાર્યમાટે જ તેઓ જંગલો તથા પર્વતોમાં ગમે ત્યાં ભટકતા ફરતા હતા. ધર્મપાલને ઘેરી લીધા પછી એક મુગલ અશ્વારોહી સૈનિક પોતાના બીજા મુગલ સહચર સૈનિકને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"ગુલામનબી, કરી નાખો કતલ આ કાફિરના સરને અને પહોંચાડી દો એને સીધો જહન્નમમાં."

"અબ્દુલ્લાખાઁ, આ કાફિર જો દીન ઇસ્લામને કુબૂલ કરી લે, તો એની જાન લેવાની કશી પણ જરૂરત નથી." પોતાના સાથી અબ્દુલ્લાખાઁને આવો જવાબ આપીને ગુલામનબી ભયકંપિત ધર્મ-પાલને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "અય કાફિર, જો તું ઇસ્લામને કુબૂલ કરીને મુસલ્માન થવાને તૈયાર હોય, તો તું જીવતો રહી શકીશ અને નહિ તો તારે મરવું જ પડશે. જેવી તારી મરજી; કાં તો કુરાનને સ્વીકારી લે અને કાં તો તલ્વારને પોતાની ગર્દનપર ધારી લે."

"પણ મને આ વિષયના વિચારમાટે થોડો સમય મળવો જોઇએ, ખાઁ સાહબ!" ધર્મપાલે કંપિત શરીર તથા કંપિત સ્વરથી સમયની યાચના કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"અમારાથી તને વિચાર કરવાનો સમય આપી શકાય તેમ નથી. જો આ દુનિયામાં જીવતા રહીને અયશો આરામ કરવાની

તારી ઇચ્છા હોય તો ઇસ્લામને કુબૂલ ફર્માવીને દીનદાર મુસલ્માન થઇ જા અને નહિ તો આ બંદૂકની ગોળીને છાતીમાં ધારણ કરીને મરવાને તૈયાર થા." અબ્દુલ્લાખાઁએ ક્રૂરતાથી આ શબ્દો ઉચ્ચારીને પોતાની બંદૂકને ધર્મપાલની છાતી સામે તાકી દીધી.

"જો હું ઇસ્લામને સ્વીકારીને મુસલ્માન થઇ જાઉં, તો મારા અન્ય સંબંધીઓ તથા સાથીઓને તમો મુસલ્માન થવાનો ફર્જ ન પાડતાં છોડી દેવાની ઉદારતા દર્શાવશો ખરા કે કેમ?" ધર્મપાલે દીનતાદર્શક સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"તારા સાથીઓ તથા સંબંધીઓની પંચાતને છોડી દઇને તું તારું પોતાનું ફોડી લે, સમજ્યો? કાજી સાહબ દુબલે ક્યોં? તો કહા કે સારે શહરકા અંદેશા.' તારા સાથીઓને છોડી મૂકવા કે મુસલ્માન બનાવવા એનો અમારે વિચાર કરવાનો છે. આવા સવાલો પૂછીને દીનદારોને તકલીફ આપવાનો કાફિરને શો અધિકાર છે?" ત્રીજો ગુલામરસૂલ નામક મુગલ વ્યાઘ્ર સમાન ગર્જના કરીને બોલ્યો.

"બોલ, કાફિર રહીને મરવાનો વિચાર છે કે મુસલ્માન થઇને જીવવાનો નિર્ધાર છે?" ચોથા કરીમખાઁ નામક મુગલ સિપાહીએ આમ બોલતાંની સાથે પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી.

ધર્મપાલ બલાઢ્ય તથા સાહસી હોવા છતાં ધર્મરક્ષામાટે પ્રાણાહુતિ આપવા જેટલી ધીરતા તેના હૃદયમાં ન હોવાથી મૃત્યુની ઘટિકાને આવેલી જોઇને ગરીબ ગાય જેવો થઇ ગયો અને બોલ્યો કે: "કૃપા કરીને મને મારશો નહિ; હું ખુદાપર ઇમાન લાવું છું, હજ્રત મહમદ પયગંબરને ખુદાના રસૂલ માનું છું અને કુરાન શરીફને ખુદાની બખ્શેલી કિતાબ તરીકે સ્વીકારું છું. લા ઇલા હા ઇલ્લિલ્લાહ મહમદ યારસૂલિલ્લાહ."

ધર્મપાલને મુસલ્માન થયેલો જોઇને તે પાંચે મુગલો તેમના હર્ષનો અતિરેક થઈ જતાં 'અલ્હમ્દુલિલ્લાહ' વાક્યના ઉચ્ચાર સહિત પ્રેમથી ધર્મપાલને ભેટી પડ્યા અને મુબારકબાદ આપવા લાગ્યા.

માધુરી તથા વીરપાલ એક વિશાલ શિલાની પાછળ લપાઇને ધર્મપાલના ધર્મપરિવર્તનના એ દૃશ્યને લક્ષપૂર્વક જોઈરહ્યાં હતાં તેમ જ

અલ્પ અંતરે ઘાટી ઝાડીમાં છુપાઈ રહેલા ચાર અજ્ઞાત પુરુષો પણ એ દશ્યનું ઇત્થંભૂત અવલોકન કરી રહ્યા હતા. જે વેળાયે અબ્દુલ્લાખાઁએ પોતાની બંદૂકને ધર્મપાલની છાતી સામે તાકી તે વેળાયે વીરપાલે માધુરીને સંબોધીને કહ્યું કે: "આ નરપિશાચો આ ક્ષણે જ ધર્મપાલને મારી નાખશે." માધુરીના મુખમાંથી સ્વાભાવિક જ એવા શબ્દો નીકળી ગયા કે: "હાય, હાય; ગજબ થઈ ગયો; ધર્મપાલના મૃત્યુનો સમય આવી લાગ્યો." પરંતુ ત્યારપછી બે ચાર ક્ષણુમાં જ તે મુગલે પોતાની બંદૂકને પાછી ખેંચી લીધી અને પાંચે મુગલો ધર્મપાલને છાતી સરસો ચાંપીને ભેટવા લાગ્યા એટલે વીરપાલ તથા માધુરી આશ્ચર્યમાં પડી ગયાં અને માધુરીએ એ રહસ્યને ન સમજી શકવાથી કહ્યું કે: "આ યમના દૂતો ધર્મપાલને આવી રીતે પ્રેમપૂર્વક શા કારણુથી ભેટી રહ્યા છે એ કાંઇ સમજી શકાતું નથી." વીરપાલે કહ્યું કે: "મને લાગે છે કે ધર્મપાલે મૃત્યુના ભયથી ઇસ્લામને સ્વીકારી લીધેલો હોવો જોઇએ. તે હિન્દુ મટીને મુસલ્માન થયેલો હોવાથી જ એ નરપિશાચો તેને પ્રેમથી ભેટી રહ્યા છે."

હવે સમગ્ર રહસ્ય માધુરીના સમજવામાં આવી જતાં તેણે વીરપાલને નેત્રોમાંથી અગ્નિના કણોને વર્ષાવીને કહ્યું કે: "જો એમ જ હોય, તો તમારા હાથમાં બેનાળી બંદૂક તૈયાર હોવાથી એકદમ ગોળી ચલાવી દો."

"પણ વચ્ચે ધર્મપાલ હોવાથી મારી બંદૂકમાંથી છૂટેલી ગોળી તેને વાગી જશે, તો એકનું બીજું થઇ જશે." વીરપાલ બોલ્યો.

"ભલે તમારી બંદૂકમાંથી છૂટેલી ગોળી પ્રથમ ધર્મપાલની છાતીને જ વીંધી નાખે! મારી એ જ ઇચ્છા છે કે એ ધર્મદ્રોહી નીચ પુરુષ તમારી બંદૂકની ગોળીનો પ્રથમ નિશાનો થાય અને આ સંસારમાંથી સત્વર અદશ્ય થઈ જાય તો વધારે સારું; કારણુ કે, આવા ધર્મદ્રોહી પંઢોની હિન્દુસમાજને કશી પણ આવશ્યકતા નથી. તુચ્છ જીવનની રક્ષામાટે ધર્મનું બલિદાન આપનારા આવા પામર હિન્દુઓ અન્ય ધર્મપ્રાણુ હિન્દુઓની ધર્મદઢતાને વિચલિત કરી નાખનારા તથા ચેપી રોગ સમાન વિઘાતક હોવાથી વિધર્મીઓના વિનાશ કરતાં

પણ આવા વિઘાતક હિન્દુઓના વિનાશની સર્વથી પ્રથમ આવશ્યકતા છે." માધુરી અત્યંત કોપના આવેશથી કહેવા લાગી અને વીરપાલને બંદૂકમાંથી ગોળી છોડવામાટે તત્પર ન થતો જોઇને બોલી કે: "વીર-પાલ, તમારી હિંમત ન ચાલતી હોય, તો આપો તમારી બંદૂક મારા હાથમાં એટલે એ પાપાત્માને એના પાપનું ફળ હું જ મારા હાથે ચખાડી દઉં અને જે મૃત્યુના ભયથી એણે પોતાના ધર્મનો ત્યાગ કર્યો છે તે જ મૃત્યુના મુખમાં એને ધકેલી દઉં!"

ઘાટી ઝાડીમાં છુપાયલા ચાર અજ્ઞાત પુરુષો માધુરીના આ ઉદ્દગારોને એકાગ્રતાથી સાંભળી રહ્યા હતા અને પરસ્પર સંકેતથી તેને ધન્યવાદ આપી રહ્યા હતા. માધુરીના આવા ઉત્સાહવર્ધક શબ્દોને સાંભળીને વીરપાલે પોતાની બંદૂકના ઘોડાને ચાંપી દીધો અને તેમાંથી છૂટેલી ગોળીએ એક મુગલ સૈનિકની પાઘડીને તેના માથાપરથી ઊડાવી દીધી. મુગલોના મુખમાંથી ભયદર્શક 'યા અલ્લાહ' શબ્દ નીકળી ગયા. વીરપાલે બીજી ગોળી છોડી અને તે ગોળીએ એક મુગલ સૈનિકના જીવનની સમાપ્તિ કરી નાખી; વીરપાલની બંદૂકમાંથી છૂટેલી ત્રીજી ગોળીએ એક બીજા મુગલને ધરણીપર ઢાળી નાખતાં બાકીના ત્રણ મુગલ સૈનિકો 'અલ્લાહો અકબર'ની ગર્જના કરતા મરણિયા થઇને વીરપાલના શરીરપર ધસી ગયા. વીરપાલ તેમનાપર ગોળી છોડવા જતો હતો એટલામાં તેના હાથમાં મુગલની બંદૂકમાંથી છૂટેલી ગોળી વાગતાં તેના હાથમાંની બંદૂક નીચે પડી ગઈ અને તે પોતે પણ મૂર્છિત થઇને પૃથ્વીપર પટકાઈ પડ્યો. વીર-દુહિતા માધુરીએ એક નિમેષમાત્ર જેટલો સમય પણ ન જવા દેતાં વીરપાલની બંદૂકને પોતાના હાથમાં ઊપાડી લીધી અને ઘોડાને ચાંપીને સામા ધસી આવતા ત્રણ મુગલોમાંના એક મુગલપર ગોળી છોડી દીધી. તે ગોળી તે મુગલના કપાળમાં વાગતાં તે ક્ષણે જ તે મુગલના પ્રાણ શરીરમાંથી પ્રયાણ કરી ગયા; પણ બીજા બે મુગલો માધુરી જ્યાં ઊભી રહીને ગોળીબાર કરી રહી હતી તે સ્થાનના નિકટમાં આવી પહોંચેલા હોવાથી એક મુગલ પોતાના જીવપર ઉદાર થઇને માધુરી પ્રતિ ધસી આવ્યો અને માધુરી તેનાપર ગોળી ચલાવે તે

પૂર્વે તો તેણે માધુરીના હાથમાંથી બંદૂકને એક આંચકા સાથે છીનવી લીધી. આ વેળાયે વીરપાલની મૂર્ચ્છા ઊતરી ગયેલી હોવાથી તેણે તે મુગલના હાથમાંની તેની પોતાની બંદૂકને પડ્યાં પડ્યાં જ આંચકી લીધી અને તેનો તે મુગલના પગની નળીપર એવો તો જોરથી ફટકો લગાવ્યો કે તેથી કળ ચઢી જતાં અને તમ્મર આવતાં તે મુગલ ધડાક દેતો કે જમીનપર પછડાઈ પડ્યો. તે પાછો ઊભો થવા જતો હતો એટલામાં તેના હાથમાંથી પોતાની બંદૂકને માધુરીએ છીનવી લીધેલી હોવાથી બંદૂકને છોડીને તે વીરનંદિનીએ તેની છાતીને વીંધી નાખી. જીવતો રહેલો એક મુગલ સૈનિક માધુરી ઉપર ગોળી ચલાવવાની કોશિશ કરી રહ્યો હતો; પરંતુ માધુરીને મારી નાખવાની તેના અલ્લાતાલાની ઇચ્છા ન હોવાથી તેની બંદૂકમાં કાંઇક રોગ પેસી ગયો હતો અને તેથી તે બંદૂક છૂટી શકતી ન હોતી. અંતે તે મદોન્મત્ત મુગલ ગભરાઈ ગયો અને પોતાની બંદૂકના ઠૂંઠાને દૂર ફેંકી ગોઠણુંમંડીયે બેસી બન્ને હાથ જોડી જાણે કોઇ ફરિસ્તાની ખુશામદ કરી રહ્યો હોયની! તેવી રીતે માધુરીને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"મારી હમ્શીરા, મારા ગુનાહની મને મોઆફી આપ અને હું તારો ભાઇ અથવા ગુલામ હોવાથી મને મારી જાન બખ્શી દે."

"તારી પાસે જે કાંઇ પણ હથિયાર હોય તે મારાં ચરણોમાં નાખી દે અને ત્યાંનો ત્યાં જ ઊભો રહે. એક પગલું પણ આગળ વધીશ, તો જે હાલત તારા સાથીઓની થઈ છે તે જ હાલત તારી પણ થઇ જશે; મારી ગોળી તારી છાતીને વીંધી નાખશે અને તારી જિન્દગીનો ચિરાગ ગુલ થઇ જશે." માધુરીએ સત્તાદર્શક સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

તે મુગલે જીવનરક્ષામાટે પોતાની તલ્વાર તથા પોતાનો છરો કમરપટામાંથી કાઢીને માધુરીનાં ચરણોમાં નાખી દીધાં. પુરુષત્વહીન તથા શસ્ત્રાસ્ત્રભીરુ ધર્મપાલ વીરદુહિતા માધુરીના આ અલૌકિક પ્રભાવ તથા પરાક્રમને જોતો જે દૂર ઊભો હતો તે હવે વિગ્રહનો અંત થઈ ગયેલો જોઇને માધુરી તથા વીરપાલની પાસે આવીને ઊભો રહ્યો. માધુરીએ તેના પ્રતિ દૃષ્ટિપાત પણ ન કર્યો. બંદૂકોના ધડાકા

સાંભળી ભયથી પોતાના તંબૂઓમાં તથા આસપાસની વૃક્ષરાજીમાં છુપાઈ રહેલા તેમનાં સાથીઓ માધુરીને દૂરથી સુરક્ષિત ઊભેલી જોઇને પોતાનાં માથાં બહાર કાઢી ધીમે ધીમે ત્યાં આવવા તથા એકત્ર થવા લાગ્યાં. એ વેળાયે વીરપાલ પોતાના શરીરમાં થયેલા ઘાની પીડાથી વળી પાછો નિશ્ચેષ્ટ થઇને પૃથ્વીપર પડ્યો હતો, અને તેના પાર્શ્વમાં રક્તનો સંચય થઇ ગયો હતો. તે રક્તસંચય માધુરીના જોવામાં આવતાં માધુરી પોતાની બંદૂક પોતાના સાથીઓમાંના એક સાથીના હાથમાં આપી પેલા મુગલ સૈનિકપર તેને બરાબર નજર રાખવાનું કહીને વીરપાલની શુશ્રૂષાના કાર્યમાં નિમગ્ન થઈ ગઇ. યોગ્ય ઉપચારો પછી કેટલીક વારે વીરપાલ શુદ્ધિમાં આવ્યો એટલે માધુરીએ તેને બહુ જ હલકા હાથે ઉઠાડીને બેઠો કર્યો. વીરપાલ પ્રથમથી જ પૂર્વે જણાવ્યા પ્રમાણે કાંઇક કુરૂપ હોવાથી અને અત્યારે તેના મુખમંડળમાં રુધિરના છાંટા પડેલા હોવાથી તેની કુરૂપતા ભયંકર થઇ ગઇ હતી; પરંતુ આજે વીરપાલની એ ભયંકર કુરૂપતામાં માધુરીનાં નેત્રો એક પ્રકારના મદનતુલ્ય અનુપમ તથા અવર્ણનીય સૌન્દર્યનો સાક્ષાત્કાર કરી રહ્યાં હતાં અને ધર્મપાલના નિસર્ગદત્ત સૌન્દર્યમાં એક પ્રકારની મહાભયાનક વિદ્રૂપતાને અનુભવી રહ્યાં હતાં.

ત્યાં આવીને એકત્ર થયેલા સાથીઓ આ દશ્યના અવલોકનથી ચિંતામગ્ન તથા દિઙ્મૂઢ થઈ ગયેલા હોવાથી મૌનનું અવલંબન કરીને ઊભા હતા; કોઇના મુખમાંથી એક પણ શબ્દ બહિર્ગત થતો ન્ હોતો. માત્ર માધુરી અત્યંત અનુરાગપૂર્ણ તથા અનુકંપાયુક્ત વાણીથી વીરપાલને આશ્વાસન આપતી તેની સ્વસ્થતાના સમાચાર પૂછી રહી હતી. ધર્મપાલથી માધુરીના આ વર્તનને સહન ન કરી શકાયું એટલે તે નિકટમાં આવીને માધુરીને કહેવા લાગ્યો કેઃ—

"વીરપાલના એક હાથમાં ગોળી વાગવાથી એક સાધારણ ઘા પડ્યો છે તો તેથી આટલી સીમાપર્યન્ત ભયભીત થવાનું તથા ગભરાઇ જવાનું શું કારણ છે? યોગ્ય ઉપચાર કરવામાં આવશે એટલે બે દિવસમાં જ એનો હાથ પાછો જેવો હતો તેવો થઇ જશે. ચાલો આપણી છાવણી તરફ જઇએ અને આપણી માલમત્તાને સંભાળીએ."

ધર્મપાલનાં આવાં નિષ્ઠુર વચનો સાંભળી માધુરીના કોપનો અવધિ થઇ ગયો; પરંતુ સમયની પ્રતિકૂલતાનો વિચાર કરી તેણે પોતાના કોપને વાણીદ્વારા વ્યક્ત ન કરતાં કેવળ તિરસ્કારસૂચક દૃષ્ટિદ્વારા જ વ્યક્ત કરી બતાવ્યો અને મૌનનું અવલંબન કરી લીધું.

માધુરી વીરપાલને પોતાના પાલવવડે વાયુ ઢોળવા લાગી એટલે ધર્મપાલનો દ્વેષજન્ય તથા ઇર્ષાજન્ય કોપ અત્યંત પ્રબળ થઇ ગયો અને માધુરી જાણે તેના પિતાએ તેની સાથે પરણાવી દીધેલી તેની પોતાની પત્ની જ હોયની! તેવી રીતે માધુરીનો હસ્ત ઝાલી લઇને તે કહેવા લાગ્યો કે: "માધુરી, માધુરી! આજે આ તું શું કરી રહી છે? વીરપાલ કાંઇ મરી નથી ગયો. એને આપણી છાવણીમાં લઇ ચાલીને યોગ્ય ઉપચાર કરીશું એટલે બધું ઠીકઠાક થઈ જશે. પર પુરુષ પ્રતિ તારે આટલી સીમા પર્યન્ત આત્મીયતા ન દર્શાવવી જોઇએ. કદાચિત્ આવા પ્રસંગે એ મરી જાય, તો પણ શું થઈ ગયું? એના મરી જવાથી ક્યાં સૃષ્ટિ રંડાઈ જવાની હતી!"

ધર્મપાલનો પોતાના પવિત્ર દેહને હસ્તસ્પર્શ થવાથી અને તેના મુખમાંથી આવા નીચ ઉદ્ગારો નીકળવાથી માધુરી પોતાના અનિવાર્ય કોપનો અવરોધ કરી શકી નહિ. તેણે પોતાના પાર્શ્વમાં પડેલી બંદૂકને ઉપાડી લઇને તેનો બળપૂર્વક ધર્મપાલના મુખપર પ્રહાર કરીને ગર્જનાના રૂપમાં કહ્યું કે: "ધર્મભ્રષ્ટ ચાંડાલ, તારા અપવિત્ર હસ્તથી મારા પવિત્ર શરીરને સ્પર્શ કરતાં તને લજ્જા નથી આવતી? તુચ્છ જીવનની રક્ષામાટે કલમો પઢીને ધર્મભ્રષ્ટ અથવા મુસલમાન થનારા નરપિશાચ, તું શું મોઢું લઇને મારા સમક્ષ આવ્યો છે, શું મોઢું લઇને મારી સાથે વાર્તાલાપ કરી રહ્યો છે અને કયા મોઢાથી આ મહાવીર ધર્માત્મા વીરપાલને પરપુરુષ તરીકે ઓળખાવી રહ્યો છે?"

માધુરીએ કરેલા બંદૂકના પ્રહારથી ધર્મપાલના આગલા ચાર દાંત તૂટી ગયા હતા અને તેના મુખમાંથી રક્તની ધારા વહી રહી હતી. તે અભિમાન તથા અહંકારની સજીવન પ્રતિમા હોવાથી માધુરીના બંદૂકપ્રહાર તથા આવા તિરસ્કારને સહન કરીને બેસી રહે, કાંઇ પણ ન બોલે અને પ્રત્યાઘાતનો પ્રયત્ન ન કરે એ સર્વથા અસંભવનીય

હતું; અર્થાત્ તે પોતાની બંદૂકને ઊગામીને માધુરીના સુકોમલ શરીર પર આક્રમણ કરવાને તૈયાર થઈ ગયો અને એ ક્ષણે જ પાસેની ઘનવૃક્ષરાજીમાંથી પેલા છુપાઈ રહેલા ચાર અજ્ઞાત પુરુષોમાંના એક પુરુષની બંદૂકમાંથી છૂટેલી ગોળી આવીને તેની છાતીમાં ન પેસી ગઈ હોત અને તે નિર્જીવ થઇને પૃથ્વીપર ન પછડાઇ પડ્યો હોત, તો કદાચિત્ તેની બંદૂકના પ્રહારથી માધુરીનો કપાળમોક્ષ થતાં માધુરી મૃત્યુના મુખમાં જઇ પડી હોત અને ત્યાર પછી કદાચિત્ નીચ ધર્મપાલે ધર્મવીર વીરપાલની પણ હત્યા કરી નાખી હોત. 'આ ગોળી અચાનક અહીં આવી ચઢેલા કોઇ મુસલ્માન સિપાહીએ તો નથી છોડી?' એવા સંશયનો તે હિન્દુઓના મનમાં ઉદ્ભવ થતાં તેઓ ભયપૂર્ણ હૃદયથી વૃક્ષરાજી પ્રતિ દૃષ્ટિપાત કરવા લાગ્યા તો તે વૃક્ષરાજીમાંથી મુસલ્માન જેવા દેખાતા ચાર પુરુષો બહાર નીકળતા અને તેઓ જ્યાં એકત્ર થઇને ઊભા હતા તે સ્થાન પ્રતિ આવતા તેમના જોવામાં આવ્યા. વળી આ નવીન આપત્તિને આવેલી જોઇને તેઓ અતિશય ગર્ભગલિત થઇ ગયા. તે આગંતુક ચાર પુરુષોમાંના આગ્રગામી પુરુષે તેમના એ ભયને જાણી લઇને ગંભીરસ્વરથી કહ્યું કે:—

"બંધુઓ, ગભરાશો નહિ; અમો તમારા મુસલ્માન શત્રુ નથી, કિન્તુ હિન્દુ બંધુઓ જ છીએ અને અકાલ પુરુષે અત્યારે તમોને સહાયતા આપીને આ આપત્તિમાંથી ઊગારવામાટે જ અમોને આ સ્થાનમાં અચાનક મોકલી દીધા છે."

આ શબ્દો ઉચ્ચારતાં તે ભવ્યાકૃતિ પુરુષે પોતાના છદ્મવેશ અથવા બનાવટી વેશને ઊતારી નાખ્યો અને તે છદ્મવેશ દૂર થતાં જ તે હિંદુઓએ હિન્દુધર્મના રક્ષક, હિન્દુજાતિના ઉદ્ધારક, યવનકુલ-સંહારક તથા વીરત્વવિસ્તારક દિવ્યાત્મા ગુરુ ગોવિન્દસિંહજીને પોતા સમક્ષ ઊભેલા જોયા, તેમનાં હૃદયો ગુરુજીના અચાનક આગમન તથા દર્શનથી આનંદપુલકિત થવા લાગ્યાં, તેમનાં મુખમંડળોમાં આનંદની છટા વિલસી રહી અને તેઓ અપૂર્વ ભક્તિભાવથી ગુરુજીનાં ચરણોમાં પડી ગયાં. થોડી વાર સુધી ત્યાં આનંદજન્ય મૌન તથા નિસ્તબ્ધ-

તાનો અધિકાર વ્યાપી ગયો અને ત્યાર પછી ગુરુ ગોવિન્દસિંહજી માધુરી તથા વીરપાલની પ્રશંસા કરતા કહેવા લાગ્યા કે:–

"અત્યારે હિન્દુધર્મં તથા ભારતીય હિન્દુજાતિને સર્વથી પ્રથમ આ વીરકન્યા તથા આ વીરયુવક જેવાં સ્ત્રીપુરુષોની જ આવશ્યકતા છે; આ મારી બંદૂકની ગોળીથી વીંધાઇ ગયેલા નીચ યુવક જેવા નીચ મનુષ્યોની લેશમાત્ર પણ આવશ્યકતા નથી. હું આ વીરયુવતી તથા આ વીરયુવકને કોટિશઃ ધન્યવાદ આપું છું. માધુરી તથા વીરપાલ, હું તમો બન્નેને સારી રીતે ઓળખું છું અને આજની તમારી ધર્મપ્રિયતા, વીરતા તથા નિર્ભયતાને આરંભથી અંત પર્યન્ત જોઇને મારો આત્મા અતિશય પ્રસન્ન થયો છે તથા મારું હૃદય હર્ષથી છલકાઇ જવા લાગ્યું છે. મારી એવી ઇચ્છા છે કે તમો બન્ને 'અમૃતપાન' કરી ખાલસા-ધર્મનાં દીક્ષિત સિખ્ખો થઇ જાઓ અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષાના કાર્યમાં અમારા સહાયક થઇને અમારી સાથે રહો; માત્ર એટલું જ નહિ, પણ જો તમારી ઇચ્છા હોય, તો તમો સમાનશીલ હોવાથી લગ્ન પણ કરી લ્યો કે જેથી ભવિષ્યમાં તમારાથી હિન્દુ-જાતિને તમારા જેવી જ વીરપ્રજા આપી શકાય અને હિન્દુધર્મના ઋણથી મુક્ત થઇ શકાય."

"ગુરુદેવની આજ્ઞા અમોને શિરોધાર્ય છે." માધુરી તથા વીર-પાલે આ શબ્દોના ઉચ્ચારથી ગુરુની આજ્ઞાને મસ્તકપર ચઢાવી લીધી.

ગુરુ એ ત્યાં જ 'અમૃતપાન'ના વિધિથી તેમને તથા તેમનાં અન્ય સાથીઓને ખાલસાધર્મની દીક્ષા આપી દીધી, ત્યાર પછી તે ઉભયનો ત્યાં જ હસ્તમેળાપ કરાવી તેમના શિરપર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવી તે ઉભયને પવિત્રતમ દંપતીની પદવીથી વિભૂષિત કરી દીધાં અને એટલી વારમાં ગુરુના અન્ય ખાલસા સૈનિકો આવી લાગતાં ગુરુ તે સર્વ આશ્રયશોધક નવીન ખાલસાસમુદાયને પોતાની સાથે પોતાના સ્થાનમાં લઇ ગયા.

——:૦:——

## પ્રકરણ ૧૨ મું

## ગુરુનો સંગ્રામવિલાસ

"एकेनापि हि शूरेण पदाक्रान्तं महीतलम् ।
क्रियते भास्करेणेव स्फारस्फुरिततेजसा" ॥ सुभाषितम्

"The brave man is not he who feels no fear,
For that were stupid and irrational;
But he whose noble soul its fear subdues,
And bravely dares the danger nature shirnks from."

JOANNA BAILLIE. *Basil ( Duke ), Act III., Sc. I.*

ઔરંગજેબના મોકલેલા સિપાહસાલાર અલફ્ખાઁ તથા જુલ્ફિકારખાઁએ સર્વથી પ્રથમ નાહન, કહલૂર, નાલાગઢ તથા ચંબા નામક પાર્વત સંસ્થાનોના હિન્દુ રાજ્યકર્તાઓ ઉપર હલ્લો કર્યો અને તેમને એટલી સીમાપર્યન્ત ત્રાસ આપ્યો કે તેઓ ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. એ વાર્તાને અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે કે હિન્દુ રાજાઓપરના એ આક્રમણમાં કુહાડાના હાથારૂપ કૃપાલચંદ તથા દયાલચંદ એ બે હિન્દુ પર્વતેશ્વરો મુસલ્માનોને હિન્દુનાશના કાર્યમાં સંપૂર્ણ સહાયતા આપી રહ્યા હતા. મુગલ શહનશાહના મુસલ્માન સૈનિકોએ એ પર્વતેશ્વરોનાં રાજ્યોમાં હિન્દુઓની સંપત્તિને લૂટી લેવાના, હિન્દુઓપર નાના પ્રકારના પૈશાચિક અત્યાચારો કરવાના, હિન્દુ રમણીઓ ઉપર બળાત્કાર કરવાના, હિન્દુઓને બળાત્કારે વટલાવીને મુસલ્માન બનાવવાના ને જેઓ મુસલ્માન ન થાય તેમને બકરાંની પેઠે રેંસી નાખવાના તેમ જ ગ્રામોને આગ લગાડીને રોમના નિર્દય બાદશાહ નીરો પ્રમાણે આનંદથી તે દશ્યને જોવાના શયતાની ધંદાને આરંભી દીધો હતો અને તેથી હિન્દુઓ ઉપર વજ્રપાત થતાં હિન્દુઓ હાહાકાર કરી રહ્યા હતા. આવી કટાકટીની વેળા આવી લાગેલી જોઇને તે હિન્દુ પર્વતેશ્વરો ગુરુ ગોવિન્દસિંહ પાસે આવી લાગ્યા અને હસ્તદ્વય જોડી તેમનાં ચરણોમાં પૂજ્ય ભાવથી મસ્તક નમાવીને દીનતાદર્શક સ્વરથી પ્રાર્થના કરવા લાગ્યા કેઃ—

"ગુરુદેવ, હવે અત્યારના વિકટ અવસરમાં કેવળ અકાલ પુરુષ તથા આપ સમર્થ ગુરુદેવ વિના અન્ય કોઇ પણ અમારો સહાયક ન હોવાથી જો આપ અમારી વ્હાર નહિ કરો તો અવશ્ય અમારો સર્વનાશ થઇ જશે અને સુરક્ષિત પાર્વત પ્રદેશ હિન્દુ રાજાઓના અધિકારમાંથી નીકળીને વિધર્મી મુસ્લિમ બાદશાહના અધિકારમાં ચાલ્યો જશે."

"હિન્દુવીરો, હિંમત ન હારો અને અકાલ પુરુષમાં શ્રદ્ધા રાખો." ગુરુ ગોવિન્દસિંહ તેમને આશ્વાસન આપતા ગંભીરતાથી કહેવા લાગ્યા: "વિધર્મીઓ સાથેના આ વિગ્રહમાં હું તમારી સાથે જ છું અને મારાથી આપી શકાય તેટલી સર્વ સહાયતા આપવાને તૈયાર છું. અકાલ પુરુષ અવશ્ય આપણને વિજય અપાવશે અને પર્વતભૂમિ અત્યાચારીઓના રુધિરપાનથી તૃપ્ત થશે. ચિંતા ન કરો."

ગુરુ ગોવિન્દસિંહજીએ આવા પ્રકારનું આશ્વાસન આપીને પોતાના ચૂંટી કાઢેલા, સ્વધર્મરક્ષામાટે મરણિયા થઇને લડનારા અને યવન-રક્તપિપાસુ પાંચ સો અશ્વારોહી ખાલસા સૈનિકોને તથા દીવાન નંદચંદ, મોહરીચંદ અને કૃપાલચંદને તે પર્વતેશ્વરોની સાથે તેમના ઉદ્ધાર તથા યવનસૈન્યના સંહારમાટે મોકલી દીધા. એ અશ્વારોહી ખાલસા સૈનિકો પાર્વત પ્રદેશમાં પહોંચતાંની સાથે જ સિંહ સમાન નિર્ભયતાથી મુસલ્માન સિપાહીઓપર તૂટી પડ્યા અને તેમનો એવો તો ભયંકર સંહાર કરવા લાગ્યા કે હવે હિન્દુઓ પ્રમાણે તેમના માટે ત્રાહિ ત્રાહિ પોકારવાનો સમય આવી લાગ્યો અને તેઓ 'યા અલ્લા' ને 'યા ખુદા' કરતા દુમ દબાવીને પલાયનનો આશ્રય લેવા લાગ્યા. પરંતુ એટલામાં કાહનગઢ તથા હરિપુર એ બે સ્થાનના હિન્દુ રાજાઓ અથવા ધર્મદ્રોહી તથા દેશ-દ્રોહી પર્વતેશ્વરોની કુમક મુસલ્માનોને આવી મળતાં મુસલ્માનો પુનઃ વ્યવસ્થિત થઇને થાકેલા ખાલસા સૈનિકોપર ભૂખ્યા વરૂઓ પ્રમાણે તૂટી પડ્યા. પરિસ્થિતિને બિલકુલ બદલાઇ ગયેલી જોઇને બે પર્વતેશ્વરો વળી પાછા ગુરુ ગોવિન્દસિંહજી પાસે આવ્યા અને પ્રાર્થના કરીને તેમને પોતાને જ વિશેષ સૈન્ય સહિત રણભૂમિમાં લઇ આવ્યા. ગુરુદેવને પોતાને રણભૂમિમાં આવીને ઊભેલા જોતાંની સાથે જ ખાલસા

સૈનિકોમાં એક પ્રકારનું નવીન ચેતન રેડાયું, તેઓ વિલક્ષણ ઉત્સાહથી લડવા લાગ્યા અને તેથી રણભૂમિનો રંગ બિલકુલ બદલાઇ ગયો. મુસ્લિમ સૈનિકોની અત્યંત વિશાલ સંખ્યાને જોઇને જ્યારે પર્વતેશ્વરો કોઇક હતોત્સાહ તથા ભયભીત થઇ જતા હતા ત્યારે ગુરુજી તેમના ધૈર્યને દઢાવીને તેમના હૃદયમાં અવિશ્રાંત યુદ્ધ કરવાના તથા શત્રુઓને સંહારવાના નવીન ઉત્સાહને પ્રેર્યા કરતા હતા. ગુરુજી માત્ર એટલું કરીને જ ન અટક્યા, પણ ખાલસા વીરોના ઉત્સાહને અવિચલ રાખવામાટે પોતે પણ અગ્રભાગમાં આવીને પોતાના ગાંડીવ-તુલ્ય ધનુષ્યની પ્રત્યંચા ચઢાવીને શત્રુઓ ઉપર રામબાણતુલ્ય અવ્યર્થ બાણોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા અને અદ્વિતીય બાણાવલી ગુરુ ગોવિન્દસિંહના એ શરસંધાનથી શત્રુઓના છક્કા છૂટવા લાગ્યા. ખાલસા સૈનિકોનાં બર્છી, ભાલા, ખંજર, બિછવા, તલ્વાર, બાણ તથા ગોળીઓના મારથી મુસ્લિમ સૈનિકોના હોશ ખટ્ટા થઇ ગયા અને હિન્દુ પર્વતેશ્વરોને ચુટકી બજાવતાંમાં ચાંચડની પેઠે ચોળી નાખવાની તથા તેમની પાસેથી ખંડણી વસૂલ કરવાની તેમની આશાઓ આ ફેરવાઇ ગયેલા મામલાને જોઇને ધૂળમાં મળી ગઇ; માત્ર એટલું જ નહિ, પણ હવે સિખ્ખ સેનાના પંજામાંથી છટકીને પલાયન કરવાનું પણ તેમના માટે અશક્ય થઇ પડયું. ગુરુદેવના આધિપત્ય તળે રહીને સિખ્ખ સૈનિકો તેમનો ભયંકર સંહાર કરી રહ્યા હતા અને તેમની સંખ્યા ક્ષણે ક્ષણે ને પળે પળે ઓછીને ઓછી જ થતી જતી હતી. 'વાહ ગુરુકી ફતહ' ના ગગનભેદક રણધ્વનિ સમક્ષ 'અલ્લાહો અકબર' નો રણધ્વનિ મંદ તથા નહિવત્ થતો જતો હતો અને મુગલ સેનાના પગ રણભૂમિમાંથી ઊખડતા જતા હતા. એક એક ખાલસા તલ્વાર દશ દશ વિધર્મી સૈનિકોને યમલોકનો માર્ગ બતાવી રહી હતી અને શત્રુસૈન્યમાં હાહાકારને જગાવી રહી હતી. એનું પરિણામ અંતે એ જ આવ્યું કે વિજયનો લેશમાત્ર પણ સંભવ ન જોઇને મુસ્લિમ સૈનિકો રણભૂમિમાંથી પીઠ બતાવીને શૃગાલો પ્રમાણે પલાયન કરવા લાગ્યા અને રણભૂમિ મુસ્લિમ સૈનિકોથી ખાલી થવા લાગી. નાદૌન નામક સ્થાનના નિકટમાં આવેલી એ રણભૂમિ ખાલસા વીરોના વિજ-

યનાદથી નિનાદિત થવા લાગી. ગુરુજીએ યુદ્ધક્ષેત્રમાંથી પોતાના મૃત્યુવશ થયેલા, ઘવાયલા તથા મૂર્ચ્છિત થઇ પડેલા મુસ્લિમ સૈનિકોને જેમના તેમ છોડીને પલાયન કરી ગયેલા મુસ્લિમ સૈનિકોની પૂઠ પકડવાની ખાલસા સૈનિકોને એટલામાટે આજ્ઞા ન આપી કે ખાલસા સૈનિકો અવિશ્રાંત યુદ્ધના યોગે અત્યંત કલાંત થઇ ગયા હતા, તેમ જ અનેક ખાલસા સૈનિકો આહત થયેલા હોવાથી તેમના ઔષધોપચારની તથા રાજા દયાલચંદ્ર આદિ કેટલાક નામાંકિત હિન્દુ સેનાધ્યક્ષો વીરગતિને પ્રાપ્ત થયેલા હોવાથી તેમના મૃતદેહોના અગ્નિસંસ્કાર કરવાની આવશ્યકતા અનિવાર્ય થઇ પડી હતી. ગુરુ ગોવિન્દસિંહની વિદ્યમાનતાના પ્રભાવથી જ ખાલસા વીરો આ યુદ્ધમાં મરણિયા થઇને લડ્યા હતા અને પ્રચંડ મુગલ સેનાનો આટલી સીમા પર્યન્ત પરાભવ કરી શક્યા હતા એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી પોતાની માન્યતા તો નથી જ.[1] ગુરુજી મૃત ખાલસા સૈનિકોનો અગ્નિસંસ્કાર કરાવી અને ઘાયલ ખાલસા વીરોને તેમની શુશ્રૂષામાટે યોગ્ય સ્થાનમાં મોકલી વિજયનાદ સહિત શત્રુપક્ષના આલસોન નામક એક ગ્રામને અસ્તવ્યસ્ત કરી લૂટીને[2] નિર્વિઘ્ન પોતાના નિવાસસ્થાન આનંદપુરમાં આવી લાગ્યા.

* * * *

ગુરુ ગોવિન્દસિંહજી તથા તેમના સિખ્ખ સૈન્યની સહાયતાવડે હિન્દૂ પર્વતેશ્વરોના હસ્તથી થયેલા શાહી ફોજનાભીષણ પરાજયના

---

૧ ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાના રચેલા 'વિચિત્ર નાટક' નામક ગ્રંથમાં આ યુદ્ધનું એક અત્યંત ઉત્તેજક કાવ્યમાં વર્ણન કરેલું છે. એ તો નિઃસંશય છે કે ગુરુજીના આ વૃત્તાન્તો ઇતિહાસલેખકના ભાવ અથવા ઇતિહાસલેખનની પદ્ધતિ અનુસાર નથી લખાયા અને તેનું કારણ એ છે કે તેમનો ઉદ્દેશ ઇતિહાસ લખવાનો નહિ, કિન્તુ ઉત્તેજક કાવ્યોદ્વારા હિન્દુઓના ક્ષાત્રભાવને જાગ્રત કરવાનો જ હતો અને તે ઉદ્દેશ સંપૂર્ણ સિદ્ધ થઇ ગયો છે.

૨ આ આલસોન ગ્રામના મુસલ્માનોએ એક વાર ગુરુ ગોવિન્દસિંહ પર ચઢાઈ કરી હતી અને અત્યારે ગુરુજીએ તેમને તેમના એ અપરાધની જ ઉચિત શિક્ષા આપી હતી.

સમાચાર સાંભળીને કાંગડાના મુસલ્માન શાસક દિલાવરખાઁનો ક્રોધ સીમાનું ઉલ્લંઘન કરી ગયો. એ ક્રોધના પરિણામે તે એક પ્રચંડ સેના સહિત એ હિન્દુ પર્વતેશ્વરોપર આક્રમણ કરવામાટે રવાના થયો અને ગુરુજીને તેમના હિન્દુ પર્વતેશ્વરોને સહાયતા આપવાના અપરાધનો ઉચિત દંડ દેવામાટે એક પ્રબલ સેના સહિત તેણે પોતાના પુત્ર રુસ્તમખાઁને વિદાય કરી દીધો. રુસ્તમખાઁએ પોતાના સૈન્ય સહિત અચાનક આવીને આનંદપુરપર હલ્લો કર્યો અને ગુરુજી પણ શસ્ત્રાસ્ત્રનું ઉત્તર શસ્ત્રાસ્ત્રથી વાળવામાટે તૈયાર હોવાથી પોતાના સૈન્ય સહિત સંગ્રામક્ષેત્રમાં આવીને ઊભા રહ્યા. સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત ખાલસા મુસલ્માન સૈનિકોનું ભીષણ યુદ્ધ ચાલ્યું; ગુરુજીના બાણોએ અનેક મુગલ વીરોને હૂરો તથા ગિલમાન આદિના સમાગમસુખના ઉપભોગમાટે 'શહીદ' પદવડે સરફ્રરાજ઼ કરીને જન્નતમાં રવાના કરી દીધા. સંધ્યાકાળ પર્યન્ત રુસ્તમખાઁ તથા તેના પ્રબલ સૈન્યથી ગુરુજી તથા તેમના સૈન્યનો લેશમાત્ર પણ પરાજય ન કરી શકાયો ત્યારે સૂર્યાસ્તપૂર્વે જ આકાશમાં વાદળાં છવાયલાં હોવાથી અંધકારનું નિમિત્ત દર્શાવીને તેણે યુદ્ધને પ્રભાત પર્યન્ત બંધ રાખવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી દીધી. આ યુદ્ધમાં જો કે ખાલસા વીરોનો પણ નાશ તો થયો હતો; પણ મુસલ્માનોના નાશ સાથે સરખાવતાં તેમનો નાશ નહિવત્ હતો.

વિશ્વમાં રાત્રિનો અંધકાર વ્યાપી ગયો. ગુરુજીની છાવણી એક ઊંચી ટેકરીપર હતી અને રુસ્તમખાઁની છાવણી નીચાણમાં હતી. એ બન્ને છાવણીઓની વચ્ચે એક ક્ષુદ્ર નદી વહન કરી રહી હતી. રુસ્તમખાઁ પોતાના તંબૂમાં આવતી કાલના યુદ્ધમાટે વિચાર કરતો બેઠો હતો અને તેના સૈનિકો ખાનપાનની તૈયારી કરી રહ્યા હતા એટલામાં આકાશમાંથી જલવૃષ્ટિ થવા લાગી અને જોતજોતાંમાં તેનો વેગ એટલો બધો વધી ગયો કે અલ્પ સમયમાં જ તે ક્ષુદ્ર નદી જલથી ઉભરાઈ જવા લાગી, અને તેમાં પ્રચંડ પૂર આવતાં તેનો પ્રચંડ પ્રવાહ રુસ્તમખાઁના મુગલ છાવણીમાંના નિદ્રાધીન થયેલા, ખાનપાન કરતા, વાર્તાલાપનિમગ્ન તથા ગજ઼લ કવ્વાલી લલકારતા મુસલ્માન સૈનિકોની મોટી

સંખ્યાને, તેમને ત્યાંથી આત્મરક્ષામાટે પલાયનનો અવકાશ મળી શકે તે પૂર્વે, અચાનક આવીને તાણી ગયો અને તેમનાં હસ્તી, અશ્વો, તંબૂ, રાવટી, કનાત, બિછાનાં તથા પેટીપટારા આદિ જળની સપાટી-પર ડબકડોળ્યાં થતાં તથા તરતાં દેખાવા લાગ્યાં. ઘોર અંધકારમયી રાત્રિ અને આવી ઘોર અપત્તિમાં જે મુસલમાન સૈનિકો પોતાના પ્રાણ બચાવી શક્યા હતા તેઓ ભયથી અર્ધમૃત સમાન થઇ ગયા. રુસ્તમખાઁ પોતે પણ માંડ માંડ બચી શક્યો હતો એટલે એનું પરિણામ એ થયું કે રુસ્તમખાઁ પોતાના બચેલા સૈનિકોને લઇને રાતોરાત તે સ્થાનમાંથી પલાયન કરી ગયો. પ્રભાતમાં ગુરુજી તથા ખાલસા વીરોએ જોયું તો ક્ષુદ્ર નદીમાં જલનો પ્રચંડ પ્રવાહ ભીષણ ગર્જના કરતો, કામરૂપ દેશની બ્રહ્મપુત્રા નદીના પ્રચંડ પ્રવાહનું સ્મરણ કરાવતો વહન કરી રહ્યો હતો અને મુગલ ફોજનો ક્યાંય પત્તો જ ન હોતો. ગુરુજીએ અકાલ પુરુષનો ઉપકાર માન્યો અને ખાલસા વીરો આવા સંકટના સમયમાં શત્રુસૈન્યને તાણી જનાર તે નાળાને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા. ગુરુ ગોવિન્દસિંહજીએ કહ્યું કે: "આ નાળાની હિમાયતથી જ આપણા શત્રુઓનો વિનાશ અને આપણો વિજય થયેલો હોવાથી આપણા આજના આ વિજયના સ્મરણાર્થ આ નાળાને 'હિમાયતી નાળા'ના નામથી ઓળખવાની હું સર્વ હિન્દુ-ઓને આજ્ઞા કરું છું." હિન્દુઓ ગુરુજીની આજ્ઞા અનુસાર એ નાળાને તે દિવસથી 'હિમાયતી નાલા' નામથી ઓળખવા લાગ્યા.[1]

* * * * *

'ઇસાના ખાર મૂસામાં કાઢવા'ની પદ્ધતિને સ્વીકારી આનંદ-પુરની રણભૂમિમાંથી પલાયન કરી ગયેલો રુસ્તમખાઁ માર્ગમાં હિન્દુ વસતીવાળાં ગામડાંને લૂટતો અને હિન્દુઓપર અત્યાચાર કરતો પરા-જયના કલંકથી કલંકિત થયેલા મુખને લઇને પાછો પોતાના સ્થાનમાં આવી લાગ્યો અને દિલાવરખાઁએ પોતાના પુત્રના મુખથી તેની તથા

---

૧ એ ક્ષુદ્ર નદી અથવા નાળાને કૃતજ્ઞ શિખ્ખો તેમ જ પંજાબના સર્વ હિન્દુઓ આજ દિવસ પર્યન્ત 'હિમાયતી નાલા'ના નામથી જ ઓળખે છે અને એ નાલા પ્રતિ નિરંતર પોતાનો પૂજ્યભાવ દર્શાવતા રહે છે.

તેના સૈન્યની થયેલી દુર્દશાના સમાચાર સાંભળ્યા ત્યારે તે આગબબૂલો થઇ ગયો. તેણે દ્વિતીય વાર કસાયલા બે હજાર સૈનિકો આપીને રુસ્તમખાઁ સાથે ગુલામહસનખાઁને પણ ગુરુ ગોવિન્દસિંહજી ઉપર આક્રમણ કરવામાટે રવાના કરી દીધો. તેમણે પાર્વત પ્રદેશમાં આવીને હિન્દુ પર્વતેશ્વરોની દુર્દશાના વ્યવસાયને આરંભી દીધો અને અલ્પ સમયમાં જ મંડી તથા કાહનગઢના હિન્દુ પર્વતેશ્વરોને પરાજિત કરી તેમની પાસેથી ચઢેલી ખંડણી આના પાઇ સુદ્ધાં વસૂલ કરી લીધી. ત્યાંથી તેઓ કહલૂર તથા ગુલેરના રાજાઓને પરાજિત કરવામાટે આગળ વધ્યા.

આ સંકટના સમયમાં ગુલેરનો પર્વતેશ્વર ગોપાલસિંહ ગુરુ ગોવિન્દસિંહજી પાસે આવી લાગ્યો અને કરદ્વય જોડીને કહેવા લાગ્યો કે: "આ સમયમાં જો આપ સહાયતા નહિ આપો, તો યવનોના હસ્તથી અમારો પરાજય તથા હિન્દુત્વનો વિનાશ અવશ્યંભાવી છે." ગુરુજીએ તત્કાળ ભાઈ સંગીતાના અધ્યક્ષત્વતળે પોતાના ત્રણસેં ખાલસા અશ્વારોહી સૈનિકોને મુગલ સૈન્યના પરાભવમાટે તેની સાથે મોકલી દીધા. આવી રીતે ખાલસા વીર સૈનિકોની સહાયતા મળતાં ગોપાલસિંહ ગુલેરી પોતાના પ્રાણોપર ઉદાર થઇને રણભૂમિમાં વિધર્મીઓ સાથે ઝૂંઝયો અને ત્રણ દિવસના દારુણ સંગ્રામમાં જ્યારે રુસ્તમખાઁએ પોતાની ફોજના સારામાં સારા શૂરવીર સરદારો તથા ચારસોથી વધારે મુસ્લિમ સૈનિકોને રણચંડીનાં બલિદાન થયેલા જોયા ત્યારે તેની હિંમતનો અંત આવી ગયો અને તે રાત લઇને ત્યાંથી વળી પાછો પલાયન કરી ગયો. પર્વતેશ્વર ગોપાલસિંહના આનંદનો અવધિ થઇ જતાં આ વિજય કેવળ ગુરુજીના આશીર્વાદ તથા ગુરુજીની સહાયતાથી જ મળેલો માનીને તે કેટલાંક રત્નો તથા અન્યાન્ય મૂલ્યવતી વસ્તુઓ ભેટ તરીકે લઇને ગુરુજી સમક્ષ આવ્યો અને નમ્રતાથી ગુરુજીનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પડી ગયો.

પોતાના પુત્રના આ દ્વિતીય વારના પરાજયથી દિલાવરખાઁ અત્યંત સંતપ્ત થઇને થોડા દિવસમાં જ પોતાના બે ત્રણ મોટા મુગલ સિપાહસાલારોને સાથે લઈ પ્રચંડ સેના સહિત પર્વતેશ્વરોપર ચઢી આવ્યો;

બહુલાન નામક ગ્રામ પાસે હિન્દુ મુસલ્માનનું એક ભયંકર યુદ્ધ થયું અને એ વેળાયે પણ ગુરુ ગોવિન્દસિંહે પર્વતેશ્વરોને ખાલસા સૈન્યની સંપૂર્ણ સહાયતા યથાસમય મોકલી આપેલી હોવાથી અંતે વિજય સિખ્ખોનો જ થયો અને મુગલોના અનેક નામાંકિત રણવીર સર્દારો સિખ્ખોની તલ્લવારો તથા બંદૂકોના ભોગ થતાં નિરુપાય થઇને દિલાવરખાઁ પણ પોતાના પુત્રનું અનુકરણ કરીને મયદાને જંગમાંથી રાત્રિના અંધકારનો આશ્રય લઇને છ પાંચ અગિયાર ગણી ગયો. દિલાવરખાઁને આ વારંવારના પરાજયથી જાણે વિજયદેવીએ હિન્દુઓના કંઠમાં જ વરમાળા આરોપવાના પક્ષપાતયુક્ત શાશ્વત ધર્મને સ્વીકારી લીધો હોયની એવો જ ભાસ થવા લાગ્યો. દિલાવરખાઁએ કાંગડામાં આવીને મુગલ સેનાના આ સમસ્ત પરાજયોના તથા ખાલસા સૈન્યના વારંવારના વિજયોના સર્વ સમાચાર તેમ જ ગુરુ ગોવિન્દસિંહના વધતા જતા સૈન્યબળના નાનાવિધ વૃત્તાંતો એક પત્રમાં લખીને તે પત્ર એક કાસિદ-પત્રવાહક-દ્વારા દિલ્લીમાં વિરાજતા બાદશાહ ઔરંગજ઼ેબ પર મોકલી આપ્યું.

જ્યારે દિલાવરખાઁના પત્રના વાંચનથી પંજાબની વાસ્તવિક સ્થિતિ બાદશાહ ઔરંગજ઼ેબના જાણવામાં આવી ગઈ એટલે તેના ચરણનો અગ્નિ મસ્તક પર્યન્ત પહોંચી ગયો અને તેણે પોતાના વલી-અહદ–યુવરાજ–શાહજાદા મુઅજ઼્જ઼મને એક પ્રચંડ મુગલ સૈન્ય સહિત પંજાબમાં શાંતિને સ્થાપવા તથા વિદ્રોહી પર્વતેશ્વરો પાસેથી ખંડણી વસૂલ કરવામાટે રવાના કરી દીધો.

શાહજાદા મુઅજ઼્જ઼મ પોતે લાહોરમાં આવીને અટકી ગયો અને ત્યાંથી તેણે મીરજ઼ાબેગને સૈન્ય સહિત પર્વતેશ્વરોને તેમના અપરાધની શિક્ષા આપવા તથા તેમનાપર ચઢેલી ખંડણી વસૂલ કરવામાટે રવાના કરી દીધો. ગુરુ ગોવિન્દસિંહજી ઉપર પણ પર્વતેશ્વરોને સહાયતા આપવાનો આરોપ મૂકાયલો હોવાથી શાહજાદાએ પ્રથમ તો મીરજ઼ાબેગને ગુરુ ગોવિન્દસિંહજીને પણ યોગ્ય શિક્ષા આપવાની આજ્ઞા સંભળાવી હતી, પરંતુ શાહજાદા મુઅજ઼્જ઼મનો પોતાનો મંત્રી નંદલાલ મુલ્તાની ગુરુ ગોવિન્દસિંહજીનો એક અનુયાયી તથા અનન્ય ભક્ત હોવાથી તેણે

ગુરુજીની અલૌકિક ધાર્મિકતા તથા મહાપવિત્ર ચારિત્ર્યશીલતાનું શાહજાદા સમક્ષ એવા તો હૃદયંગમ સ્વરૂપમાં વર્ણન કરી સંભળાવ્યું અને ગુરુજીના સંબંધમાં તેના હૃદયમાં એવા તો પૂજ્યભાવને ઉત્પન્ન કરી દીધો કે તેના પરિણામે શાહજાદાએ ગુરુ ગોવિન્દસિંહજીને કાંઇ પણ કષ્ટ ન આપવાની મીરજાબેગને કઠિન સૂચના આપી દીધી અને તેમને શિક્ષા આપવા માટેની પોતાની પ્રથમ આજ્ઞાને પોતે જ રદબાતલ કરી નાખી. આવી રીતે નંદલાલ મંત્રીના રાજનૈતિક બુદ્ધિબળ તથા પ્રસંગાવધાન કિંવા સમયસૂચકત્વના યોગે ગુરુ ગોવિન્દસિંહજીના શિરપર ચઢી આવેલા સંકટના મેઘો વિખરાઇ ગયા; પરંતુ પર્વતેશ્વરોની દુર્દશાના પ્રસંગને આ વેળાયે કોઇથી પણ ન રોકી શકાયો.

શાહી સેનાધ્યક્ષ મીરજાબેગે પંજાબના પર્વતેશ્વરોને મહાદારુણ પાઠ પઢાવ્યો. તેણે પર્વતેશ્વરોનો વારંવાર પરાજય કરીને તેમનાં રાજ્યોને લૂટાવી દીધાં, તેમનાં ગ્રામોમાં આગ લગડાવી દીધી, કેટલાક પર્વતેશ્વરોને બંદી કરી લીધા અને તેમને મળેલી શિક્ષાને જોઇને અન્ય જનો રાજદ્રોહ કરતા અટકી જાય એટલામાટે તેમનાં માથાં મુંડાવી, તેમના મોઢાંપર મેશ ચોપડાવી ગધેડાની સવારી કરાવીને આખાય દેશમાં તેમને ફેરવરાવ્યા. મીરજાબેગ અને દિલ્લીની શાહી ફોજના હાથે આવા કઠિન પાઠ પઢ્યા પછી પર્વતેશ્વરોના જોવા તથા જાણવામાં આવી ગયું કે ઔરંગજેબની સમ્રાટ્ તરીકેની સત્તાનો તિરસ્કાર કરીને તેના ક્રોધાગ્નિને પ્રજ્વલિત કરવો અને પોતાના મહાદુર્દશાયુક્ત મૃત્યુને પોતાના મુખથી જ આહ્વાન કરવું એ ઉભય કાર્યો સમાન હતાં. અર્થાત્ મીરજાબેગના હસ્તથી થયેલા પોતાના પરાજયો તથા પોતાની દુર્દશાને જોઇને તથા અનુભવીને પર્વતેશ્વરો સર્વથા ઉત્સાહહીન થઇ ગયા અને તેમણે ઔરંગજેબ સાથે વિગ્રહ કરીને સ્વતંત્રતાને મેળવવાની આશાનો સર્વથા પરિત્યાગ કરી દીધો; માત્ર એટલું જ નહિ, પણ તેમણે પોતાપર ચઢેલી ખંડણી તરત શાહી ખજાનામાં જમે કરાવી દીધી અને પોતાના હસ્તથી થયેલા રાજદ્રોહ નામક અપરાધની અત્યંત નીચ તથા અપ્રતિષ્ઠાકારક શબ્દોમાં વારંવાર

ક્ષમા માગી લઇને કોઇ પણ પ્રકારે પોતાનાં પ્રાણોને તથા રાજ્યોને વિનાશના પંજામાંથી બચાવી લીધાં.

*    *    *    *

ઉપર જણાવ્યા પ્રમાણે નંદલાલ મુલ્તાનીના સમજાવ્યાથી શાહજાદા મુઅજ્જિમે ગુરુ ગોવિન્દસિંહજી સાથે વિગ્રહને આદરવાના વિચારને માંડી વાળવાથી ગુરુજીને પોતાના બળને નવીનતાથી વધારવાનો તથા પોતાનાં યુદ્ધસાધનોની વૃદ્ધિ કરવાનો જે અવસર જોઇતો હતો તે અનાયાસ મળી ગયો. ગુરુજીએ હિન્દુ પર્વતેશ્વરોને પુનઃ કટિબદ્ધ થવાનો તથા જાતીય સ્વતંત્રતામાટે યુદ્ધ કરવાનો ઉત્તેજક ઉપદેશ આપ્યો. અનેક પર્વતેશ્વરોને આનંદપુરમાં બોલાવી સિખ્ખોની એક વિશાળ સભા ભરીને ગુરુ ગોવિન્દસિંહજી તે પતિત પર્વતેશ્વરોને સંબોધીને અત્યંત ગંભીર મુખમંડળ તથા અત્યંત ગંભીર કંઠસ્વરથી પોતાની ઉત્તેજક વાણીના ગંભીર પ્રવાહને વહેવડાવતા બોલવા લાગ્યા કેઃ—

“પોતાને રણવીર આર્ય ક્ષત્રિયોના નામથી ઓળખાવનારા અને પોતાની પ્રાચીન તથા આનુવંશિક વીરતાનું અભિમાન ધરાવનારા પંજાબી પર્વતેશ્વરો તથા અન્યાન્ય ક્ષત્રિયોને હું માત્ર એટલો જ પ્રશ્ન આ સભામાં માનપૂર્વક પૂછવા માગું છું કે જે મુસલ્માન સુલ્તાનો આપણી આ ભારતવર્ષ નામક સ્વર્ગાદપિગરીયસી જન્મભૂમિની, આપણા મહાપવિત્ર તથા શ્રેષ્ઠ હિન્દુધર્મની, આપણા વિશુદ્ધ આચાર વિચારોની અને આપણી લક્ષ્મી તથા ગૃહલક્ષ્મીની કેવળ દુર્દશા અને દુર્દશા જ કરતા રહ્યા છે, તે સુલ્તાનોની સુલ્તાનિયતને ઊખેડી નાખવાના અને હિન્દુધર્મ તથા હિન્દુજાતિને સ્વતંત્ર તથા નિર્ભય કરવાના પ્રયત્નથી વિરક્ત થવાને જ તમો ક્ષાત્રધર્મ તથા વીરતા માનો છો કે શું? હું તમારા પોતાના મુખથી જ એ જાણવા ઇચ્છું છું કે જે મુસ્લિમ બાદશાહો, સુલ્તાનો, નવ્વાબો તથા સર્દારોએ આ પુનીત ભરતભૂમિનાં કાંચનક્ષેત્રોને ઉદ્ધવસ્ત કરી નાખ્યાં છે; તલ્વારના જોરથી હિન્દુઓને બળાત્કારે કુરાનના અનુયાયી અથવા મુસલ્માન બનાવ્યા છે; આસેતુહિમાચલ ભય તથા ત્રાસને વિસ્તારી દીધા છે; આદર્શ હિન્દુ અબળાઓના સતીત્વને ભ્રષ્ટ કરવાને જ પોતાનો પરમ

ધર્મ માન્યો છે; હિન્દુઓ તથા હિન્દુવાણીઆઓને બજારમાં ગુલામો તથા ગુલામડીઓ તરીકે મૂળાભાજી પ્રમાણે વેચ્યાં તથા વેચાવ્યાં છે; હિન્દુઓનાં દેવમંદિરો તથા દેવમૂર્તિઓના ભ્રષ્ટીકરણ તથા વિનાશના ધિક્કારપાત્ર વ્યવસાયને જ પોતાના જીવનની સાર્થકતા તરીકે સ્વીકારી લીધો છે તે મુસલ્માન બાદશાહો, સુલ્તાનો, નવાબો તથા સર્દારો આ ભરતભૂમિમાં નિષ્કંટક રાજ્ય કરતા રહે અને આવી જ રીતે તેમના હસ્તથી તમારી દૂર્દશા થતી રહે એવી તમારી ઇચ્છા છે ખરી કે?..."

સર્વ ખાલસા વીર પુરુષોએ ગગનભેદક ગર્જનાના રૂપમાં ઉત્તર આપ્યું કેઃ "નહિ; કદાપિ નહિ." પરંતુ ભયભીત પર્વતેશ્વરો કાંઇ પણ બોલ્યા વિના મૌનનું અવલંબન કરીને બેસી રહ્યા.

"હિન્દુધર્મ તથા હિન્દુજાતિના એક સામાન્ય પ્રતિનિધિ તરીકે મારે તમોને સ્પષ્ટ શબ્દોમાં કહેવું પડે છે કે ભારતવર્ષમાંથી એ અનાચારિણી તથા અત્યાચારિણી મુસ્લિમ રાજસત્તાનો અંત થવો જોઇએ અને તે અંત પોતાને પરશુરામ, દાશરથી રામ, શ્રીકૃષ્ણ તથા બાપ્પા રાવળ આદિના વંશજો તરીકે ઓળખાવનારા ક્ષત્રિયો તથા અન્યાન્ય હિન્દુ વીરોના હસ્તથી જ થવો જોઇએ. પંજાબના પર્વતેશ્વરો, શાહી સિપાહસાલાર મીરજાબેગ તથા તેની ફોજના હસ્તથી થયેલા તમારા છેલ્લા પરાજયથી અને તેમના હસ્તથી થયેલી તમારી ભીષણ દુર્દશા તથા અપ્રતિષ્ઠાથી તમો અતિશય ગર્ભગલિત થઇ ગયા છો અને તેથી જ અત્યારે અધોવદન થઇ મૌનનું અવલંબન કરી બેસી રહ્યા છો એ હું સારી રીતે જાણું છું અને તમારી આવી ભીરુતાને જોઇને મારા હૃદયમાં મહાખેદ થાય છે. મારા બંધુઓ, આવા પરાજય તથા આવી અપ્રતિષ્ઠાથી હતાશ થઇને પોતાના ધર્મરક્ષા તથા જાતિરક્ષાના સ્વીકૃત મહાકાર્યને અપૂર્ણ અવસ્થામાં જ ત્યજી દેવું એ હિન્દુ, અરે જેને તમો અસ્પૃશ્ય તથા અંત્યજ હિન્દુ માનો છો તે અંત્યજ હિન્દુને પણ લજ્જિત કરનારી ઘટના છે, તો પછી એ ઘટના ક્ષત્રિયોને શોભાવનારી તો ક્યાંથી જ હોઇ શકે?" ગુરુ ગોવિન્દસિંહજી આટલું બોલીને બે ચાર ક્ષણ બોલતા અટકી ગયા અને ત્યાર પછી આગળ વધીને પુનઃ બોલવા લાગ્યા કે: "મારા દેશબંધુઓ તથા ધર્મબંધુઓ!

આ ઔરંગજેબ જેવા ધર્મોન્મત્ત તથા ધર્માંધ મુસ્લિમ સુલ્તાનના ધાર્મિક, સામાજિક તથા રાજનૈતિક અત્યાચારોને તમો ક્યાં સૂધી આમ ને આમ સહન કરતા રહેશો ? એ મનુષ્યત્વહીન બાદશાહનાં અપવિત્ર ચરણોમાં તમો ક્યાં સૂધી પોતાનાં પવિત્ર મસ્તકોને નમાવતા રહેશો અને તેના અત્યાચારોને તમારા હૃદયની રંગભૂમિ ઉપર ક્યાં સૂધી આવો પૈશાચિક નૃત્યવિલાસ કરવા દેશો તે તો કૃપા કરીને જણાવો. આ અત્યાચારરૂપ દુર્ગંધના વિસ્તારને અટકાવ્યા વિના આપણાથી નિર્ભયતાયુક્ત સ્વતંત્રતા નામક આરોગ્યને કદાપિ પ્રાપ્ત કરી શકાય તેમ નથી. આવા પરાજયો અનેક વાર મળવા છતાં અને અનેક વાર આવી દુર્દશા થવા છતાં પણ વારંવાર પુનરુત્થાન કરીને પ્રગતિ તથા વિપ્લવના માર્ગમાં અત્યંત વેગપૂર્વક પ્રયાણ કરવામાં જ આપણા જીવન તથા કલ્યાણની સુરક્ષિતતા સમાયલી છે. જૂની રૂઢિ, વિઘાતક આચારો, ભીરુતા, નિરાશા તથા કાયરતાની ધૂંસરીને તમારી ગર્દનોપરથી ઊતારીને દૂર ફેંકી દ્યો; કલ્યાણકારક નવીન આચાર-વિચાર, નિર્ભયતા, આશા તથા વીરતાના પાયાપર જાતીયતાની નવી ઇમારતને ચણી લ્યો અને મારી સાથે મળીને અત્યારે પંજાબમાં અને ત્યાર પછી સમસ્ત ભારતવર્ષમાં હિન્દુસામ્રાજ્યને સ્થાપવાના તમારાથી કરી શકાય તેટલા પ્રબળ પ્રયત્ન કરતા રહો. જો મારા ઉપદેશની ઉપેક્ષા કરશો, તો એ નિશ્ચયપૂર્વક માની લેજો કે તમારો વિનાશ અવશ્યંભાવી છે.”

“અમો ધર્મરક્ષા તથા જાતિરક્ષામાટે જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત ઔરંગજેબ સાથે લડવાને તૈયાર છીએ.” ખાલસા વીરોએ પુનઃ પોતાનો ક્ષત્રિયોચિત નિશ્ચય દર્શાવ્યો.

પરંતુ મીરજાબેગના પઢાવેલા પાઠથી અત્યંત શિથિલ તથા નિરુત્સાહ થઈ ગયેલા પર્વતેશ્વરોનાં હૃદયોને આ વેળાયે ગુરુ ગોવિન્દસિંહજીનાં ઉત્તેજક વચનો લેશમાત્ર પણ ઉત્તેજિત ન કરી શક્યાં; તેમણે ગુરુજીના ઉપદેશને એક કાને સાંભળી બીજા કાનમાંથી બહાર કાઢી નાખ્યો અને રાજનિષ્ઠામાં દૃઢ રહેવાનો જ નિશ્ચય કરી લીધો. તેઓ આનંદપુરમાંથી ચાલતા થઈ ગયા અને પોતપોતાનાં સ્થાનોમાં પહોંચ્યા

પછી ગુરુગોવિંદસિંહજી સાથે સખ્યને બદલે વિરોધ જ કરવા લાગ્યા. તેમની આવી વિઘાતક ચેષ્ટાઓને જોઇને ગુરુજીએ પુનઃ તેમને ઠેકાણે લાવવામાટે પૂર્વ ઉપાયોને યોજી દીધા અને પોતાના અનુયાયી સિખ્ખોને તેમનાં રાજ્યોમાં વ્યાઘ્રો પ્રમાણે છૂટા છોડી દીધા. આનું પરિણામ એ થયું કે સિખ્ખો તે પર્વતેશ્વરોનાં રાજ્યમાં અગ્નિ તથા ખડ્ગનો મુક્ત હસ્તથી ઉપયોગ કરવા લાગ્યા અને જે કાંઈ પણ ધન તથા વસ્તુ આદિ જોવામાં આવે તે લૂટીને ચાલતા થવા લાગ્યા. હિન્દુ પર્વતેશ્વરો આ ઘટનાથી ગુરુજીપર અતિશય કોપાયમાન્ થઈ ગયા અને પરસ્પર સંધિ કરી લઇને વીસ હજાર યોદ્ધાઓના બળથી તેમણે ગુરુ ગોવિન્દસિંહજી ઉપર આક્રમણ કરી દીધું. એ વેળાયે ગુરુ-ગોવિન્દસિંહજી પાસે આનંદપુરમાં કેવળ આઠ હજાર ખાલસા સૈનિકો હતા; છતાં લેશમાત્ર પણ ભયભીત અથવા નિરુત્સાહ ન થતાં ગુરુ-જીએ રણક્ષેત્રમાં તેમના વિશાળ સૈન્યનો પ્રચંડ સંહાર કરીને તેમને તેમની સંયુક્તસેના સહિત રણભૂમિમાંથી શૃગાલો પ્રમાણે નસાડી દીધા.[1]

આ ભીષણ પરાજયના યોગે સર્વથા નિરાશ થઈ ગયેલા અને અસહાય અવસ્થામાં આવી પડેલા પર્વતેશ્વરોએ એક આવેદનપત્ર લખીને દિલ્લીના બાદશાહ ઔરંગજેબની સેવામાં મોકલી દીધું કે જેમાં અત્યંત તિરસ્કારસૂચક તથા કરુણોત્પાદક શબ્દોમાં આ પ્રમાણે વિગત લખવામાં આવી હતીઃ "ગુરુ ગોવિન્દસિંહજીએ રાજત્વનાં ચિહ્નોને ધારણ કરી લીધાં છે; તે પોતાને 'સચ્ચા બાદશાહ' કહેવડાવે છે; નિત્ય સહસ્રાવધિ ધર્મોન્મત્ત હિન્દુ અનુયાયીઓ તેની પતાકા તળે આવીને એકત્ર થતા જાય છે; અમો મુકુટધારક રાજાઓ હોવા છતાં અમારા સૈન્ય-બળથી તેના પ્રચંડ સૈન્યબળને અમારાથી વિદારી શકાતું નથી; તેની સાથે કરેલા અમારા યુદ્ધમાં અમારો જ પરાજય થયો છે, અમારા પર મેળવેલા વિજયથી ફૂલીને તે દિવસાનુદિવસ અધિકાધિક ધૃષ્ટ તથા ભયંકર થતો જાય છે; શહનશાહના વર્ચસ્વને તે સ્વીકારતો જ

---

૧ અહીં જણાવવાની આવશ્યકતા છે કે આ ઘટનાથી પૂર્વે જ ગુરુ-ગોવિન્દસિંહજીએ પાર્વત પ્રદેશોનો વિશેષ ભાગ પોતાને આધીન કરી લીધો હતો અને એ સમયમાં સમતલ પ્રદેશમાં રોપડ સૂધી તેમનું રાજ્ય વિસ્તરેલું હતું.

નથી; હિન્દુસામ્રાજ્યની સ્થાપના એ જ તેની એકમાત્ર મહત્ત્વાકાંક્ષા છે અને પોતાના અજ્ઞ અનુયાયીઓને તે એવી આશાઓના જાળમાં લપટાવીને ઉત્તેજિત કરતો રહે છે કે: 'હવે ઔરંગજેબની શાહનશાહત સત્વર જ માટીમાં મળી જવાની છે અને હિન્દુસ્તાનમાં આસેતુહિમાચલ ખાલસા સામ્રાજ્યની સ્થાપના થતાં ખાલસાની વિજયપતાકા જ ફરકવાની છે.' અહીંની સત્ય સ્થિતિ આવા પ્રકારની હોવાથી જે યોગ્ય જણાય તે પ્રબંધ કરશો."

પર્વતેશ્વરોના આ પત્રના વાંચનથી શહનશાહ ઔરંગજેબ ચમકી ગયો અને તેણે તે જ દિવસે સરહિન્દના સૂબેદાર અથવા શાસકને એવી આજ્ઞા મોકલી આપી કે: "તમો પોતે જ જઇને ગુરુ ગોવિન્દ સિંહજી સાથે યુદ્ધ કરો, તેમના સમસ્ત બળનો નાશ કરી નાખો અને તે રાજદ્રોહીને કઠિનમાં કઠિન દંડ આપવામાં પળમાત્રનો પણ વિલંબ ન કરો." બાદશાહનું આ ફર્માન આવતાં જ સરહિન્દનો મુસલ્માન સૂબેદાર પ્રબળ સેના સહિત ગુરુ ગોવિન્દસિંહ પર આક્રમણ કરવામાટે રવાના થયો અને હિન્દુ પર્વતેશ્વરો પણ તેને સહાયતા આપવામાટે પોતાની સંયુક્ત સેનાઓ સહિત તેની સાથે આવી મળ્યા.[1]

* * * *

શત્રુઓના આ આક્રમણના સમાચાર મળતાં ગુરુ ગોવિન્દ સિંહજીએ પણ પોતાના સર્વ યોદ્ધાઓને એકત્ર કરી લઇને શત્રુઓની પ્રચંડ સેના સાથે લડવાની યથાસમય સર્વ તૈયારી કરી લીધી. કીર્તિપુરના રણક્ષેત્રમાં મુસલ્માન સૂબેદારો તથા હિન્દુ પર્વતેશ્વરોની પ્રચંડ સંયુક્ત સેના તથા ખાલસા સેનાનો એક મહાભયંકર તથા દારુણ સંગ્રામ થયો. એ યુદ્ધમાં ખાલસા વીરોએ અત્યંત નિર્ભયતા તથા અલૌકિક શૌર્યથી લડીને શત્રુઓને પોતાની સંપૂર્ણ વીરતાનો પર્યાપ્ત પરિચય કરાવી દીધો અને બે દિવસના યુદ્ધમાં અનેક પ્રતિપક્ષીઓને બકરાં પ્રમાણે રેંસી નાખ્યા. પરંતુ શત્રુઓની સંખ્યા અત્યંત વિશાલ હોવાથી

---

૧ આ ઘટના ઇ. સ. ૧૭૦૧ માં ઘટી હતી અને બૂટીશાહના લખ્યા પ્રમાણે એ આક્રમણમાં સરહિન્દ તથા લાહોરના મુસલ્માન સૂબેદારો સા[થે] બાવીસ હિન્દુ પર્વતેશ્વરો અથવા પહાડી રાજાઓ મળેલા હતા.

ખાલસા વીરો માથાપર કફન બાંધી મરણિયા થઇને લડતા હોવા છતાં પણ બે દિવસના ઘોર સંગ્રામ પછી ત્રીજે દિવસે તેમને શત્રુઓએ પાછા હટાવી દીધા અને નિરુપાયવશાત્ ગુરુ ગોવિન્દસિંહજીને આનંદપુરના દુર્ગમાં આશ્રય લેવો પડ્યો. તેમણે દુર્ગ માં પ્રવેશ કરીને દુર્ગનાં દ્વારોને અંદરથી વસાવી લીધાં અને તેમની પાછળ પડેલી શાહી સેનાએ આવીને દુર્ગને ચારે તરફથી ઘેરી લેવાથી દુર્ગવાસીઓનો બાહ્ય જગત્ સાથેનો સર્વ સંબંધ સર્વથા બંધ થઇ ગયો.[1]

શાહી સેનાના સેનાપતિ ખાજા મુહમ્મદ તથા નાહરખાઁએ ગુરુ ગોવિન્દસિંહજી પાસે પોતાના એક દૂતને મોકલીને તેમને એવા આશયનો સંદેશ કહાવ્યો કે જેમાં કેવળ વિભીષા જ ભરેલી હતી. તે મુસ્લિમ દૂત ગુરુ ગોવિન્દસિંહના દર્બારમાં આવીને અત્યંત ગર્વદર્શક ભાવ તથા વિનયહીનતાની કહેવા લાગ્યો કેઃ–

"અત્યારે આપ હિન્દુ પહાડી રાજાઓની થોડી ઘણી અશિક્ષિત સેના સાથે નથી લડી રહ્યા, પરંતુ મહાપ્રતાપી મુગલ શહનશાહ ઔરંગજેબ આલમગીરની પ્રચંડ તથા સુશિક્ષિત સેના સાથે યુદ્ધ કરી રહ્યા છો એ વાર્તાને આપે અવશ્ય લક્ષમાં રાખવાની છે. આલમગીર એક તે બાદશાહ છે કે જે મહારાજાઓનો પણ મહારાજ છે, દરિદ્રોનો પ્રતિપાલક છે, સંસારનો રક્ષક છે, દીન ઇસ્લામનો નૂર છે અને જેની શક્તિઓ અમાપ તથા અગાધ છે એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. આવા મહાપ્રબળ શહનશાહ સાથે યુદ્ધ કરીને વિજય મેળવવાની અશક્ય તથા અસંભવનીય ઘટનાને આપ શક્ય તથા સંભવનીય માનતા હો તો એ આપનો એક પ્રકારનો વિઘાતક ઉન્માદ છે અને એ ઉન્માદને વળગી રહેવાથી આપનો વિનાશ અવશ્યંભાવી છે. પરંતુ જો આપ શહનશાહ સલામત સાથેની આ શત્રુતાને ત્યજી દઇને તેમની

---

૧ 'પંથપ્રકાશ' નામક ગ્રંથમાં એવો ઉલ્લેખ કરાયલો છે કેઃ "ગુરુ ગોવિન્દસિંહજીએ આનંદપુર મખ્ખોવાલના દુર્ગમાં આશ્રય લીધા પૂર્વે શાહી સેના સાથે બીજાં પણ કેટલાંક યુદ્ધો કર્યાં હતાં અને તે સર્વ યુદ્ધોમાં સંપૂર્ણ વિજય મેળવ્યો હતો." એ સર્વ યુદ્ધોનો સવિસ્તર વૃત્તાંત પણ 'પંથપ્રકાશ'માં આપવામાં આવ્યો છે અને તે સર્વથા સત્ય તથા વિશ્વાસપાત્ર છે.

આધીનતાને સ્વીકારી લેશો, કુફ્રને ત્યજીને ઇસ્લામને કુબૂલ ફર્માવિશો અને શહનશાહ સલામતના કદમને ચૂમશો; તો તેઓ કદાચિત્ મેહરબાની તથા કરમ ફર્માવીને આપને આ પંજાબના નવ્વાબ અથવા સૂબેદાર પણ બનાવી દેશે અને આપના કસૂર તથા જાહોજલાલને સોગણો વધારી દેશે. ત્યારે બોલો કે આપનો શો જવાબ છે? મુસલ્માન થઇને જીવવું છે કે કાફિર રહીને આપના વાલિદ પ્રમાણે કૂતરાના મોતે મરવું છે એટલો જ જવાબ મારે અત્યારે આપની પાસેથી મેળવવાનો છે."

એ વેળાયે ગુરુજીનો નવયુવક પુત્ર અજિતસિંહ પણ દર્બારમાં વિરાજેલો હોવાથી મુસ્લિમ દૂતના આવા અસહ્ય ગર્વસૂચક તથા અપમાનકારક શબ્દો સાંભળીને તેનો કોપ અનિવાર્ય થતાં તે પોતાના ખડ્ગને કોષમાંથી બહાર કાઢીને ગર્જના કરતો કહેવા લાગ્યો કે: "મુંહજોર ગુસ્તાખ઼ ગુલામ! ખ઼ામોશ. જેટલી ગુસ્તાખ઼ી તેં કરી છે તેટલી બસ છે. હવે જો મોઢામાંથી એક પણ શબ્દ ઉચ્ચારીશ તો ગુરુદેવના અપમાન કરવાના અપરાધમાટે આ દર્બારમાં જ હું તારો શિરચ્છેદ કરી નાખીશ, અને તારા શરીરના કટકા કરીને કાગડા તથા કૂતરાને ખવડાવીશ. આ ગીદડભપકીઓ કોઇ બીજાને જઇને સંભળવાજે અને ઔરંગઝેબના નામથી પંઢોને બીવડાવજે. આ તો ખાલસા ગુરુનો દર્બાર છે, આ સચ્ચા બાદશાહ આગળ તારા ઔરંગઝેબ જેવા હજારો બાદશાહ હાથ જોડીને ઊભા રહેનાર છે."[1]

ગુરુ ગોવિન્દસિંહજી ધર્મના રક્ષણમાટે યુદ્ધ કરી રહ્યા હતા અને જેઓ નિઃસ્વાર્થ રહીને કેવળ ધર્મના રક્ષણમાટે જ યુદ્ધ કરતા હોય છે તેઓ વિજય તથા પરાજયની સંભાવનાઓની ચિન્તાઓને કદાપિ હૃદયમાં સ્થાન નથી આપતા એટલે ગુરુજી પણ એ ચિન્તાથી સર્વથા મુક્ત જ રહેતા હતા. ગુરુજીએ એ વેળાયે જો ઔરંગઝેબની

---

૧ કનિંગહામ તથા લતીફ બન્નેએ આ ઘટનાને ચમકોરમાં ઘટેલી દર્શાવી છે અને 'પંથપ્રકાશ'ના કર્તાએ આનન્દપુરમાં ઘટેલી દર્શાવી છે, કે જે યથાર્થ છે; કારણ કે, ચમકોરમાં જે પ્રકારનું યુદ્ધ થયું હતું તે પ્રકારના યુદ્ધમાં દૂતને ગુરુજી પાસે મોકલવાની ઘટના સર્વથા અશક્યવત્ જણાય છે.

આધીનતાને સ્વીકારી લીધી હોત, તો તેનો એ જ અર્થ થવાનો સંભવ હતો કે તેમના ઉચ્ચાતિઉચ્ચ સિદ્ધાન્તો કેવળ ઔરંગઝેબની પાશવિક શક્તિઓ તળે દબાઈ જવામાટે જ સૃજાયલા હતા અને ગુરુજી જો તેમના પોતાના તથા પોતાનાં પારિવારિક જનોનાં જીવન તથા ધન આદિક સુરક્ષિત રહે, તો હિન્દુધર્મનો ત્યાગ તથા હિન્દુજાતિની પરાધીનતાને સ્થાયી કરી દેવાને તૈયાર હતા. પરંતુ તેઓ આવા સ્વાર્થપરાયણ તથા જીવનલોલુપ ન હોવાથી તેમણે પોતાના પુત્રના કોપને સકારણ તથા આવશ્યક માનીને અત્યાચારી ઔરંગઝેબના રાજદૂતને પ્રસન્ન કરવામાટે તે કોપના નિષેધનો લેશમાત્ર પણ પ્રયત્ન ન કર્યો અને અતિશય ગંભીર ભાવથી મુસ્લિમ દૂતને કહ્યું કે:—

"રાજદૂત, તું એક દૂત તરીકેના પોતાના કર્તવ્યની સીમાનું એટલી સીમા પર્યન્ત ઉલ્લંઘન કરી ગયો છે કે જો અમારા ધર્મ-શાસ્ત્રમાં દૂતની હત્યાનો નિષેધ કરવામાં ન આવ્યો હોત, તો તારી ધૃષ્ટતાનું ભયંકર પરિણામ અવશ્ય તારે ભોગવવું પડત અને તું અહીંથી જીવતો જાગતો તારા સૂબેદારો પાસે ભાગ્યે જ પાછો પહોંચી શકત. અસ્તુ; જા અને તારા સૂબેદારો તથા શહનશાહને પણ જણાવી દે કે કદાચિત્ સૂર્યનારાયણનો ઉદય પૂર્વ દિશામાં ન થતાં પશ્ચિમ દિશામાં થાય અને સમસ્ત સૃષ્ટિનું પરિવર્તન થઇ જાય, તો ય ગુરુ ગોવિન્દસિંહ તથા તેમના ખાલસા સિક્ખોને કોઈ પણ પ્રકારના પ્રલોભનદ્વારા ધર્મભ્રષ્ટ અથવા મુસલ્માન બનાવવાની તમારી નીચ આસુરી લાલસા ફળીભૂત થઈ શકે તેમ નથી એટલે એ પ્રયત્નને આટલેથી જ અટકાવી દ્યો અને ખાલસા વીરો પ્રાણાન્ત પર્યન્ત ધર્મરક્ષામાટે રણભૂમિમાં તમારી સાથે લડવાને કોઈ પણ વેળાયે તૈયાર હોવાથી તમારા આઘાતના પ્રત્યાઘાતને સહન કરવાને કટિ-બદ્ધ થઇ જાઓ. તારા સૂબેદારો તથા શહનશાહને અત્યંત સ્પષ્ટ શબ્દોમાં જણાવી દેજે કે:—

'સવા લાખસે એક લડાઉં, ચિડિયાસે મૈં બાજ઼ ગિરાઉં;
બિલ્લીસે મૈં શેર મરાઉં, તબ ગોવિન્દસિંહ નામ ધરાઉં।'

ખાલસાએ પોતાની તલ્વારો નિર્બલ હસ્તમાં નથી ઊપાડી, કિન્તુ વજ્રહસ્તમાં ઊપાડી છે અને તે તલ્વારો અત્યાચારીઓનાં મસ્તકોને છેદીને જ મ્યાનમાં જવાની છે."

ગુરુજીના પ્રભાવથી ભયભીત થયલો દૂત પોતાના અવિનયની ક્ષમા માગીને વિશેષ કાંઇ પણ ન બોલતાં એ ઉત્તર લઇને ત્યાંથી ચાલતો થઇ ગયો અને તેના ગયા પછી તે ક્ષણે જ ગુરુજીએ પોતાના ગોલંદાજો, બર્કન્દાજો, તથા તીરંદાજોને બોલાવીને યુદ્ધમાટે કટિબદ્ધ થઇ જવાની કઠિન આજ્ઞા સંભળાવી દીધી.

મુસ્લિમ રાજદૂતે ગુરુ ગોવિન્દસિંહજીનું ઉત્તર ખાજા મુહમ્મદ તથા નાહરખાઁને સંભળાવતાં તેમણે પણ ગુરુજી સાથેના સંધિની આશાને ત્યજી દઇને પોતાના સૈનિકોને યુદ્ધમાટે તૈયાર થઇ જવાનો હુકમ ફર્માવી દીધો.

દ્વિતીય દિવસના આરંભ સાથે જ યુદ્ધનો આરંભ થવાનો હતો.

———:o:———

## પ્રકરણ ૧૩ મું
## આનંદપુરનો ઘેરો

———:o:———

"Wise men ne'er sit and wail their loss,
But cheerly seek how to redress their arms."

SHAKESPEARE.

"If courage is gone, then all is gone
'Twere better that thou hadst never been born."

GOETHE.

ગગનપ્રદેશમાં દ્વિતીય દિવસના ભગવાન્ ભાસ્કરનો ઉદય થતાં જ બાદશાહ ઔરંગઝેબ તથા પંજાબના હિન્દુ પર્વતેશ્વરોની સંયુક્ત સેનાઓના ગોલંદાજોએ સેનાપતિ ખાજા મુહમ્મદ તથા નાહરખાઁની આજ્ઞાથી આનંદપુર દુર્ગપર તેને તોડી પાડવામાટે તોપોના ગોળાનો મારો ચલાવવા માંડ્યો અને તેના જવાબમાં ખાલસા ગોલંદાજો

પણ આનંદપુર દુર્ગના પ્રાકારપર ચઢાવેલી તોપો[1]ના ગોળાનો આત્મરક્ષામાટે શત્રુસૈન્યપર વર્ષાદ વર્ષાવવા મંડી ગયા. સંધ્યાકાળ પર્યન્ત આવી રીતે ઉભય પક્ષની તોપો અગ્નિની વૃષ્ટિને વર્ષાવતી રહી, સિખ્ખો દુર્ગના પ્રાકાર ઉપર હોવાથી શત્રુની તોપોના ગોળાથી તેમનો જેટલો વિનાશ થતો હતો તેના કરતાં તેમની તોપોના ગોળાથી શત્રુપક્ષના સૈનિકોનો પચાસ ગણો વધારે વિનાશ થતો હતો; પરંતુ શત્રુપક્ષના સૈનિકોની સંખ્યા અત્યંત વિશેષ હોવાથી તેમ જ તેમને બીજી પણ જોઈએ તેટલી કુમક આવી મળવાનો સંભવ હોવાથી તેમને તેમનો એ અધિક નાશ પણ નહિવત્ જણાતો હતો અને ખાલસા સેના દુર્ગમાં બદ્ધ થઈ ગયેલી હોવાથી અને બાહ્ય જગત્ સાથેનો તેનો સંબંધ તૂટી જતાં તેને લેશ માત્ર પણ સહાયતા મળવાનો સંભવ ન હોવાથી ખાલસા વીરોને પોતાનો અલ્પ નાશ પણ મહાભયંકર દેખાતો હતો. છતાં પણ ગુરુજીની આજ્ઞાથી ખાલસા સૈનિકો પંદર દિવસ સુધી દુર્ગના પ્રાકાર પરથી તોપના ગોળા, બંદૂકની ગોળીઓ તથા બાણોની શત્રુસૈન્યપર અખંડ તથા પ્રચંડ વૃષ્ટિ વર્ષાવીને શત્રુપક્ષનો જેટલો કરી શકાય તેટલો વિનાશ કરતા રહ્યા અને શત્રુઓ પણ એથી લેશમાત્ર પણ ન ડગમગતાં એ વિનાશને સહન કરીને લડતા રહ્યા અને તે સાથે ગુરુજીને બહારથી સૈનિકો, અન્નસામગ્રી તથા દારૂગોળા આદિ કોઈ પણ પ્રકારની સહાયતા ન મળી શકે એની પણ બરાબર દેખરેખ રાખતા રહ્યા. અંતે દુર્ગમાં શત્રુઓની ધારણા અનુસાર પરિણામ દેખાવા લાગ્યું. દારુગોળાના ભંડારનું તળિયું તો જો કે હજી ન હોતું દેખાયું, પરંતુ સર્વેથી અધિક આવશ્યક અન્નસામગ્રી ઓછી થવા લાગી અને જો બીજા આઠ દશ દિવસ આવી જ રીતે વીતી જાય તો કદાચિત્ અન્ન વિના ભૂખમરાથી મરી જવાનો સમય આવી લાગે એવો ખાલસા સિખ્ખોને નિરાશાજનક રંગ દેખાવા લાગ્યો. આવી સર્વથા પ્રતિકૂલ તથા વિધા-

[1] ગુરુ ગોવિન્દસિંહજીએ આ આનંદપુરના ઘેરામાં જે તોપોનો શત્રુસૈન્યના વિનાશમાટે ઉપયોગ કર્યો હતો તેમાંની બે તોપોને અત્યારે પણ લાહોરના મ્યૂઝિયમ (સંગ્રહાલય)માં જાળવી રાખવામાં આવી છે.

તક પરિસ્થિતિને આવી લાગેલી જોઈને ખાલસા સૈનિકો હતાશ થવા લાગ્યા અને એ જ વેળાયે મુગલ સેનાધ્યક્ષો તથા હિન્દુ પર્વતેશ્વરોએ ગુરુજીને એવો સંદેશ કહાવ્યો કે: "હવે જો આપ વિજયની આશા રાખતા હો, તો આપની તે આશા સર્વથા વ્યર્થ હોવાથી જો આપ શહનશાહ સલામતની આધીનતાને સ્વીકારી લઈ સંધિ કરશો, તો અમો આપને તથા આપના સૈનિકોને સર્વ વસ્તુઓ સહિત દુર્ગમાંથી બહાર નીકળી જવા દઈશું અને આપને હાનિ નહિ પહોંચાડીએ. અમારા આ વચનમાં વિશ્વાસ રાખશો;" એટલે ખાલસા સૈનિકો ગુરુજી સમક્ષ આવીને પ્રાર્થના કરવા લાગ્યા કે:-

"ગુરુદેવ, અમોને તો અત્યારની પરિસ્થિતિમાં એ જ યોગ્ય જણાય છે કે અત્યારે આપ બાદશાહની આધીનતાને સ્વીકારી લ્યો, શત્રુઓ સાથે સંધિ કરી લ્યો અને આપણને આ કારાગૃહરૂપ દુર્ગમાંથી બહાર નીકળીને કોઈ સુરક્ષિત સ્થાનમાં પહોંચી જવા દ્યો કે જેથી આપણાથી ત્યાં યુદ્ધનાં સાધનોને નીરાંતે એકત્ર કરી શકાય અને નવીન યુદ્ધને અધિક વેગ તથા સફળતાપૂર્વક આરંભી શકાય. જ્યારે શત્રુઓ પોતાની ઈચ્છાથી જ આપણને અભયવચન આપી રહ્યા છે તો પછી આવી પરિસ્થિતિમાં આપણે તેનો લાભ શામાટે ન લઈ લેવો ?"

ગુરુજી સિખ્ખોની આ પ્રાર્થના સાંભળીને પ્રથમ તો હસ્યા અને ત્યારપછી કહેવા લાગ્યા કે: "ધર્માંધ, સ્વાર્થાંધ તથા ઘોર અન્યાયી મનુષ્યો પોતાનાં આપેલાં વચનોનું કદાપિ પાલન નથી કરતાં, અને તેમાં પણ વળી અત્યાર સુધી ખાલસા સેનાએ પોતાની અલૌકિક વીરતા તથા પોતાના ખડ્ગવિલાસથી એમને એટલા બધા ભડકાવી દીધા છે કે એમની પાસેથી વચનપાલન, દયાલુતા, સભ્યતા તથા સદ્વ્યવહારની આશા રાખવી એ એક પ્રકારની મૂર્ખતા જ છે. મારા આ વચનને અવશ્ય સ્મરણમાં રાખી લેજો કે જો આપણે આ દુર્ગને શત્રુઓના હસ્તમાં સોંપીને બહાર નીકળી જઈશું, તો તે ક્ષણેજ શત્રુઓ આપણા પર તૂટી પડીને આપણને સંહારવા માંડશે અને આપણે તેમનાં શસ્ત્રોના શિકાર થઈ જઈશું. કદાચિત્ દુર્ગમાં રહીને આપણે

મરીશું, તો પણ વીરતાથી મરીશું અને બહાર નીકળ્યા પછી તો આપણુને કૂતરાના મોતે મરવું પડશે એટલામાટે મારો તમોને એ જ આગ્રહ છે કે પરમાત્માની કૃપા તથા મારા વચનમાં વિશ્વાસ રાખો અને જેટલી વીરતાથી અત્યાર સૂધી તમો શત્રુઓને સંહારતા રહ્યા છો તેથી પણ અધિક વીરતાથી શત્રુઓને સંહારવાના કાર્યમાં તલ્લીન રહો. હજી પણ આપણુને બહારની કુમક આવી મળવાનો સંપૂર્ણ સંભવ હોવાથી કદાચિત્ આપણે તે સહાયતા આવી મળતાં શત્રુઓને પૂર્વયુદ્ધો પ્રમાણે આ વેળાયે પણ મારી ભગાવીશું."

દુર્બલ હોવા છતાં પોતાની વીરતાથી અત્યાચારી મુગલોને સંહારીને વીરદુહિતા માધુરીનો પતિ તથા વીરપાલમાંથી વીરસિંહ થયેલો યુવક આ વેળાયે ત્યાં વિદ્યમાન હોવાથી કહેવા લાગ્યો કેઃ "ગુરુદેવનું કથન અક્ષરશઃ સત્ય હોવાથી શત્રુઓના વચનમાં વિશ્વાસ ન રાખીને પ્રાણાન્ત પર્યન્ત શત્રુઓને સંહારવા એ જ આપણો ધર્મ છે."

"હું એક ક્ષુદ્રબુદ્ધિ અબળા હોવા છતાં મારો પણ એ જ અભિપ્રાય છે કે શત્રુઓના વચનમાં વિશ્વાસ રાખવાથી આપણો વિનાશ જ થવાનો છે. મેં તો અન્તપર્યન્ત શત્રુઓને સંહારવાનો જ મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે." શસ્ત્રાસ્ત્રમંડિતા માધુરીએ પણ પોતાના પતિ પ્રમાણે જ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

અહીં એ વાર્તાને સ્મરણમાં રાખી લેવાની છે કે માધુરી પ્રથમથી જ એક વીરદુહિતા હોવાથી ગુરુજીની આજ્ઞાથી વીરપાલને પોતાના પતિ તરીકે તથા ખાલસા સંપ્રદાયને પોતાના ધર્મ તરીકે સ્વીકાર્યા પછી તેણે ગુરુ પાસેથી જ્યાં સૂધી મુસલ્માનો સાથેનો સંગ્રામવ્યાપાર ચાલતો રહે ત્યાં સૂધી પુરુષવેશમાં રહેવાની અને ગુરુની પતાકા તળે પોતાના પતિના પાર્શ્વમાં ઊભી રહીને શત્રુઓને સંહારવાની આજ્ઞા મેળવી લીધેલી હતી અને તેથી અત્યારે તે પુરુષવેશધારિણી જ હતી. તેણે તથા તેના એક સમયના દુર્બલ પતિએ યુદ્ધભૂમિમાં અનેક વાર પોતાની અલૌકિક વીરતા તથા નિર્ભયતાનો પરિચય કરાવ્યો હતો અને તેથી ગુરુજી તે વીરદંપતીપર નિરંતર અતિશય પ્રસન્ન રહ્યા કરતા હતા. અસ્તુ.

ગુરુજીએ ખાલસા વીરોના ઉત્સાહને અવિચલ રાખવાનો આ પ્રયત્ન કર્યાં છતાં ખાલસા વીરો ઉત્તેજિત ન થયા અને મૌનનું અવલંબન કરીને બેસી રહ્યા એટલે અન્યાયી મુગલ સેનાપતિઓ તથા સ્વાર્થપરાયણ હિન્દુ પર્વતેશ્વરોનાં વચન તથા પ્રતિજ્ઞાઓની પોલ તથા અવાસ્તવિકતાનો તેમના હૃદયમાં વિશ્વાસ બંધાવવાના આશયથી તેમને સંબોધીને ગંભીરતાથી કહ્યું કેઃ—

"જો આજે મારા વચનમાં તમારો વિશ્વાસ ન બંધાતો હોય, તો ફાટેલાં તૂટેલાં કપડાં, જૂનાપુરાણા ફાટી ગયેલા જોડા, બાળવાનાં લાકડાં તથા એવી જ બીજી નકામી ચીજોનાં ગાંસડાંપોટલાં બંધાવી અને તે ગાંસડાંપોટલાંને ટટ્ટુઓ તથા ખચ્ચરોની પીઠપર લદાવીને જાણે સિખ્ખો કિલ્લામાંથી પોતાની માલમિલ્કતને લઇને બહાર નીકળી રહ્યા છે એવો દેખાવ કરતા તમો બહાર લઈ જાઓ એટલે જે કાંઈ પણ જાણવા જેવું હશે તે તત્કાળ તમારા જાણવામાં આવી જશે અને મારા વચનની વાસ્તવિકતાનો તમોને હસ્તામલકવત્ સાક્ષાત્કાર થઇ જશે. માણસો વાળ્યા નથી વળતા, પણ હાર્યા જ વળે છે."

સિખ્ખોએ ગુરુની આ આજ્ઞા અનુસાર નકામી વસ્તુઓનાં ગાસડાંપોટલાં બાંધી તેમને ટટ્ટુઓ તથા ખચ્ચરોની પીઠપર લાદીને કિલ્લામાંથી બહાર નીકળવાનો અભિનય દક્ષતાથી કરી બતાવ્યો અને મુગલ સૈનિકો એ ટટ્ટુઓ તથા ખચ્ચરોને જતાં જોઇને તરત તેમના પર તૂટી પડ્યા અને તે ગાસડાંપોટલાંને ઊપાડીને ચાલતા થઇ ગયા.[1] બે પાંચ સિખ્ખો મુસલ્માનોના પંજામાં સપડાઇને પરલોકમાર્ગના પ્રવાસી પણ થઇ ગયા. દુર્ગમાં રહેવાથી ભૂખમરાના યોગે આવનારો અત્યંત કષ્ટદાયક અંતકાલ મુખને વિકાસીને ઊભો હતો અને બહાર નીકળવાથી શત્રુઓના શસ્ત્રથી થનારો અંતકાલ ડાચું ફાડીને ઊભો હતો એટલે સિખ્ખો મહાભયંકર નિરાશાના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યા અને અંતે તેમણે પોતાના નેતા અથવા ધુરંધર ધર્મસમ્રાટ્‌ને ત્યજી દઇને દુર્ગમાંથી પલાયન કરી જવામાં જ પોતાનું કલ્યાણ માની

૧ આ ઘટનાનો બ્રિટિશ મ્યૂઝિયમમાંની ૧૮૭ નંબરની હસ્તલિપિમાં ઉલ્લેખ કરાયલો છે અને તે મુસલ્માનોના વચનભંગનું જ્વલંત પ્રમાણ છે.

લીધું. આવી રીતે બહુસંખ્ય સિખ્ખોએ અણીની વેળાયે પલાયનના આશ્રયને સ્વીકારી લેવાથી કેવળ ગુરુ ગોવિન્દસિંહ, તેમનાં પારિવારિક મનુષ્યો તથા અત્યંત શ્રદ્ધાલુ પિસ્તાળીસ સિખ્ખો જ દુર્ગમાં રહી ગયાં. વીરસિંહ તથા માધુરી ગુરુદેવના ચરણોમાં જ પડ્યાં રહ્યાં. ગુરુજીએ તે પલાયન કરી ગયેલા રણભીરુ સિખ્ખોને શાપ આપ્યો કેઃ "હિન્દુત્વરક્ષાના યુદ્ધમાં જે મૃત્યુના ભયથી તમો પલાયન કરી જાઓ છો તે મૃત્યુના મુખમાં જ તમો ધસી રહ્યા છો; કારણ કે, શત્રુઓના હસ્તથી તમારો વિનાશ અવશ્યંભાવી છે."[૧]

અહીં એ વાર્તાને પણ દર્શાવવાની આવશ્યકતા છે કે સમસ્ત પંજાબમાં ગુરુજીના સિખ્ખોની સંખ્યા અતિ વિશાલ હોવા છતાં અને તેઓ ગુરુજીને સહાયતા આપવામાટે અત્યંત આતુર હોવા છતાં ભયભીત થઇ ગયા હતા અને તેમને એકત્ર કરીને આનંદપુર દુર્ગમાં ઘેરાયલા ગુરુદેવ તથા તેમના પરિવારના ઉદ્ધારમાટે ત્યાં લઇ આવે તેવો કોઇ યોગ્ય હિન્દુ નેતા હતો નહિ એટલે તેમની સહાયતા ગુરુજીને ન જ મળી શકી. ગુરુજી, તેમના પુત્રો તથા એ ગણ્યાગાંઠયા સિખ્ખો જ્યાંસુધી તેમને દિવસમાં એક જ વાર લૂખો સૂકો રોટલો મળ્યા કરતો હતો ત્યાંસુધી તો કિલ્લાની દીવાલપરથી દુશ્મનોપર તોપોના ગોળા, બંદૂકની ગોળીઓ તથા બાણોની વૃષ્ટિ વર્ષાવતા રહ્યા અને દુશ્મનોને મારતા રહ્યા; પરંતુ જ્યારે અન્નસામગ્રીનો સર્વથા અંત આવી ગયો અને લૂખો રોટલો દિવસમાં એક વાર મળવાનાં પણ સાંસાં પડી ગયાં ત્યારે પછી દુર્ગમાંથી બહાર નીકળી જવા વિના ગુરુજી પાસે બીજો એક પણ ઉપાય ન રહ્યો. એક દિવસ જ્યારે કૃષ્ણપક્ષની ઘોર અંધકારમયી રાત્રિનો સૂચિભેદ્ય અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો અને શત્રુઓ પોતાના શિબિરમાં નિદ્રાવશ થયેલા હતા તે વેળાયે રાત્રિના ગાઢ અંધકાર તથા શત્રુઓની નિદ્રાધીનતાનો લાભ લઇને ગુરુ ગોવિન્દસિંહ પોતાનાં પારિવારિક જનો તથા અલ્પસંખ્ય અનુયાયીઓને લઇને દુર્ગમાંથી બહાર નીકળી ગયા અને બહાર નીકળ્યા પછી વેગ-

૧ એ પલાયન કરી ગયેલા સિખ્ખોને પછીથી મુગલ સરકારે કઠોર દંડ આપ્યા હતા. જુઓ 'વિચિત્ર નાટક' અધ્યાય ૧૩ મો.

પૂર્વક પલાયન કરીને તેમણે ચમકૌર નામક દુર્ગમાં પહોંચી જવાનો પોતાથી કરી શકાય તેટલો પ્રયત્ન કર્યો. પરંતુ શત્રુઓને તેમના દુર્ગમાંથી બહાર નીકળી જવાની થોડીવારમાં જ ખબર પડી ગઈ અને તેથી ખ્વાજા મુહમ્મદ તથા નાહરખાઁ પોતાના અમુક સૈન્યવિભાગ સહિત તેમને પકડવામાટે તેમની પાછળ દોડી ગયા.

માર્ગમાં જ એક ઘોર સંગ્રામ થયો અને ગુરુજીના મુઠ્ઠીભર સિખ્ખ સૈનિકો પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત મુસલમાનો સાથે મરણિયા થઈને લડતા રહ્યા. આ યુદ્ધમાં ગુરુજી પોતે, તેમના બે મોટા પુત્રો ઝુંઝારસિંહ તથા અજિતસિંહ, વીરસિંહ તેમ જ ગુરુજીનાં દ્વિતીય પત્ની સુંદરીજી તથા માધુરી પણ આવેશપૂર્વક લડી રહ્યાં હતાં અને શત્રુનાં મસ્તકોને ચીભડાં પ્રમાણે કાપી રહ્યાં હતાં. આ થોડી વાર ચાલેલા, પરંતુ મહાભયંકર હાથોહાથના યુદ્ધનું પરિણામ એ થયું કે ગુરુજીના બે પુત્રો ઝુંઝારસિંહ તથા અજિતસિંહ તેમ જ તેમનાં દ્વિતીય પત્ની સુંદરીજી કેટલાક શત્રુઓને સંહાર્યા પછી શત્રુઓનાં શસ્ત્રથી ગુરુજીના દેખતાં જ વીરગતિને પ્રાપ્ત થઈ ગયાં; ગુરુ ગોવિન્દસિંહજીના શસ્ત્રથી મુગલ સેનાપતિ નાહરખાઁ નરકનો નિવાસી થઇ ગયો અને મુગલ સેનાપતિ ખ્વાજા મુહમ્મદ પણ મૃતતુલ્ય ઘાયલ થઇને પૃથ્વીપર પડ્યો.[1] પોતાના એક સેનાપતિને મૃત્યુના મુખમાં જઇ પડેલો તથા બીજા સેનાધ્યક્ષને મૃતતુલ્ય ઘાયલ થઇ પડેલો જોઇને ગભરાઈ ગયેલા મુસ્લિમ સૈનિકોના ગભરાટનો લાભ લઇને ચમકૌર દુર્ગ નિકટમાં હોવાથી ગુરુ ગોવિન્દસિંહજી પોતાનાં જીવિત પારિવારિક જનો તથા મૃત્યુના પંજામાંથી બચી ગયેલા માત્ર પાંચ સિખ્ખોને લઇને દુર્ગમાં પહોંચી ગયા[2]

---

૧ જુઓ લતીફકૃત 'પંજાબનો ઇતિહાસ' પૃષ્ઠ ૨૬૫.

૨ લતીફ તથા કનિંગ્હામના લખ્યા પ્રમાણે આ યુદ્ધ ગુરુ ગોવિન્દસિંહજીના ચમકૌર નામક દુર્ગમાં પહોંચી ગયા પછી થયું હતું અને 'પંથપ્રકાશ'માં જણાવ્યા પ્રમાણે તે પૂર્વે જ થયું હતું કે જેવી રીતે તે અહીં દર્શાવાયલું છે; કારણ કે, ગુરુ ગોવિન્દસિંહજીને શત્રુઓએ તેમના ચમકૌર દુર્ગમાં પહોંચવા પૂર્વે જ માર્ગમાં આવી દબાવ્યા હતા એ ઘટના અમોને પોતાને તો અવશ્ય અધિક સંભવનીય તથા સ્વાભાવિક જણાય છે.

અને દુર્ગમાં પ્રવેશ કરીને તેમણે દુર્ગના દ્વારોને અંદરથી વસાવી લીધાં. આવી રીતે ચમકૌર દુર્ગમાં પહોંચી જવા છતાં પણ ગુરુજી એવી આશા તો ન હોતા જ રાખતા કે: "અમો આ દુર્ગમાં દીર્ઘકાળ પર્યન્ત સુરક્ષિત રહી શકીશું;" કારણ કે, તે દુર્ગ નાનો હોવા સાથે કેવળ ઈંટોનો જ બનેલો હતો અને જો શત્રુઓની ઇચ્છા હોય તો શત્રુઓ તેને અલ્પ પરિશ્રમથી જ તોડી અથવા બાળીને ભસ્મીભૂત કરી શકે તેમ હતું. પોતાની તથા પોતાના પરિવારની સુરક્ષિતતાની ચિંતાથી નહિ, પણ હિન્દુધર્મરક્ષાની ચિંતાથી પ્રેરાઇને ગુરુએ પોતાના બચેલા પાંચ સિખ્ખોને પોતા સમક્ષ બોલાવ્યા અને ગંભીરતાથી જિજ્ઞાસા દર્શાવી કે:–

"હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષા તથા અત્યાચારી મુસ્લિમ શહનશાહતના વિનાશમાટે મારા જીવનને સુરક્ષિત રાખવાની આવશ્યકતા છે એમ તમોને જણાય છે ખરું કે?"

"અમોને હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષામાટે આપ ગુરુદેવના જીવનની એટલી બધી આવશ્યકતા જણાય છે કે જો અકાલ પુરુષની ઇચ્છા હોય તો ભલે તે અમારા જેવા લક્ષાવધિ હિન્દુઓના પ્રાણ લઇ લે, પણ તે અકાલ પુરુષ આપને તથા આપનાં પારિવારિક જનોને સો સો વર્ષનાં આયુષ્ય સમર્પે અને આપના હસ્તથી હિન્દુત્વની નિરંતર રક્ષા થતી રહે." તે સત્ય હિન્દુ સિખ્ખોએ વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

"જો તમારા આ શબ્દો સત્ય હોય, તો મારા તથા મારા પરિવારના પ્રાણોની રક્ષામાટે તમો પોતાના પ્રાણોની આહુતિ આપી દેવાને તૈયાર છો ખરા?" ગુરુ ગોવિન્દસિંહજીએ અત્યંત ગંભીરતાથી પૂછ્યું.

"જો આપની આજ્ઞા થાય તો અત્યારે અને આ ક્ષણે જ આ કિલ્લાની દીવાલ પરથી નીચે પડીને અથવા તો દુશ્મનો ઉપર તૂટી પડીને અમો અમારા પ્રાણોની આહુતિ આપવાને કટિબદ્ધ છીએ." તે અચલવીરોએ વીરોદ્ગાર કાઢયો.

"જો એમ જ હોય, તો અમોને આ રાત્રીના અંધકારમાં જ અહીંથી વિદાય થઈ જવા દ્યો અને અમો પણ આ દુર્ગમાં જ છીએ એવો શત્રુઓને ભાસ કરાવવામાટે તમો આ દુર્ગમાં જ રહીને તમારી

બંદૂકોને ચલાવતા રહો કે જેથી શત્રુઓ ભ્રમમાં પડીને અમારો પીછો ન પકડે અને અમારાથી સુરક્ષિત સ્થાનમાં પહોંચી શકાય." ગુરુજીએ અત્યંત ગંભીરતાથી કહ્યું.

"ગુરુદેવની આજ્ઞા અમોને શિરસાવંદ્ય છે." ધર્મપ્રાણ સિખ્ખોએ ગુરુદેવના મુખમાંથી નીકળેલી મૃત્યુ વિષયક આજ્ઞાને પણ આ શબ્દોના ઉચ્ચારથી આનંદપૂર્વક સ્વીકારી લીધી.

ગુરુજીએ કિલ્લાની એક તર્ફની દીવાલમાં એક મોટું બાકોરૂં પડાવ્યું અને પુનઃ અંધકારમયી રાત્રિના અંધકારની સહાયતા લઇને તેઓ પોતાનાં અવશિષ્ટ પારિવારિક જનો સહિત તે કિલ્લામાંથી બહાર નીકળી ગયા. વીરસિંહ તથા માધુરી પણ તેમની સાથે જ હતાં.

* * * *

પ્રભાતમાં મુગલ સૈનિકો કિલ્લાની દીવાલ પર કેવળ પાંચ સિખ્ખોને જોઇને આગળ ધસી આવ્યા અને તેમણે દુર્ગને હસ્તગત સ્વીકારી લીધો. તે પાંચ પાંડવ સમા પાંચ સિખ્ખો અસિધારાવ્રતને સ્વીકારી નિર્ભયતાથી બહુસંખ્ય શત્રુઓ સાથે ખુલ્લા ખાંડાના ખેલ ખેલતા તથા તેમને રાખમાં રગદોળતા પોતે પણ તેમની તલ્વારોથી કપાઇને પરલોકમાં પ્રયાણ કરી ગયા અને ગુરુજીને પોતાના પ્રાણોની આહુતિ આપીદેવામાટેના આપેલા વચનને તેમણે આદર્શ વચન-પાલક મહારાજા હરિશ્ચન્દ્ર પ્રમાણે અક્ષરશઃ સત્ય સિદ્ધ કરી બતાવ્યું. ધન્ય છે એ ધર્મપ્રાણ હિન્દુ હુતાત્માઓને ! આવા અશ્રુતપૂર્વ સાહસી તથા હુતાત્મા હિન્દુ રણવીરોએ જ અત્યાર સુધી હિન્દુધર્મ તથા હિન્દુજાતિના અસ્તિત્વને સુરક્ષિત રાખીને ઇતિહાસનાં પૃષ્ઠોમાં પોતાનાં ભદ્ર નામોને સુવર્ણાક્ષરથી અંકિત કરાવી લીધાં છે. અસ્તુઃ ગુરુજીને દુર્ગમાં ન જોઇને મુગલ સૈનિકો તેમને પકડી પાડવામાટે ત્યાંથી રવાના થઈ ગયા.

---

## પ્રકરણ ૧૪ મું
## આપત્તિ અને અજ્ઞાતવાસ

——:o:——

"For he who fights and runs away
May live to fight another day;
But he who is in battle slain
Can never rise and fight again."

*The Art of Poetry on a new Plan. Ed. by O. Goldsmith.*

"સંકટ જો પડ઼ જાય, ઉસે ધીરજસે સહના;
જા બિધ રાખે રામ, સદા વાહી બિધ રહના." તાલિબ

ગુરુ ગોવિન્દસિંહજી તે પાર્વત તથા જાંગલ પ્રદેશના સંપૂર્ણ જ્ઞાતા હોવાથી ચમકૌર દુર્ગમાંથી વિદાય થઇને અત્યંત વેગપૂર્વક પોતાના પારિવારિક તથા અનુયાયી જનો સહિત નિકટવર્તી નિબિડ અરણ્ય અથવા જંગલમાં ચાલ્યા ગયા અને સમસ્ત દિવસ (બીજો દિવસ) જંગલમાં જ વીતાડીને સંધ્યા સમયથી કિંચિત્ પૂર્વે જે સ્થાનમાં જવાની તેમની ઇચ્છા હતી તે સ્થાનના માર્ગમાં અગ્રગામી થવા લાગ્યા. માર્ગમાં તેમને કેટલાક સિખ્ખો મળી ગયા અને ગુરુજીએ તેમને પણ પોતાની સાથે લઈ લીધા. સૂર્યાસ્તસમયે તેઓ સરસા નદીના તીરપ્રાંતમાં આવી લાગ્યા અને ત્યાં તેમના સમક્ષ એક મહા-વિકટ તથા ભયંકર વિપત્તિનો અવસર આવીને ઊભો રહ્યો; કારણ કે, નદીમાં પૂર આવેલું હોવાથી નદીને ઓળંગી શકાય તેમ ન હોતું અને પાછળ શત્રુઓ વેગપૂર્વક ચાલ્યા આવતા હતા એટલે તેઓ જળ તથા શત્રુઓના મધ્યમાં ઘેરાઈ ગયા. સર્વેથી પ્રથમ સ્ત્રીઓ તથા બાળકોને બચાવવાની આવશ્યકતા હોવાથી ગુરુ ગોવિન્દસિંહજીએ નવા આવી મળેલા એક સો સિખ્ખોને સંબોધીને ગંભીરતાથી કહ્યું કે:-

"બંધુઓ, તમારામાંના થોડાક સિખ્ખો મારાં પૂજ્ય માતુશ્રી, મારાં પત્ની તથા મારા બે પુત્રોને અહીંથી કોઈ સુરક્ષિત સ્થાનમાં લઈ જાઓ અને બાકીના સિખ્ખો મુગલોને મારવામાટે મારી સાથે જ

રહો. અકાલ પુરુષની જે ઇચ્છા હશે તે પરિણામ આવશે. આ કાર્યમાં હવે એક પળમાત્રનો પણ વિલંબ ન થવો જોઇએ.''

પંદરથી વીસ સિખ્ખો ગુરુ ગોવિન્દસિંહજીનાં માતુશ્રી ગૂજરીબાઈ, પત્ની જેતોજી તથા પુત્રો જોરાવરસિંહ તથા ફતહસિંહને ત્યાંથી લઇને જંગલની દિશામાં ચાલ્યા ગયા અને ગુરુજીએ ગંગારામ નામક પોતાના એક વિશ્વાસપાત્ર બ્રાહ્મણ રસોઇયાને પણ તેમની સંભાળમાટે તેમની સાથે રવાના કરી દીધો. એ લોકો દૃષ્ટિની સીમાથી દૂર થઇ જવા પછી શત્રુઓ આવી લાગ્યા. એ વેળાયે સૂર્યનો અસ્ત થવામાં અધિક વિલંબ ન હોતો અને આકાશ મેઘાચ્છાદિત હોવાથી સામાન્ય અંધકાર છવાયલો હતો. આવી લાગેલા શત્રુઓની સંખ્યા ત્રણસેં જેટલી હોવાથી તેમની સાથે યુદ્ધ કરીને વિજય મેળવી શકાય એમ તો હતું જ નહિ, છતાં પણ પચાસ સિખ્ખોએ તેમની સાથે યુદ્ધને આરંભી દીધું અને ત્રીસેક સિખ્ખો ગુરુ ગોવિન્દસિંહજી સાથે રહીને શત્રુઓની બીજી ટુકડી સાથે લડવા લાગ્યા. સિખ્ખોએ તથા ગુરુ ગોવિન્દસિંહજીએ પચાસથી સાઠ મુગલોને તો યમધામનો માર્ગ બતાવી દીધો; પરંતુ એમ કરતાં પંદરેક સિખ્ખો પણ સ્વર્ગના માર્ગે પડી ગયા અને એટલામાં કૃષ્ણપક્ષની ચતુર્દશીની રાત્રિના ભીષણ અંધકારનો વિશ્વમાં સંપૂર્ણ અધિકાર વ્યાપી ગયો. મુગલો એ પ્રદેશના જ્ઞાતા ન હોવાથી અંધકારમાં સિખ્ખોની તલ્વારોથી કપાઇ જવાના ભયથી યુદ્ધને બંધ કરીને દૂર ચાલ્યા ગયા એટલે બાકીના સિખ્ખોએ ગુરુજીને કહ્યું કેઃ–

"આપણી સંખ્યા અલ્પ હોવાથી અને મુગલોની સંખ્યા વિશેષ હોવા ઉપરાંત એમને સહાયતા આવી મળવાનો પૂર્ણ સંભવ હોવાથી જો આપણે અહીં જ પડ્યા રહીશું અને પ્રભાત થઇ જશે, તો આપનું જીવન અમોને સુરક્ષિત નથી ભાસતું; એટલામાટે આપણે કોઇ પણ રીતે નદીને ઓળંગીને પેલે પાર પહોંચી જઇએ અને દૂર નીકળી જઇએ તો વધારે સારું. આપણો રક્ષક અકાલ પુરુષ છે."

ગુરુજીને પણ તેમની એ સૂચના વાસ્તવિક જણાતાં તેઓ પોતે અકાલપુરુષમાં વિશ્વાસ રાખીને સર્વથી પ્રથમ સરિતાના ઉભયતીરપ્લાવક

બલાઢ્ય પ્રવાહમાં પડ્યા અને તેમની પાછળ સર્વે સિખ્ખો નદીના પૂરમાં કૂદી પડ્યા. તેઓ સર્વે તરવાની કળામાં નિષ્ણાત હોવાથી પ્રવાહમાં તરતા તરતા આગળ વધવા લાગ્યા; છતાં પણ પ્રવાહ તેમને તાણતો હોવાથી જે સ્થાનમાં તેઓ પ્રવાહમાં પડ્યા હતા તે સ્થાનથી અડધા ગાઉ જેટલા અંતરે સામા તીરપ્રાંતમાં જઇ નીકળ્યા. તેમણે જો કે આ એક મહા-ભયાનક સાહસ ખેડયું હતું, પરંતુ અકાલ પુરુષની તેમને સુરક્ષિત રાખવાની ઇચ્છા હોવાથી પ્રવાહમાં પડેલા મનુષ્યોમાંના એક પણ મનુષ્યના પ્રાણની હાનિ ન થઈ અને સર્વે મનુષ્યો નિર્વિઘ્ન પરતીર-પ્રાંતમાં પહોંચી ગયા. પ્રભાતમાં મુગલોએ ગુરુજી તથા સિખ્ખોને આસપાસમાં કયાંય ન જોઇને, આવા બલાઢ્ય જલપ્રવાહમાં પડીને તેઓ સામે પાર પહોંચી ગયા હશે એની તેમનાથી કલ્પનામાત્ર પણ કરી શકાય તેમ ન હોવાથી, તેમને વિપરીત દિશામાં ભાગી ગયેલા માની લીધા અને તેથી તેઓ તેમને પકડી પાડવામાટે તે દિશામાં જ રવાના થઈ ગયા. ગુરુજી તેમનાથી નિર્ભય થયા.

ગુરુજી હાલ તરત નિર્ભય તો થયા, પરંતુ તેમના જીવનકાળમાં આવા પ્રકારનો સંકટકાળ આ તેમને પ્રથમ વાર જ પ્રાપ્ત થયેલો હોવાથી તેમની ચિન્તાનો અવધિ થઇ ગયો; કારણ કે, તેમનાં માતુશ્રી, પત્ની તથા પુત્રો તેમનાથી છૂટાં પડી ગયાં હતાં; તેઓ ક્યાં તથા કેવી અવસ્થામાં હતાં એ વાર્તાને જાણવાનું ગુરુજી પાસે કાંઇ પણ સાધન એ વેળાયે ન હોતું અને તેમના તથા તેમના અનુયાયીઓનાં જીવન પણ કયારે તથા કયા ક્ષણે ભયમાં આવી પડશે એનો કશો ય નિશ્ચય કરી શકાતો ન હોતો. સિખ્ખ ઇતિહાસ અથવા ખાલસા ઇતિહા-સમાં જે જે સંકટમયી ઘટનાઓ વર્ણવાયલી છે તેમાં આના જેવી સંકટમયી ઘટના અન્ય છે જ નહિ. એ વેળાયે જાણે મેવાડના સિંહ મહારાણા પ્રતાપસિંહના સંકટમય વનવાસની ઘટનાની પંજાબના સિંહ ગુરુ ગોવિન્દસિંહજીના જીવનમાં પુનરાવૃત્તિ થઈ રહી હોયની એવો જ ભાસ થતો હતો. અસ્તુ.

ગુરુજીએ રાત્રિનો અવશિષ્ટ ભાગ તથા ત્યાર પછીનો સમસ્ત દિવસ નદીના તીરપ્રાંત પાસેના એક ગ્રામમાં ખાનપાન તથા વિશ્રાંતિમાં વીતાડયો અને સંધ્યાકાળે તેઓ મચ્છીવાડા નામક એક સામાન્ય

નગરમાં જવામાટે રવાના થઇ ગયા. આખી રાતનો અવિશ્રાંત પ્રવાસ કરી પ્રાત:કાળમાં તેઓ મચ્છીવાડ઼ા નગરની પૂર્વદિશામાં કેટલાક અંતરપર આવેલા એક ઉદ્યાનમાં આવી છુપાઇને બેસી રહ્યા. એ ઉદ્યાન અત્યંત વિશાળ હતું અને તેના માલિકો ગનીખાઁ તથા નબીખાઁ નામક ખાઁ ઉપનામથી ઓળખાતા રોહિલા જાતિના પઠાણો હતા. તે બન્ને રોહિલાઓ અચાનક ઉદ્યાનમાં આવી ચડ્યા અને પોતાની ભૂમિમાં ગુરુ ગોવિન્દસિંહજીને આવેલા જોઇને ભયભીત તથા આશ્ચર્યસ્તંભિત થઇ ગયા. પ્રથમ તો તેમણે ધન તથા માનના લોભમાં લપટાઇને ગુરુજીને શહનશાહના સૂબેદારોના હાથમાં સોંપી દઇને ધન તથા માનને મેળવી લેવાનો વિચાર કર્યો; પરંતુ ગુરુજીના ઉપકારોનું સ્મરણ થઈ આવતાં તેમનો એ વિચાર થોડી વારમાં જ બદલાઈ ગયો અને તેઓ ગુરુજીને સહાયતા આપવાના નિશ્ચયપર આવી ગયા. અચાનક આવી રીતે તેમના વિચારમાં પરિવર્તન થઈ જવાનું કારણ એ હતું કે તે પઠાણો ઘોડાના સૌદાગર હોવાથી ગુરુ ગોવિન્દસિંહે અનેક વાર તેમની પાસેથી તેમનાં મોઢે માગ્યાં મૂલ્ય આપીને સારા સારા અરબી અશ્વો ખરીદ્યા હતા અને તે પઠાણ સૌદાગરો જ્યારે પણ તેમની પાસે આવતા હતા ત્યારે ગુરુજી તેમની સાથે અનુગ્રહયુક્ત તથા ઉદારતાયુક્ત વ્યવહારથી જ વર્તતા હતા. ગુરુજીના એ અનુગ્રહ તથા ઔદાર્યના સ્મરણથી તેમનાં હૃદયમાં અનુકંપા તથા કૃતજ્ઞતાના ભાવનો ઉદય થતાં તેમણે ગુરુજીને પોતાના શરણાગત તરીકે માની લઇને પોતાના ગૃહમાં આશ્રય આપ્યો; પણ તે એવી રીતે કે તેમણે ગુરુજીને એક મુસલ્માન ફકીર અથવા શાહ સાહબનો વેશ ધારણ કરાવ્યો અને ત્યાર પછી એવી વાર્તાને પ્રકટ કરી દીધી કે: "આઁ હજ઼રત અમારા પીર સાહબ છે અને ઉત્તત્તયની મશહૂર દર્ગાહમાંથી અમોને મળવામાટે ખાસ અહીં સૂધી આવવાની એમણે નવાજ઼િશ ફર્માવી છે."[૧] આવી રીતે મુલ્તાનના

૧ મુલ્તાન જિલ્લામાંના ઉત્તત્તયના મુસલ્માન પીરો લાંબી દાઢીઓ તથા માથાપર સિક્ખો પ્રમાણે લાંબા ચોટલા રાખતા હોવાથી પોતાના કેશકલાપને મુક્ત રાખીને ગુરુ ગોવિન્દસિંહજી પીરનો વેશ સારી રીતે ભજવી શક્યા હતા.

પીરના વેશમાં ગુરુજીએ થોડોક સમય ગનીખાઁ તથા નબીખાઁના આશ્રયમાં વીતાવ્યો અને ત્યારપછી તેઓ ત્યાંથી વિદાય થઈને સાલોહ નામક સ્થાનમાં આવી લાગ્યા.

સાલોહ નામક સ્થાનમાં પીર મુહમ્મદ નામક એક કાજી વસતો હતો અને ગુરુજીએ પોતાની બાલ્યાવસ્થામાં એ કાજી સાહબ પાસેથી ફાર્સી ભાષા તથા કુરાન શરીફનો અભ્યાસ કર્યો હતો એટલે એ સ્થાનમાં તેઓ એ કાજી સાહબના શરણાગત થયા. કાજી સાહબે, તે પોતે મુસલ્માન હોવા છતાં અને ગુરુજી મુસલ્માનોના કટ્ટા દુશ્મન હોવા છતાં પણ, ગુરુજીના મુસલ્માનો સાથેના વિરોધનાં વાસ્તવિક કારણો તથા મુસલ્માનોના હિન્દુઓપર થતા અકારણ અત્યાચારોનો વિચાર કરીને, ગુરુજીને અભયવચનપૂર્વક આશ્રય આપવાની સંપૂર્ણ ઉદારતા દર્શાવી દીધી. ગુરુજી સાલોહમાં હતા એવામાં ગુરુજીથી છૂટા પડી ગયેલા અને ગુરુજીને શોધી રહેલા કેટલાક સિખ્ખો અને પુરુષવેશધારિણી માધુરી તથા તેનો પતિ વીરસિંહ ઇત્યાદિ અચાનક એ સાલોહ નામક સ્થાનમાં આવી લાગ્યાં. એ સિખ્ખોએ પણ મુસલ્માનોના અત્યાચારોથી બચવામાટે મુસલ્માની વેશને જ ધારણ કરી લીધો હતો. પોતાના ગુરુને જીવિત તથા સુરક્ષિત જોઇને તેમના આનન્દનો અવધિ થઇ ગયો અને ગુરુના જીવનને સુરક્ષિત રાખવામાટે તેઓ અકાલપુરુષને કોટિશઃ ધન્યવાદ આપવા લાગ્યા. ગુરુ ગોવિન્દસિંહજી પોતે એ વાર્તાને સારી રીતે જાણતા હતા કેઃ "આ સ્થાનમાં જો વધારે દિવસ રહીશું, તો અવસ્ય આપત્તિમાં આવી પડીશું;" એટલામાટે પોતાના અનુયાયી સિખ્ખોના આવ્યા પછી એક બે દિવસમાં જ તેમણે ત્યાંથી માલવા પ્રતિ પ્રયાણ કરી જવાનો સંકલ્પ કરી લીધો. એ સંકલ્પ કરી લીધા પછી મુસલ્માન પીર તરીકેની પોતાની ધારણ કરેલી ભૂમિકાનો ભેદ પ્રકાશિત ન થઇ જાય એટલામાટે તેમણે એક પાલખી મંગાવી લીધી અને તેમાં પોતે ઉત્તમ્તયના પીર પ્રમાણે વીરાજી તે પાલખીને પોતાના મુસ્લિમવેશધારી સિખ્ખોના સ્કંધોપર ઉપડાવીને તેઓ માલવાની દિશામાં પ્રયાણ કરી ગયા. તેઓ આવી રીતે પ્રવાસ કરી રહ્યા હતા એટલામાં સાલોહ નામક સ્થાનથી ત્રણેક ગાઉ જેટલો

પંથ કાપી ગયા પછી ગુરુ ગોવિન્દસિંહજીને પકડવામાટે ભટકતા મુસલ્માન સૈનિકોના અનેક સમુદાયોમાંનો એક સમુદાય અચાનક ત્યાંઆવી લાગ્યો અને તેમણે ગુરુ ગોવિન્દસિંહજીની પાલખીને આગળ વધતી અટકાવી દીધી. ગુરુજી તથા તેમના સિખ્ખ અનુયાયીઓ મુસલ્માનોના વેશમાં હોવા છતાં પણ મુસ્લિમ સૈનિકોએ તેમને આવી રીતે માર્ગમાં અટકાવ્યા હતા તેનું કારણ એ હતું કે ગુરુજી મુસ્લિમવેશમાં ફર્યા કરે છે એ અફવા બહાર ફેલાઇ ગયેલી હોવાથી એ મુસ્લિમ સૈનિકોના સાંભળવામાં પણ આવેલી હતી અને તેથી તેમના મનમાં સંશય ઉત્પન્ન થઇ ગયો હતો.

મુસ્લિમ સૈનિકોએ પાલખીને નીચે ઊતરાવીને મુસ્લિમવેશધારી સિખ્ખોને કરડાકીથી પૂછ્યું કે: “તમો કોણ છો અને આ પાલખીમાં બેસાડીને કોને લઇ જાઓ છો ?”

મુસ્લિમ સૈનિકોની સંખ્યા એક સોથી વધારે હોવાથી અને સિખ્ખોની સંખ્યા પંદરથી વધારે ન હોવાથી મુસલ્માનો સાથે યુદ્ધ કરીને વિજય મેળવવાનો સંભવ હતો જ નહિ; માત્ર સમયસૂચકતા તથા કૌટિલ્યના પ્રયોગથી જ બચવાની સંભાવના હતી એટલે પોતાની પરિસ્થિતિનો વિચાર કરીને તે મુસ્લિમવેશધારી સિખ્ખોએ નિર્ભયતાપૂર્વક ઉત્તર આપ્યું કે: “અમો પીરસાહબના નૌકર છીએ અને પીર સાહબ પોતાના મુરીદો સાથે મુલાકાત કરવામાટે સફર કરી રહેલા હોવાથી આ પાલખીમાં બેસાડીને અમો તેમને જ લઈ જઇએ છીએ.”

તે સમયમાં ઉત્તરાયના મુસ્તાની પીરોનો એટલો બધો આદર સત્કાર કરવામાં આવતો હતો કે પીરનું નામ સાંભળતાં જ મુસ્લિમ સૈનિકો કાંઇક શાંત થઇ ગયા; છતાં તે સૈન્યના મુસ્લિમ સેનાપતિના મનમાં શંકા આવવાથી તેણે ગંભીરતાથી કહ્યું કે: “જો પાલખીમાં વિરાજેલા હજરત સલામત ખરેખર ઉછ્નના પીર સાહબ પોતે જ હોય, તો તેઓ મારા દસ્તરખાનને સર્ફરાજ કરીને મારી સાથે જમવાની મેહરબાની ફર્માવે એવી મારી ખાહિશ છે; કારણ કે, પીર સાહબની દાવત કરવાનો આવો મૌકો મને વારંવાર મળી શકવાનો નથી.”

જો કે હિન્દુઓની આચાર વિષયક માન્યતા અનુસાર ગુરુજી-માટે આ એક મહાકઠિન કસોટીનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો; પરંતુ ગુરુજી આવા વિષયોને પ્રથમથી જ વિશેષ મહત્ત્વ આપનારા ન હોવાથી અને યવનસ્પર્શિત અથવા વિધર્મી મનુષ્યના હસ્તથી રંધાયલા અન્નને ખાવાથી હિન્દુનો હિન્દુધર્મ રસાતલમાં ચાલ્યો જાય છે એવી તેમની લેશમાત્ર પણ માન્યતા ન હોવાથી; માત્ર એટલુંજ નહિ, પણ આપત્કાલમાં જીવનરક્ષામાટે કદાચિત્ નિષિદ્ધ અન્નને આરોગવુંજ પડે તો પણ દેહશુદ્ધિપ્રાયશ્ચિત્તદ્વારા એ પાપનું તત્કાલ નિવારણ થઇ જાય છે એવી ધર્મશાસ્ત્રની સ્પષ્ટ આજ્ઞા હોવાથી આવી પડેલા આપત્કાલની ભયાનકતાનો વિચાર કરીને ગુરુજી પાલખીમાંથી બહાર નીકળી તે મુસ્લિમ સેનાપતિ સમક્ષ નિર્ભયતાથી ઊભા રહી પ્રભાવદર્શક વાણીથી કહેવા લાગ્યા કેઃ–

"ઇમાનદાર સિપાહસાલાર, જો તમારા દિલમાં મારી મુસલ્માનીમાટે કાંઈ પણ શક પયદા થયો હોય, તો ખુશીથી દસ્તરખાન બિછાવો અને મને તથા મારા આ અહલે ઇસ્લામ ખિદમતગારોને પણ પેટ ભરીને ખવડાવો કે જેથી અમોને અમારી ગિજા મળી જાય અને તમારાથી પીરની દાવત કરવાનો સવાબ હાસિલ કરી શકાય."

સેનાપતિએ પોતાના સૈનિકોને દસ્તરખાન બિછાવવાનો હુકમ ફર્માવી દીધો અને પોતા પાસે જે રોટલાઓ આદિક ખાદ્ય વસ્તુઓ હતી તે દસ્તરખાનપર મૂકી દીધી. ગુરુજી તથા સિખ્ખોએ પોતાના મનમાં ગ્રંથ સાહબના અમુક શબ્દોનો જાપ કરીને તે વન્ય ભોજનને શુદ્ધ કરી લીધું અને ત્યાર પછી તેઓ મુસ્લિમ સેનાપતિ સાથે બેસીને આનંદપૂર્વક તે ભોજનને ન્યાય આપવા મંડી ગયા.[1]

---

૧ કનિંગ્હામે આ વૃત્તાંત આપેલો છે અને કનૈયાલાલે તેને માન્ય રાખેલો છે; પરંતુ સૈયદ મુહમ્મદ લતીફે પોતાના લખેલા પંજાબના ઇતિહાસમાં આ ઘટના વર્ણવેલી નથી અને 'પંથપ્રકાશ'નો લેખક મુસ્લિમવેશધારી સિખ્ખોએ મુસલ્માનો સાથે ભોજન કરવાની વાર્તાને માન્ય રાખવા છતાં ગુરુ ગોવિન્દસિંહજીએ પોતે પણ મુસલ્માનો સાથે ભોજન કર્યું હતું કે કેમ એનો સ્પષ્ટ ઉલ્લેખ નથી કરતો. એક બીજો લેખક M. S. Cor. 187.

ગુરુજીની આ સમયસૂચકતાથી મુસલ્માન સેનાપતિએ તેમને ખરેખરા પીર સાહબ માની લીધા અને તેમનાં ચરણોની ધૂલિકાને પોતાના મસ્તકપર ચઢાવી તેમની ક્ષમા માગીને જ્યાં જવું હોય ત્યાં જવાની સ્વતંત્રતા આપી દીધી.

આવી રીતે અચાનક આવી પડેલા સંકટને પોતાના શિરપરથી ટાળી દઇને ગુરુ ગોવિન્દસિંહજી માલવા[1]ની દિશામાં અગ્રેસર થવા લાગ્યા. તેઓ હેહર કસ્બામાં મહંત કૃપાલદાસને ત્યાં આવીને ઊતર્યા, પણ તે મહંત હિન્દુ હોવા છતાં અને એક સમયમાં ગુરુજીના પાર્શ્વમાં ઊભો રહીને પર્વતેશ્વરો સાથેના યુદ્ધમાં અદ્ભુત વીરતાથી લડેલો

(લાહોર મ્યૂજિઅમમાંના ૧૮૭ નંબરના હસ્તલિખિત પુસ્તક)ના આધારે એમ જણાવે છે કે: 'એ પ્રસંગે મુસ્લિમવેશધારી સિક્ખોએ એવો જવાબ આપ્યો હતો કે: 'અમારા પીર સાહબ હમેશા રોજા રાખતા હોવાથી પ્રાતઃકાલ તથા સાયંકાલ માત્ર જવના એક એક દાણા વિના બીજું કંઇ ખાતા જ નથી.' અને આ વાત મુસ્લિમ સિપાહસાલારે માની લીધી હતી. કેટલાક લેખકો વળી એમ પણ કહે છે કે: "સિક્ખોએ પોતાના કૃપાણના સ્પર્શથી તે ભોજનને શુદ્ધ કરી લીધું હતું" અને કેટલાકોની એવી માન્યતા છે કે: "એ ભોજનને સ્વીકાર્યા પૂર્વે સિક્ખો તથા ગુરુજીએ ગુરુ નાનકદેવના ગ્રન્થ સાહબના અમુક શબ્દોનો પાઠ કરી લીધો હતો." આ વિષયમાં આવા ભિન્ન ભિન્ન અભિપ્રાયો હોવા છતાં 'પંથપ્રકાશ'ના લેખકના વર્ણન અનુસાર ગુરુજી પોતે પણ સિક્ખ અથવા ખાલસા ધર્મમાં દીક્ષિત થયેલા હોવાથી સિક્ખોમાં તેમનો પણ સમાવેશ થઇ જાય છે એટલે તેમણે પણ આપદ્ધર્મના નિયમને અનુસરીને મુસલ્માનો સાથે ભોજન કરી લીધેલું હોવું જોઇએ એ સિદ્ધાંતને જ અહીં સ્વીકારવામાં આવ્યો છે. ગુરુજીને અન્ય પ્રાણીઓ પ્રમાણે જીવવામાટે જ નહિ, કિંતુ હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા જન્મભૂમિના ઉદ્ધારમાટે પોતાના જીવનને સુરક્ષિત રાખવાની અનિવાર્ય આવશ્યકતા હોવાથી જ તેમણે આપદ્ધર્મના નિયમને પાળ્યો હતો એટલે તેમને એથી લેશમાત્ર પણ દૂષિત માની શકાય તેમ છે જ નહિ.

૧ 'માલવા' શબ્દથી અહીં તે પ્રદેશ નથી માનવાનો કે જેને સામાન્યતઃ 'માલવ દેશ'ના નામથી ઓળખવામાં આવે છે; આ તે માલવા છે કે જે પંજાબના ફીરોજપુર જિલ્લા તથા પટિયાલા રાજ્યનો એક ભાગ છે.

હોવા છતાં; માત્ર એટલું જ નહિ, પણ ગુરુ ગોવિન્દસિંહજીની કૃપાથી જ હેહરની જાગીર તથા મહંત પદવીનો અધિકારી થયેલો હોવા છતાં શહનશાહ ઔરંગજેબના ભય તથા પોતાની જાગીર ચાલી જવાના સંશયથી ગુરુજીને તેણે પોતાની જાગીરમાં કે પોતાના નિવાસાલયમાં એક દિવસ અથવા એક રાતને માટે પણ આશ્રય આપવાની ચોખ્ખે ચોખ્ખી ના પાડી દીધી અને તેથી ગુરુજી "ચિન્તા નહિ; તારા નાશનો સમય પણ ઊતાવળથી ચાલ્યો આવે છે"[1] એટલા શબ્દો ઉચ્ચારીને ત્યાંથી નિરાશાપૂર્વક પ્રયાણ કરી ગયા. ત્યાંથી નીકળીને ગુરુજી રાયકોટ નામક સ્થાનમાં આવીને ત્યાંના જાગીરદારના અતિથિ થયા અને ત્યાંના જાગીરદારે તેમને નિર્ભયતાથી પોતાના આવાસમાં આશ્રય આપીને તેમનો તથા તેમના અનુયાયી સિખ્ખોનો પોતાથી કરી શકાય તેટલો આદર સત્કાર કરી બતાવ્યો. ગુરુજીને અત્યાર સુધીમાં વેઠવા પડેલા અગાધ શારીરિક તથા માનસિક પરિશ્રમના પરિહારમાટે વિશ્રાંતિની અતિશય આવશ્યકતા હોવાથી તેઓ વિશ્રાંતિના સેવનમાટે ત્યાં જ રહ્યા.

એ સમયમાં એક સિખ્ખ વ્યાપારી અચાનક રાયપુરમાં આવી લાગ્યો અને તે ઘોડાનો સૌદાગર હોવાથી એક બહુમૂલ્ય અરબી અશ્વ તેણે ગુરુજીને ભેટ તરીકે આપ્યો. રાયકોટના જાગીરદારે પણ એક ઉત્તમ અશ્વ, કેટલાંક શસ્ત્રાસ્ત્ર તથા ધન આદિક ગુરુજીનાં ચરણોમાં ભેટ તરીકે લાવીને રાખી દીધાં અને એવામાં ગુરુજીને શોધવામાટે નીકળેલા સિખ્ખોનો એક પ્રચંડ સમુદાય પણ ત્યાં આવી લાગતાં ગુરુજીના હૃદયને કાંઇક આશ્વાસન મળવા લાગ્યું. પરંતુ એક મહાશોકવર્ધિની તથા હૃદયવિદારિણી ઘોર ઘટનાના કાલસમાચાર પણ ગુરુજીને

---

૧ કહેવામાં આવે છે કે ગુરુજીનો આ શાપ અક્ષરશઃ ફળીભૂત થયો હતો અને તે એવી રીતે કે થોડા દિવસ પછી તે પ્રાંતમાં એક મોટી ધાડ પડવાથી અને તેમાં એ મહંતનો હાથ હોવાની વાત બહાર આવવાથી એ અપરાધમાટે તેને ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવ્યો હતો. અર્થાત્ 'જેવી કરણી તેવી પાર ઊતરણી' એ સિદ્ધાંત તે કૃતઘ્ન મહંતના સંબંધમાં સર્વથા સત્ય સિદ્ધ થયો હતો.

એ સ્થાનમાં જ મળ્યા અને તે સમાચારે તેમના વજ્રકઠોર હૃદયને પણ નવનીત સમાન મૃદુ કરી નાખ્યું. એ મર્મવિદારિણી તથા દુઃખ-પર્યવસાયિની ઘટનાના નિરીક્ષણમાં જ હવે આપણે આપણાં હૃદયોને વજ્રકઠોર કરીને પ્રવૃત્ત થઇશું.

——:o:——

## પ્રકરણ ૧૫ મું
## હુતાત્મા ગુરુપુત્રો

——:o:——

"स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः" श्रीमद्भगवद्गीता

"Bigotry murders religion,
to frighton fools with her ghost." COLTON.

ગુરુજીએ માર્ગમાંથી પોતાનાં પૂજ્ય માતુશ્રી ગૂજરીબાઇ, પોતાનાં ધર્મપત્ની જેતોજી તથા પોતાના બે પુત્રો જોરાવરસિંહજી તથા ફતહ-સિંહજીને તેમના જીવનની સુરક્ષિતતામાટે પોતાના થોડાક સિખ્ખો સાથે મોકલી દીધાં હતાં અને પોતાના જૂના તથા વિશ્વાસપાત્ર ગંગારામ નામક બ્રાહ્મણ રસોઇયાને પણ સાથે મોકલ્યો હતો એ ઘટનાનું તો પાઠકો તથા પાઠિકાઓને સ્મરણ હોવું જ જોઇએ. ઘટના એવી ઘટી કે તે બ્રાહ્મણ રસોઇઓ ગંગારામ તેમને તે પોતે જે ગ્રામનો નિવાસી હતો તે ગ્રામમાં લઇ ગયો અને તેમને પોતાના ઘરમાં અનેક પ્રકા-રનાં આશ્વાસનો આપીને સંતાડી રાખ્યાં. તેમની સાથે આવેલા સિખ્ખો ગંગારામના ગૃહમાં તેમને સુરક્ષિત માનીને ત્યાંથી ગુરુજીને શોધી તેમની સાથે જઈ મળવામાટે ત્યાંથી ચાલતા થઈ ગયા.

ગંગારામના ગૃહમાં ગુરુજીનાં પારિવારિક જનોનો બે ત્રણ દિવસ જેટલો સમય તો નિર્ભયતાથી નિર્વિઘ્ન વીતી ગયો અને ગંગારામે તેમનો એટલી સીમા પર્યન્ત આદર સત્કાર કર્યો કે ગંગારામની સ્વામિનિષ્ઠા તથા વિશ્વસનીયતામાં તેમનો સંપૂર્ણ વિશ્વાસ બંધાઈ ગયો. પરંતુ વસ્તુતઃ ગંગારામ તેમની સાથે વિશ્વાસઘાતકતા કરવાના અને લોભપિશાચના પંજામાં સપડાઇને તેમનો સર્વનાશ કરી નાખવાના

ધારીને જ પોતાના મનમાં ઘડી રચ્યો હતો કે જેની ગુરુજીનાં માતુશ્રી તથા ધર્મપત્નીના મનમાં કલ્પનામાત્ર પણ ન હોતી. આનંદપુર દુર્ગમાંથી પલાયન કરતી વેળાયે માતા ગુજરીબાઇએ પોતાનાં તથા પોતાની પુત્રવધૂનાં મહામૂલ્યવાન્ રત્નાલંકાર તથા અન્ય હીરા માણિક્ય આદિની એક નાની પેટી ભરીને પોતાની સાથે લઈ લીધી હતી અને તે ઝવેરાત લાખો રૂપિયાની કીમતનું હતું એ ગુરુજીના ઘરનો ઉંદર ગંગારામ સારી રીતે જાણતો હતો. એ લાખો રૂપિયાના ઝવેરાતને પોતાનું કરી લેવાની રાક્ષસી આકાંક્ષાથી તે પોતાના ધર્મથી ભ્રષ્ટ થઇને આવા સંકટના સમયમાં વિશ્વાસઘાત, કૃતઘ્નતા તથા સ્વામિદ્રોહ ઉપરાંત ધર્મદ્રોહ જેવા પાતકને આચરવામાટે તૈયાર થઇ ગયો હતો. આવા ધર્મદ્રોહી તથા દેશદ્રોહીઓના ભારથી જ ભરતભૂમિ રસાતલમાં પહોંચી ગઈ છે, એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ.

ચોથા દિવસની રાત્રિ હતી. માતા ગૂજરીબાઈ, દેવી જેતોજી, જોરાવરસિંહ તથા ફતહસિંહ ગંગારામના ગૃહના એક ઓરડામાં નિર્ભયતાથી નિદ્રાવશ થયેલાં હતાં અને ઝવેરાતની નાની પેટી માતા ગૂજરીબાઇના ઓસીકા તળે પડેલી હતી; કારણ કે, તેઓ એ પેટીને રાતે સૂતી વખતે પોતાના ઓસીકા તળે જ રાખતાં હતાં. મધ્યરાત્રિના સમયે નીચ ગંગારામ, તેમની ગાઢ નિદ્રાધીનતાની પ્રતીક્ષામાં જાગતો બેસી રહેલો હોવાથી, તેમને ગાઢ નિદ્રામાં પડેલાં જોઇને ધીમાં પગલાંથી તે ઓરડામાં આવી લાગ્યો અને માતા ગુજરીબાઇના ઓસીકાતળેથી ઝવેરાતની પેટીને આસ્તેથી સરકાવી લઇને પોતાના ગૃહના એક સુરક્ષિત સ્થાનમાં છુપાવી દીધા પછી "ચોર ચોર; આવો, આવો; ચોર અમારા ઘરમાંથી ચોરી કરીને ભાગી જાય છે." એવા પ્રકારનો ખોટે ખોટો તથા બનાવટી પોકાર કરવા મંડી ગયો. માતા ગૂજરીબાઇ તથા દેવી જેતોજી આ પોકારથી જાગી ગયાં અને જોયું તો ઝવેરાતની પેટી ઊપડી ગયેલી જોવામાં આવી. સંકટના સમયમાં કામ લાગશે એમ ધારીને માતા ગૂજરીબાઇએ જે ઝવેરાત સાથે લઇ લીધું હતું તેને આવી રીતે ચોરાઇ અથવા લૂટાઇ ગયેલું જોઇને તેમની નિરાશાનો અવધિ થઇ ગયો અને તેથી તેઓ કહેવા લાગ્યાં કેઃ—

"અહીં ચોર બોર તો ક્યાંય દેખાતા નથી અને ઘરની સઘળી સ્તુઓ જેમની તેમ જ પડેલી છે, છતાં અમારી પેટીને કોણ ઉપાડી ગું? આ ભેદ મારા સમજવામાં તો નથી જ આવી શકતો."

પાપીને તેનાં પોતાનાં પાપો જ ડંખતાં હોવાથી પાપી ગંગારામ માતા ગૂજરીબાઇના આ ઉદ્દ્ગારને સાંભળીને આગભભૂકો ઇ ગયો અને તાડૂકીને માતાજીને કહેવા લાગ્યો કે: "અહીં ચોરબોર નથી દેખાતા એમ કહીને શું તમો એમ કહેવા માગો છો કે તમારી ઝવેરાતની પેટી મેં પોતે જ ચોરી લીધી છે? જો એમ જ હોય તો તમો શહેનશાહ સલામતના અપરાધી હોવા છતાં મારા જીવના જોખમને વેઠીને મેં તમોને મારા પોતાના ઘરમાં રાખ્યાં અને તમારા જીવ બચાવવાની ઉદારતા દર્શાવી એનો તમોએ મને ઘણો જ સારો બદલો આપેલો કહી શકાય! આજે કોઇની સાથે ભલાઇ કરવાનો વખત જ નથી રહ્યો; કારણ કે, નિમકહરામ લોકો ભલાઇનો બદલો હમેશા ભૂંડાઇથી જ વાળતા રહે છે!"

તેના આ નીચ ઉદ્દ્ગારો જ તેને ચોર તરીકે સિદ્ધ કરી બતાવનારા હોવાથી ઝવેરાતની પેટીની તેણે જ ચોરી કરી હતી એ વાર્તા મહાબુદ્ધિમતી માતા ગૂજરીબાઇનાં જાણવામાં આવી જવા છતાં તેમણે પોતાની વિપરીત પરિસ્થિતિનો વિચાર કરીને વિશેષ કાંઇ પણ બોલવાનું ઉચિત ન ધાર્યું. તેઓ જો કે મૌનનું અવલંબન કરીને બેસી રહ્યાં; તથાપિ ધનના લોભથી પોતાના રક્ષકને ભક્ષક તથા વિશ્વાસપાત્રને વિશ્વાસઘાતક થયેલો જોઇને તેમના હૃદયમાં તે બ્રાહ્મણની નીચતા તથા કૃતઘ્નતાનો અતિશય શોક થવા લાગ્યો. માતા ગૂજરીબાઇએ મૌનનું અવલંબન કરવા છતાં પણ તે ચાંડાલોપમ બ્રાહ્મણ પોતાની સાધુતાને સિદ્ધ કરવામાટે ઘણીક વાર સુધી જેમ ફાવે તેમ બબડતો રહ્યો. તે પાપાત્મા માત્ર આટલું કરીને જ ન અટક્યો, કિન્તુ મનમાં એક મહાભયંકર વિચાર કરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે: "ઝવેરાતની ચોરી મેં જ કરી છે એવો માતાજીનો નિશ્ચય થઈ ગયેલો હોવાથી અત્યારની પોતાની વિપરીત પરિસ્થિતિનો વિચાર કરીને એઓ કદાચિત્ કાંઈ નહિ બોલે, પણ જો એઓ આ વિપત્તિમાંથી ઊગરી જશે અને

ગુરુજીને મળવાનો અવસર એમને પ્રાપ્ત થશે, તો તે વેળાયે મારા અપરાધનો અવશ્ય મારે મહાભયાનક દંડ ભોગવવો પડશે એ નિઃસંશય હોવાથી અત્યારે જ એની વ્યવસ્થા કરી નાખવી જોઇએ કે જીવતાં જીવત ગુરુજીને મળવાનો અને આ વાર્તા તેમને સંભળાવવાનો અવસર એમને પ્રાપ્ત જ ન થાય અને મારાથી આ ચોરેલી સંપત્તિનો યથેચ્છ ઉપભોગ કરી શકાય." આવા પ્રકારના મહાભયંકર નિશ્ચયપર આવીને પાપાવતાર ગંગારામ તે ગ્રામના કાજી પાસે પ્રભાતમાં જ જઇ પહોંચ્યો અને હાથ જોડીને પ્રાર્થનાના સ્વરૂપમાં કહેવા લાગ્યો કે: "મહાપ્રબળ રાજદ્રોહી ગુરુ ગોવિન્દસિંહજીનાં માતુશ્રી, ધર્મપત્ની તથા બે પુત્રો પોતાના પ્રાણની રક્ષામાટે મારા ગૃહમાં આવીને રહ્યાં છે; કારણ કે, હું ગુરુ ગોવિન્દસિંહજીનો જૂનો રસોઇયો હોવાથી મારામાં તેમનો વિશ્વાસ છે. હું તો ઘણા દિવસથી ગુરુની નોકરી એટલામાટે જ છોડી આવ્યો છું કે એ રાજદ્રોહીની નોકરીમાં રહેવાથી કોક વાર મારા જીવપર પણ આવી બનશે અને ઘઉં સાથે આ કાંકરો પણ દળાઇ જશે. મેં રાજદ્રોહી ગુરુના પરિવારને મારા ગૃહમાં એટલામાટે જ આશ્રય આપ્યો છે કે તેને શહનશાહ સલામતના અફસરોના હાથમાં સોંપી દેવો અને મારી રાજભક્તિનો પરિચય કરાવી દેવો. હું બ્રાહ્મણ હોવાથી શહનશાહને ઇશ્વરનો અંશ માનું છું એટલે શહનશાહ સલામતના દુશ્મનોને મારાથી મારા ગૃહમાં આશ્રય આપી જ કેમ શકાય અને એ વાર્તાને ગુપ્ત રાખી જ કેમ શકાય ?" ગુરુ ગોવિન્દસિંહજીની વિદ્યુત્ સમાન ચમકતી તલ્વારના પ્રહાર સમક્ષ પરાજિત થઇને ભાગી છૂટેલા મુસલ્માનો તો ગુરુજી તથા તેમના પારિવારિક જનો તેમ જ અનુયાયી જનોના વિનાશના આવા અવસરની વાટ જોતા જ બેઠા હતા એટલે તે શૃગાલો સિંહના શાવકો–બચ્ચાઓ–ને ગિરફ્તાર કરી લેવામાટે તરત ઊઠીને ચાલતા થયા. ગુરુજીનાં માતુશ્રીએ રોટલા કરીને બન્ને બાળકોને જમવા બેસાડ્યા હતા એટલામાં તો કાજી તથા તેના મુસલ્માન સિપાહીઓએ આવીને તેમને કયદ કરી લીધા. એ વેળાયે જોરાવરસિંહની અવસ્થા બાર વર્ષની અને ફતહસિંહની અવસ્થા કેવળ આઠ વર્ષની જ હતી.

પોતાના સૂર્ય સમાન કાંતિમાન્ તથા કુસુમ સમાન કોમળ પૌત્રોને આવી રીતે શત્રુઓના પંજામાં જઇ પડેલા જોઇને પ્રથમ તો માતા ગૂજરીબાઇના હૃદયમાં શોકનો અતિશય આઘાત થયો; પરંતુ આ સંકટને નિવારવાનો હવે કોઇ પણ ઉપાય ન હોવાથી તેમણે પોતાના હૃદયને વજ્રકઠોર કરીને આંસુ લૂછી નાખ્યાં અને વીરતાથી કહ્યું કેઃ "વર્ણસંકર ગંગારામ, તેં તારી વર્ણસંકરતાનો પરિચય કરાવી દીધો; પરંતુ ગુરુ તેગબહાદુરની પત્ની, ગુરુ ગોવિન્દસિંહની ધર્મપત્ની તથા ગુરુ ગોવિન્દસિંહના પુત્રો જેવી રીતે પ્રતિષ્ઠાપૂર્વક જીવવાના રહસ્યને જાણે છે તેવી જ રીતે ધર્મરક્ષામાટે આનંદપૂર્વક મૃત્યુને સ્વીકારી લેવાના રહસ્યને પણ સારી રીતે જાણે છે; પણ તું મૃત્યના નામમાત્રથી જ કંપી જનારો પાપાત્મા હોવાથી જ્યારે તેં અમોને પકડાવ્યાં છે, તો જે ઝવેરાતના લોભથી તેં આ પાપ કર્યું છે તે ઝવેરાતની પેટી પણ હવે આ કાજી સાહબને કાઢી આપ એટલે તારી રાજભક્તિનો મહિમા એમના જાણુવામાં પણ આવી જાય."

કાજીએ ઘરની તપાસ કરતાં તે ઝવેરાતની પેટી દાણાની એક કોઠીમાં સંતાડેલી મળી આવી એટલે કાજીના હુકમથી સિપાહીઓએ ગંગારામને પણ ગિરફતાર કરી લીધો. ત્યાર પછી કાજી માતુશ્રી ગૂજરીબાઇ તથા દેવી જેતોજીને એક ડોલીમાં બેસાડીને અને ગુરુજીના બન્ને પુત્રોને પહેરામાં રાખીને સરકારી થાણામાં લઇ ગયો. કાજીએ તે સર્વને કારાગૃહમાં રાખીને તેમના પકડાઇ જવાનો વૃત્તાંત સરહિન્દના મુગલ સૂબેદારપર મોકલી દીધો એટલે સૂબેદારનો એવો જવાબ આવ્યો કેઃ "ગુરુ ગોવિન્દસિંહનાં માતુશ્રી, પત્ની તથા પુત્રોને બંદોબસ્તથી અહીં અમારી પાસે મોકલી આપો." સૂબેદારની આજ્ઞા અનુસાર તે સર્વને તેમ જ ગંગારામને પણ સરહિન્દ તરફ બંદોબસ્તથી રવાના કરી દેવામા આવ્યાં. ઝવેરાતની પેટી લઇને ત્યાર પછી કાજી પોતે પણ સરહિન્દ તરફ જવાને ચાલતો થયો. માતુશ્રી ગૂજરીબાઇ, દેવી જેતોજી તથા બન્ને ગુરુપુત્રો પ્રભાતમાં સરહિન્દમાં પહોંચ્યાં હતાં અને તેમને બીજા દિવસના પ્રભાત પર્યન્ત કિલ્લાના બુર્જમાં સૂબેદારના હુકમથી અન્ન તથા જલ કાંઇ પણ આપ્યા વિના કયદ કરી રાખવામાં આવ્યાં.

રાત્રિના સમયમાં ઝવેરાતની પેટી ઉઘાડી તેમાંના બહુમૂલ્ય અલંકારો સૂબેદારે પોતે જ રાખી લીધા અને બાકીના અલંકારો કાજીને આપી દઇને 'ચોરી ભાગે મોંઘી નહિ' એ કહેવતને અક્ષરશઃ સત્ય તથા સાર્થક કરી બતાવી. સરહિન્દના એ સૂબેદારનો યુદ્ધમાં ગુરુ ગોવિન્દસિંહજીએ અનેક વાર પરાજય કરેલો હોવાથી એ સૂબેદાર ગુરુજીનાં પારિવારિક જનોને પોતાના હાથમાં સપડાયલાં જોઇને પોતાના વૈરને વાળવાના નિશ્ચયપર આવી લાગ્યો અને તેણે કાજીઓ, મૌલવીઓ તથા અન્યાન્ય મુસ્લિમ અફસરોને બોલાવીને પૂછ્યું કે: "હવે આપણે કાફિરોના સર્દાર અને બાગી ગુરુ ગોવિન્દસિંહજીનાં આ પારિવારિક જનોની શી વ્યવસ્થા કરવી તે વિચાર કરીને જણાવશો?"

તેમણે મસ્લહત કરીને જણાવ્યું કે: "આ એક અજબ મૌકે આપણા હાથમાં આવેલો હોવાથી ગુરુ ગોવિન્દસિંહજીના હૃદયમાં આપણે એવો ફટકો લગાવવો જોઇએ કે જેનો ઘા જન્મારા સુધી પણ ન રુઝાય—કાં તો એમને ઇસ્લામ કુબૂલ કરાવીને મુસલ્માન બનાવવાં અને કાં તો એમને જલ્લાદની તલ્વારથી કત્લ કરાવી નાખવાં; કારણ કે, કાફિરો સાથે આવી રીતે વર્તવાનું જ શરહનું ફર્માન છે, અને જે શરીયતનો પાબંદ છે તે જ ખરો મુસલ્માન છે."

* * * * *

સરહિન્દના સૂબેદારે બીજે દિવસે એક આલીશાન દર્બાર ભરીને તે દર્બારમાં ગુરુ ગોવિન્દસિંહજીના બન્ને પુત્રોને લઇ આવવામાટે સિપાહીને રવાના કર્યો. જ્યારે તે સિપાહી બુર્જપર આવ્યો અને માતામહી તથા માતાને પોતાના પૌત્રો તથા પુત્રોથી વિયુક્ત થવાનો પ્રસંગ આવી લાગ્યો ત્યારે પોતાના હૃદયને વજ્રકઠોર કરીને માતામહી ગૂજરીબાઇ પોતાના પૌત્રોને ગંભીરતાથી કહેવા લાગ્યાં કે:—

"અમો એ વાર્તાને સારી રીતે જાણીએ છીએ કે આજના દર્બારમાં સૂબેદાર તમોને ધર્મભ્રષ્ટ અથવા મુસલ્માન થવાનો આગ્રહ કરશે અને જો તમો મુસલ્માન થવાની ના પાડશો, તો મૃત્યુની આજ્ઞા સંભળાવશે. તમો અલ્પવયસ્ક અથવા કિશોર હોવા છતાં પણ ગુરુ તેગબહાદુરના પૌત્ર તથા ગુરુ ગોવિન્દસિંહજીના પુત્ર હોવાથી એ

વાર્તાને તો સારી રીતે જાણો છો કે પોતાના ધર્મમાં મૃત્યુ પણ ઉત્તમ છે અને પરધર્મ મહાભયાવહ છે એટલે અવશ્યંભાવી મૃત્યુને ટાળવા-માટે અને થોડા દિવસ કે થોડાં વર્ષ વધારે જીવવામાટે પોતાના ધર્મને કદાપિ ત્યજશો નહિ અને ધર્મભ્રષ્ટ થઇને પોતાનાં તેમ જ પોતાના પૂર્વજોનાં નામોને કદાપિ કલંકિત કરશો નહિ. ગુરુના પુત્રો મૃત્યુથી નથી જ ડરવાના એવો મારો દૃઢ વિશ્વાસ છે."

"પરમપૂજ્યા માતામહી, આ વિષયની ચિંતા આપ રાખશો જ નહિ. આ જોરાવરસિંહ ધર્મના જોરથી જ જોરાવરસિંહ કહેવાય છે એટલે સિંહનો શાવક ઘાસ નથી જ ખાવાનો. જીવન તો આજે છે ને કાલે નથી. પણ, માતામહી, ગઇ કાલથી અત્યાર સુધીમાં અમોને પાણીનો એક છાંટો પણ નથી મળ્યો, તો અમોને પાણી પીવડાવશો?" જોરાવરસિંહે પોતાની ધર્મદૃઢતા દર્શાવીને પાણી પીવાની ઇચ્છા દર્શાવી.

"વંદનીયા માતામહી, આ ફતહસિંહ કિશોરવયસ્ક હોવા છતાં પણ ધર્મની જ ફતહ કરી બતાવશે એ નિશ્ચયપૂર્વક માનશો, અને મને પણ બે ઘૂંટડા પાણી પાવાની કૃપા કરશો તો આપનો મોટો ઉપકાર થશે." ફતહસિંહે પણ તેવી જ ધર્મદૃઢતા દર્શાવીને જલ-પાનની ઇચ્છા દર્શાવી.

અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને બેઠેલાં દેવી જેતાજી હવે પોતાના પુત્રોને સંબોધીને કહેવા લાગ્યાં કે: "અમારાં નેત્રોના પ્રકાશ, આ સિતમગર મુગલોના જિન્દાનમાં હિન્દુઓને અન્ન તથા જલ આપવાની તો મનાઈ છે, પણ તે સાથે આંસુ સારવાની પણ મનાઈ છે એ તમો જાણતા હોવા છતાં અત્યારે પાણી માગી રહ્યા છો એથી મારા મનમાં આશ્ચર્ય થાય છે. હવે જલપાનની આશાને ત્યજી દઇને ધર્મની રક્ષામાટે આ દેવતુલ્ય શરીરોનાં બલિદાન આપી સ્વર્ગીય અમૃતપાનના અધિકારને જ પ્રાપ્ત કરી લ્યો કે જે અમૃત-પાનથી સમસ્ત તૃષાઓનો શાશ્વત અંત થઈ જાય છે અને કોઇ પણ પ્રકારની તૃષાનો ઉદ્દ્ભવ થતો જ અટકી જાય છે. તમો જો હિમાલય સમાન દૃઢતાને ધારણ કરીને ભૂખ તથા તરસની અસહ્ય યંત્રણાને સહન કરીને જ ધર્માંધ મુસલ્માનોની તલ્વારથી કપાઈ જશો, તો

તમારી એ યંત્રણાઓ મુસલ્માનોની નિર્દયતાના જ્વલંત પ્રમાણ તરીકે સિદ્ધ થઇને ખાલસા ધર્મના અનુયાયીઓને મુસલ્માનોના ખૂનના પ્યાસા બનાવી દેશે, ખાલસા વીરો મુસલ્માનોના છક્કા છોડાવી નાખશે અને તે દશ્યના અવલોકનથી સ્વર્ગમાં તમારા અમર આત્માઓ પરમસંતોષને એટલામાટે પ્રાપ્ત કરી શકશે કે તમારાં બલિદાન વ્યર્થ નથી અપાયાં અને નિષ્ફળ નથી થયાં. જાઓ અને અમારા આશીર્વાદથી અસિ-ધારાવ્રતને સ્વીકારી દેવદુર્લભ વીરગતિને પ્રાપ્ત કરો."

"જાઓ, સિંહના બાળકો, જાઓ અને પોતાના જીવનબલિ-દાનથી હિન્દુધર્મના શાશ્વત વિજયડંકાને વગાડાવી અક્ષય કીર્તિને મેળવી લ્યો." માતુશ્રી ગૂજરીબાઇએ ઉત્સાહવર્ધક આશીર્વાદ આપ્યો.

ધર્મવીર બાલકોએ બીજી વાર પાણી પણ ન માગ્યું અને પોતાનાં માતમહી તથા માતુશ્રીનાં ચરણોમાં મસ્તક નમાવી દ્વિતીય વાર તેમના આશીર્વાદ લઇને તેઓ તેમને લઇ જવામાટે આવેલા મુસલ્માન સિપાહીઓ સાથે સરહિન્દના સૂબેદારના દર્બારમાં જવાને રવાના થઇ ગયા. તેઓ જ્યારે દૃષ્ટિથી દૂર થઇ ગયા ત્યારે પછી તેમને પોતાની પાસેથી સદાને માટે વિદાય થયેલા જાણીને ગુરુમાતા તથા ગુરુપત્ની ઉભયનાં હૃદય ભરાઇ આવ્યાં અને તેમનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારાનું વહન થવા લાગ્યું.

* * * *

કિશોરવયસ્ક ગુરુપુત્રો જોરાવરસિંહ તથા ફતહસિંહ ક્ષુધા તથા પિપાસાથી પીડાયલા હોવા છતાં પણ મુગલ સૂબેદાર સમક્ષ મસ્તક નમાવ્યા વિના કેસરી સમાન નિર્ભયતાથી દર્બારમાં ઊભા રહ્યા અને તેમની મનમોહક સુંદર આકૃતિઓને જોઇને તેમના શત્રુઓનાં હૃદયમાં પણ એક પ્રકારનો નૈસર્ગિક આત્મીય ભાવ ઉત્પન્ન થવા લાગ્યો. કાજી તથા મૌલવીઓના ઉપદેશ અનુસાર સરહિન્દનો સિંહાસનારુઢ સૂબેદાર તે ઉભય ગુરુપુત્રોને સંબોધીને કહેવા લાગ્યો કે:—

"જોરાવરસિંહ તથા ફતહસિંહ, તમો કાફિર હિન્દુ અને ખુદાના દ્રોહી તથા શહનશાહ સલામતના દુશ્મનના નૂરેનજર હોવાથી

શહનશાહના દ્રોહી છો એટલે તમારામાટે મૌતની સજા વગર બીજી સજા છે જ નહિ, તો જલ્લાદની તલ્વારથી કત્લ થવામાટે તૈયાર થાઓ"

"અમો જલ્લાદની તલ્વારથી કત્લ થવામાટે જ આ જલ્લાદખાનામાં આવ્યા છીએ, તો જલ્લાદને તેનું કામ કરવાનો હુકમ ફર્માવી દ્યો." મોટા ગુરુપુત્ર જોરાવરસિંહજીએ નિર્ભયતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

એ પિશાચસભામાં અપવાદરૂપ એકાદ બે દેવસ્વભાવ મુસલ્માનો અથવા સાચા ઇમાનદારો પણ બેઠેલા હોવાથી તેઓ એ બાળકોને સંભળાવવામાં આવેલી આ શિક્ષાથી કંપી ઊઠ્યા અને એ બાલકોના વય તથા સૌન્દર્યને જોઇને, પોતાના હૃદયમાંના દયાના વેગને રોકી ન શકવાથી, સૂબેદારને કહેવા લાગ્યા કે: "હજ઼રત સલામત, આપણી દુશ્મની ગુરુ ગોવિન્દસિંહજી સાથે છે; નહિ કે આ કિશોર વયના અથવા માસૂમ બાલકો સાથે. જો પરવરદિગારનો આપણા દિલમાં કાંઇ પણ ડર હોય અને આપણે સાચા મુસલ્માન હોઇએ તો તો આ માસૂમ બચ્ચાંઓની જિન્દગીની આપણે હિફ઼ાજ઼ત જ કરવી જોઇએ, તેને બદલે આપ આ બાલકોને મૌતની સજ઼ા ફ઼ર્માવી રહ્યા છો એ જોઇને અમો અજાયબીના દરિયામાં ડૂબી જઇએ છીએ. અમો આ માસૂમ બચ્ચાઓને આપવામાં આવતી આ સજાથી બિલ્કુલ ખિ઼લાફ઼ છીએ અને આપની આ બેરહમીને ધિક્કારી કાઢીએ છીએ."

સૂબેદાર તે નેકદિલ તથા રહમદિલ મુસલ્માનોની આ સત્યવાદિતાથી કાંઇક ઝંખવાણો પડી ગયો અને જાણે હાતમતાઇ જેવી રહમદિલી તથા મેહરબાની દર્શાવી રહ્યો હોયની ! તેવા આડંબરથી કહેવા લાગ્યો કે: "મારા દિલમાં પણ આ માસૂમ બચ્ચાઓપર રહમ કરવાની ખ્વાહિશ ઊભરાઈ આવે છે, પણ શરહની પાબંદી મને લાચાર બનાવે છે. છતાં પણ જો આ બાલકો પાક દીન ઇસ્લામને કુબૂલ ફ઼ર્માવીને મુસલ્માન થવાને તૈયાર હોય, તો હું એમની જિન્દગીને બચાવવામાટે તૈયાર છું. મુસલ્માન થવા વિના એમના બચાવનો બીજો કોઈ પણ રસ્તો છે જ નહિ." ત્યાર પછી તેણે ગુરુપુત્રોને પૂછ્યું કે: "કેમ, બચ્ચાઓ, તમો દીન ઇસ્લામમાં આવીને મુસલ્માન થવાને તૈયાર છો કે પછી તમારી મરવાની જ ઇચ્છા છે ?"

સર્વ મુસલ્માનોની એવી જ માન્યતા હતી કે ગુરુપુત્રો અવશ્ય પોતાના જીવનની રક્ષામાટે મુસલ્માન થવાના સૂબેદારના પ્રસ્તાવને સ્વીકારી લેશે અને દીન ઇસ્લામમાં આવી જશે; પરંતુ તેમની એ માન્યતા સર્વથા ભ્રમમૂલક જ સિદ્ધ થઈ; કારણ કે, ગુરુપુત્ર જોરાવરસિંહે વીરગર્જના કરીને સૂબેદારને જણાવી દીધું કેઃ—

"અમો ગુરુ તેગબહાદુરના પૌત્ર તથા ગુરુ ગોવિન્દસિંહજીના પુત્ર છીએ એ વાર્તાને તેમ જ ગુરુ તેગબહાદુરે ધર્મમાટે દિલ્લીમાં બાદશાહ ઔરંગજેબની આજ્ઞાથી પોતાનું મસ્તક આનંદથી કપાવ્યું હતું એ ઘટનાને યાદ કરો અને પછી જ પોતાની આ નીચ માગણીને રજૂ કરો. અમો ધર્મને વેચીને જીવનને ખરીદનારા પામર પ્રાણીઓ નથી એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. અમારી જે દુર્દશા કરવી હોય તે કરો; અમો ધર્મબલિદાન અથવા હુતાત્મા થવાને તૈયાર છીએ."

"અમારા હૃદયમાં મૃત્યુનો લેશમાત્ર પણ ભય કે શોક નથી; શોક માત્ર એનો જ થાય છે કે અત્યારે અમારા હસ્તમાં શસ્ત્ર કે અસ્ત્ર કાંઈ પણ ન હોવાથી અમારાથી તમારામાંના બે ચાર હિન્દુધર્મદ્રોહીઓના પ્રાણ નથી લઇ શકાતા." ગુરુના અષ્ટવર્ષીય પુત્ર ફતહસિંહજીએ નિર્ભયતાની સીમા કરી બતાવી.

"જો તમારો આવો હઠવાદ છે તો જલ્લાદની તલ્વાર તમોને કત્લ કરવાની વાટ જ જોઈ રહી છે." સૂબેદાર કરડાકીથી બોલ્યો અને ત્યારપછી તે પોતાના દર્બારમાં વિરાજેલા બે રાજપૂત સર્દારોને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "ગુરુ ગોવિન્દસિંહે તમારા પિતાઓને કત્લ કર્યા હતા એ ઘટનાને તમો ભૂલી તો નહિ જ ગયા હો. હું આજે તમોને તમારા પિતાઓની હત્યાનો ગુરુના પુત્રો પાસેથી બદલો લેવાનો મૌકો આપું છું તો કાઢી લ્યો તમારી તલ્વારોને મ્યાનમાંથી બહાર અને કરી નાખો આ હઠવાદી ગુરુપુત્રોનો સંહાર. એથી એમને દંડ પણ મળી જશે અને તમારા વૈરનો અગ્નિ પણ શાંત થશે."

ગમે તેવી અધોગતિમાં આવી પડવા છતાં પણ સર્વ રાજપૂતો અન્યાયી થયેલા ન હોવાથી અને રાજપૂતજાતિમાં સત્ય વીરતાના બહુ અંશો અવિચલ હોવાથી તેઓ અત્યંત ગંભીર તથા તિરસ્કારસૂચક ભાવથી કહેવા લાગ્યા કેઃ "સૂબેદાર સાહબ, ગુરુ ગોવિન્દસિંહજીએ અમારા પિતાને યુદ્ધભૂમિમાં વીરતાથી લડીને તથા પરાજિત કરીને મારી નાખ્યા હતા એટલામાટે અમારે જો અમારા પિતાઓની હત્યાનો બદલો લેવો હશે તો જ્યારે પ્રસંગ આવશે ત્યારે ગુરુજી સાથે યુદ્ધભૂમિમાં લડીને જ તેનો બદલો વાળી લઇશું. આ નિર્દોષ બાળકોએ અમારું શું બગાડયું છે કે અમો એમના વધથી અમારી તલ્વારો તથા કીર્તિને સદાને માટે કલંકિત કરી નાખીએ અને જગત્માં મોઢું બતાવવાને લાયક પણ ન રહીએ ? અમો ગમે તેવા પણ હિન્દુ હોવાથી અમારાથી આ ચાંડાલકર્મ કરી શકાય તેમ નથી."

"આલા હજ઼રત, હવે આ વાતને ચોળીને ચીકણી કરવાની કશી પણ જ઼ુરુરત નથી. સર્પને મારી નાખવો અને સર્પનાં બચ્ચાંને દૂધ પાઇને ભવિષ્યમાં દંશવાનો અવસર આપવામાટે ઉછેરવાં એ આકિલ માણુસોનું કામ નથી અને કુરાન શરીફનો પણ જે કાફિર ઇસ્લામને કુબૂલ ફર્માવીને મુસલ્માન ન થાય તેને તલ્વારને ઘાટ ઊતારી નાખવાનો ખુલ્લો હુકમ છે એટલામાટે આ જ઼િદ્દી છોકરાઓની જ઼િન્દગીના ચિરાગને ગુલ કરી નાખવો એમાં જ આપણી ભલાઇ છે." મોટા કાજ઼ીએ બીજા કાજ઼ીઓ તથા મૌલવીઓની સલાહ લઇને સૂબેદારને આવા પ્રકારનો પૈશાચિક આગ્રહ કર્યો.

સૂબેદાર કેટલાક સમય પર્યન્ત વિચારમાં તલ્લીન રહ્યા પછી કહેવા લાગ્યો કેઃ "હજી પણ મારા મનમાં એવી આશા રહે છે કે જો એમને મૌતની ખૌફનાક સૂરત બતાવવામાં આવશે, તો એઓ ડરીને પણ મુસલ્માન થઇ જશે. આવા બહાદુર છોકરા જો મુસલ્માન થાય તો વધારે સારું એટલામાટે છેવટ સુધી એમને દીન ઇસ્લામમાં લાવવાની કોશિશ તો આપણે કરવી જ જોઇએ અને જ્યારે કોઇ પણ કોશિશ કામયાબ ન થાય ત્યારે જ એમની જાન લેવી જોઇએ." આવી રીતે પોતાના વિચારો દર્શાવીને સૂબેદારે પોતાના

સૈનિકોને હુકમ ફર્માવ્યો કે: "આ હઠીલા છોકરાઓને જિન્દાનમાં લઇ જાઓ અને અનાજ કે પાણી કાંઇ પણ ન આપતાં ભૂખ્યા ને તરસ્યા જંજીરોમાં જકડી રાખો. એમને એમની મા તથા દાદી સાથે મળવા દેશો નહિ. આવતી કાલે સવારમાં જો એઓ મુસલ્માન નહિ થાય તો એમની જિન્દગીનો ખાતમો કરી નાખવામાં આવશે."

સૂબેદારની આજ્ઞા અનુસાર તે બન્ને ગુરુપુત્રોને કારાગૃહમાં લઇ જઇને પૂરી દેવામાં આવ્યા.

પંજાબની ભૂમિને અત્યારે મુસલ્માનોએ પોતાના અત્યાચારોની રંગભૂમિના સ્વરૂપમાં પરિણુત કરેલી હોવાથી અને 'दिल्लीश्वरो वा जगदीश्वरो वा' કહેવાયલા ત્રીજા મુગલ સમ્રાટ્ અપરાધી અકબરે પોતાના યુવરાજ સલીમની મંજૂરે નજર તથા પવિત્રતાની સજીવન પ્રતિમા ઇરાની યુવતી અનારકલીને તેણે પરમાત્મા પાસેથી મળેલા સ્વર્ગીય સૌન્દર્યના યોગે શાહજાદા સલીમના હૃદયમાં અગ્રસ્થાન મેળવ્યું હતું એટલા જ અપરાધ (?) માટે પંજાબની રાજધાની લાહોરમાં રાત્રિના સમયમાં જીવતી ને જીવતી જ દીવાલમાં ચણાવી દીધી હતી અને અકબરના મૃત્યુ પછી શાહજાદા સલીમ અથવા શહનશાહ જહાંગીરે તેના સ્મરણને અવિચલ રાખવામાટે તેનો રોજો લાહોરમાં બંધાવ્યો હતો[1] એ ઘટનાનું સરહિન્દના સૂબેદાર અથવા હાકિમને અચાનક સ્મરણ થઇ આવ્યું અને તેણે ગુરુ ગોવિન્દસિંહજીના બન્ને પુત્રોને મારી નખાવવાના કાર્યમાં અપરાધી અકબરનું સંપૂર્ણ અનુકરણ કરવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લઇને તે જ વેળાયે કડિયાઓને બોલાવીને નાદિરી હુકમ ફર્માવી દીધો કે: "આવતી કાલની સવાર પહેલાં આઠ હાથ લાંબી, દોઢ હાથ પહોળી અને પાંચ હાથ

---

૧ અનાથ તથા અસહાય ઇરાની યુવતી અનારકલીને જીવતી ને જીવતી દીવાલમાં અપરાધી અકબરે કેવી નિર્દયતાથી ચણાવી દીધી હતી એનો સવિસ્તર વૃત્તાંત જાણવામાટે વાંચો મારી લખેલી 'અનારકલી અથવા અપરાધી અકબર' નામક 'ગુજરાતી' પત્રની ઇ. સ. ૧૯૨૩ માં પ્રકટ થયેલી ૩૯ મી ભેટ.

ઊંચી પાકી દીવાલ ચણવાની સર્વ સામગ્રી આ દર્બારગઢના દર્વાજા પાસે તૈયાર રાખીને તમો પોતે પણ હાજર થઇ જજો."

*　　　*　　　*　　　*

'સરહિન્દનો સૂબેદાર ગુરુપુત્રોને જીવતા જ દીવાલમાં ચણાવીને મારી નખાવવાનો છે અને અપરાધી અકબરના ઘોર અપરાધની પુનરાવૃત્તિ કરી બતાવવાનો છે' એ વાર્તા પવનવેગે નગરમાં ફેલાઇ ગયેલી હોવાથી બીજે દિવસે અરુણોદયથી પૂર્વે જ દર્બારગઢના દ્વાર પાસે લોકોનો પ્રચંડ સમુદાય એકત્ર થવા લાગ્યો હતો અને સૂર્યોદય થતાં સુધીમાં તો ત્યાં એવી સ્થિતિ થઇ ગઇ કે એક તિલ નાખવા જેટલું સ્થાન પણ ખાલી ન રહ્યું. સૂબેદાર, કાજીઓ, મૌલવીઓ તથા અન્યાન્ય મુસલ્માન અધિકારીઓ યથા સમય ત્યાં આવીને તેમના માટે ગોઠવી રાખેલાં આસનો પર બેસી ગયા અને સૂબેદારના હુકમથી ત્રણ દિવસના ભૂખ્યા તરસ્યા ગુરુપુત્રોને કારાગૃહમાંથી લઇ આવીને ત્યાં હાજર કરી દેવામાં આવ્યા. સૂબેદારે કડિયાઓને કહ્યું કે:—

"ગઇ કાલે તમોને જણાવ્યા પ્રમાણે દીવાલનો પાયો નાખી દ્યો; કામ બહુ ઊતાવળથી કરો; વિલંબ ન થવો જોઇએ."

"જેવો હાકિમનો હુકમ." આવી રીતે હાકિમના હુકમને માથાપર ચઢાવીને કડિયા પોતાના કામમાં લાગી ગયા.

સૂબેદાર ગુરુપુત્રોને સંબોધીને ક્રૂરતાથી કહેવા લાગ્યો કે: "નાદાન બાળકો, હજી પણ સમજો અને દીન ઇસ્લામને કુબૂલ ફર્માવી મુસલમાન થઇ જાઓ કે જેથી તમારી જાન પણ બચી જાય અને શહનશાહ સલામતની મેહરબાનીથી તમોને તમારો જાહોજલાલ પણ પાછો મળી જાય; નહિ તો પછી જેવી રીતે શહનશાહ અકબરે અનારકલીને જીવતી જ દીવાલમાં ચણાવી દીધી હતી તેવી જ રીતે તમોને પણ જીવતા જ દીવાલમાં ચણાવી દેવાની જે તૈયારી કરાવી રાખવામાં આવી છે તેને તો તમો જોઇ જ રહ્યા છો. એક તર્ફ ઇસ્લામ તથા જાહોજલાલ છે અને બીજી તર્ફ કુફ્ર તથા મૌત છે, એ બેમાંથી જે ચીજ તમોને વધારે સારી લાગતી હોય તેને પસંદ કરી લ્યો."

"અમોને અમારો ધર્મ પ્રાણોથી પણ વિશેષ પ્રિય હોવાથી પોતાના ધર્મમાં દૃઢ રહીને મૃત્યુને સ્વીકારી લેવો એ જ અમારી પરમ આકાંક્ષા છે." ગુરુપુત્ર જોરાવરસિંહજીએ મૃત્યુના દર્શનથી લેશમાત્ર પણ ભયભીત ન થતાં શાંતિપૂર્વક ઉત્તર આપ્યું.

"અને તારી શી ઇચ્છા છે?" સૂબેદારે ફતહસિંહને, જો ગુરુનો એક પુત્ર પણ મુસલ્માન થઇ જાય તો ગુરુના નામને કલંકિત કરનાર તરીકેના માનને મેળવી શકાય એવા નીચ આશયથી, આ જૂદો સવાલ પૂછયો.

"જે મારા મોટા ભાઇની ઇચ્છા તે જ મારી ઇચ્છા હોવાથી અને અમો બન્ને ભાઇઓ ધર્મમાટે અમારા પ્રાણોની આહુતિ આપી દેવાને કટિબદ્ધ હોવાથી મને હવે પછી આવો સવાલ પૂછવાનો પરિશ્રમ લેશો જ નહિ." અલ્પવયસ્ક ફતહસિંહજીએ પોતાના અંતિમ નિશ્ચયને દૃઢતાપૂર્વક દર્શાવી દીધો.

"આ બન્ને હઠવાદીઓને ચણાતી દીવાલની વચ્ચે લઇ જઇને ઊભા રાખો." સૂબેદારે પોતાના સૈનિકોને હુકમ ફર્માવ્યો.

પરંતુ નિર્ભય ગુરુપુત્રો પોતે જ જ્યાં ઊભા હતા ત્યાંથી ચાલીને તે ચણાતી દીવાલના મધ્યવર્તી સ્થાનમાં પહોંચી ગયા અને ત્યાં પાષાણપ્રતિમા સમાન શાંત તથા નિશ્ચલ ભાવથી ઊભા રહ્યા. એ અલ્પવયસ્ક બાલકોના આવા અશ્રુતપૂર્વ ધૈર્યને જોઇને તેમના શત્રુઓ પણ તેમની પ્રશંસા કરવા લાગ્યા, તો પછી તેમના શુભેચ્છકો તેમની અગાધ પ્રશંસા કરે એમાં તો પૂછવું જ શું હોય વારુ?

કડિયા દીવાલને ચણવાનું કામ ઊતાવળથી કરવા લાગ્યા અને જ્યારે ચણાયલી દીવાલ ગુરુપુત્રોના ગોઠણ સુધી આવી ગઇ તે વેળાયે તેમનાં હૃદયોને ચળાવવાનો પુનઃ પ્રયત્ન કરતો સૂબેદાર બોલ્યો કે: "હજી પણ વિચાર કરવાનો સમય છે; વિચાર કરો અને મુસલ્માન થવાની હા પાડી દો, તો આ મોતના પંજામાંથી તમારો છૂટકો થઇ જાય."

જોરાવરસિંહે સૂબેદારને કાંઇ પણ જવાબ ન આપતાં કડિયાઓને સંબોધીને કહ્યું કે: "ભાઇઓ, દીવાલને ચણવાના તમારા કામને ચાલુ રાખો અને દીવાલને એવી તો મજબૂત બનાવો કે આ દીવાલ

અનંત કાલ પર્યન્ત આ સ્થાનમાં અવિચલ રહીને ભારતવર્ષના ધર્મ-પ્રાણ હિન્દુઓ તથા ધર્માંધ મુસલ્માનોને હિન્દુઓની અશ્રુતપૂર્વ ધર્મ-નિષ્ઠાનું સ્મરણ કરાવતી રહે અને ભવિષ્યમાં ધર્મશીલ હિન્દુઓને ધર્મરક્ષા તથા હુતાત્મત્વના ચિરશાંતિદાયક માર્ગમાં પ્રેરતી રહે. અમો આ દીવાલને અમારા પ્રાણ લેનારી દીવાલ નહિ, પણ અમારા યશને વિસ્તારનારો કીર્તિસ્તંભ જ માનીએ છીએ. આવા કીર્તિસ્તંભો તો ભાગ્યશાળી પુરુષોના મૃત્યુસ્થાનમાં જ ચણાય છે એટલે અમો મહા-ભાગ્યશાળી છીએ."

સૂબેદાર, તેમને ચળાવવાનો પોતાનો આ પ્રયત્ન પણ વ્યર્થ થતાં મોઢામાં આંગળાં નાખી ગયો અને મનમાં તે બાળકોની અજબ હિમ્મતની તારીફ કરતો કહેવા લાગ્યો કેઃ "ગુરુ ગોવિન્દના ઉપદેશ તથા અમૃતપાનમાં કોણ જાણે કેવો જાદૂ ભરેલો છે કે જે કોઇ પણ તેના ઉપદેશને સાંભળે છે અને તેના ખડ્ગથી ઘોળાયલા અમૃતનું પાન કરે છે તે મૃત્યુને તો બચ્ચાના રમકડા જેવું જ માની લે છે અને હસતો હસતો મૃત્યુને સ્વીકારી લે છે !"

દીવાલ કમર સુધી ચણાઇ ગઇ, સૂબેદારે વળી એક વાર ગુરુ-પુત્રોને મુસલ્માન થવાનો આગ્રહ કર્યો અને તેનો એ આગ્રહ પણ સર્વથા નિષ્ફળ થયો. સર્વ જનો પાષાણમૂર્તિસમાન નિશ્ચલ તથા નિશ્ચેષ્ટ થઇને આ હ્રદયવિદારક દશ્યને સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યા હતા. ક્ષણે ક્ષણે દીવાલ વધારે અને વધારે ઊંચી થતી જતી હતી અને ગુરુપુત્રોના દેહ તેના આવરણથી વધારે અને વધારે ઢંકાતા જતા હતા. દીવાલ ચણાઇને તેમની છાતી સુધી પહોંચી ગઇ એટલે વળી પાછો સૂબેદારે આગ્રહ કર્યો કેઃ "હજી પણ સમય હોવાથી ઇસ્લામને સ્વીકારો અને પ્રાણની રક્ષા કરો."

પરંતુ હવે એનું કાંઇ પણ ઉત્તર ન આપતાં ગુરુજીના બન્ને હુતાત્મા પુત્રો પોતાના સુકોમળ કંઠથી પોતાના હુતાત્મા થયેલા પૂજ્ય પિતામહ ગુરુ તેગબહાદુરની પરમશાંતિદાયિની વાણીને આત્માની શાંતિમાટે શાંત ભાવથી નીચે પ્રમાણે ઉચ્ચારવા લાગ્યાઃ—

# હુતાત્મા ગુરુપુત્રો



વળી પાછો સૂબેદારે આગ્રહ કર્યો કે: "હજી પણ સમય હોવાથી ઇસ્લામને સ્વીકારો અને પ્રાણની રક્ષા કરો."........પૃષ્ઠ ૨૧૦.

"ચિત ચરણકમલકા આસરા, ચિત ચરણકમલ સંગ જોડિયે;
મન લોચે બુરાઇયાં ગુરુ, શબ્દી યહ મન હોડિયે;
બાંહ જિનાંદી પકડિયે, સિર દીજિયે બાંહ ન છોડિયે;
ગુરુ તેગબહાદુર બોલિયા, ધર પઇયે ધર્મ ન છોડિયે!"[1]

આ વાણીનો ઉચ્ચાર સમાપ્ત થતાં જોરાવરસિંહજીએ ગંભીરતાથી શ્રીમદ્ભગવદ્ગીતાના આ શ્લોકોને ઉચ્ચાર્યાઃ—

" नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥
अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥
अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥
जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥
अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना[2] ?" ॥

---

૧ આનો ભાવાર્થ એવો થાય છે કે: "ચિત્તને કેવળ પરમાત્માનાં ચરણકમલનો જ સત્ય આશ્રય હોવાથી ચિત્તને પરમાત્માનાં ચરણકમલો સાથે જોડી દેવામાં જ શ્રેય છે. મનમાં રહેલી નીચતાઓને ગુરુના ઉપદેશોવડે કાઢી નાખવી ને મનોવિજય મેળવવો એ જ સત્ય વિજય છે. જેના બાહુને એક વાર પકડી લીધો તેના બાહુને મસ્તક આપવા છતાં પણ કદાપિ છોડવો નહિ અને ધરાશાયી થઈ જવા છતાં પણ ધર્મનો ત્યાગ ન કરવો એ ગુરુ તેગબહાદુરનો ઉપદેશ છે."

૨ "એ(આત્મા)ને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી જળ પલાળી શકતું નથી અને વાયુ સૂકવી શકતો નથી. આ (આત્મા) છેદાય નહિ, બળે નહિ, પલળે નહિ તથા સૂકાય નહિ તેવો હોઇને નિત્ય, સર્વત્રવ્યાપક, અચલ તથા સનાતન છે. આ (આત્મા) અચિંત્ય તથા અવિકારી કહેવાતો હોવાથી એને અચિંત્ય તથા અવિકારી જાણીને એના

અલ્પવયસ્ક ગુરુ કુમાર ફતહસિંહના મુખમાંથી અંતે "स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः[१]" એ મહાગંભીર ભગવદ્‌વાક્ય સંભળાયું અને એ વેળાયે તે ઉભય બંધુઓનાં મસ્તક પર્યન્ત દીવાલ ચણાઇ ગયેલી હોવાથી તેમનાં મુખ પણ દેખાતાં બંધ થઇ ગયાં. એ ચારે તરફ ચણાયલી ચાર ચાર ઈંટોની જાડી દીવાલના ઉપરિ ભાગમાં કાષ્ઠનું આચ્છાદન રાખીને તેની ઉપરનો ભાગ પણ ચણી લેવામાં આવ્યો અને તે સાથે સરહિન્દના હાકિમના શયતાની કામ અથવા પૈશાચિક ઘોર અત્યાચારની સમાપ્તિ થઇ ગઇ. ગુરુપુત્રોએ સ્વધર્મરક્ષામાટે પોતાના પિતામહ પ્રમાણે પોતાનાં નશ્વર શરીરોનું આનંદથી બલિદાન આપીને ભારતવર્ષના ઇતિહાસમાં પોતાનાં ભદ્રતમ નામોને હીરક અક્ષરોથી અંકિત કરાવીને અમર કરી દીધાં.[૨] કેવળ ભારતવર્ષના ઇતિહાસમાં તો શું, પણ સમસ્ત સંસારના ઇતિ-

---

માટે આવા પ્રકારનો શોક કરવો એ તને યોગ્ય નથી; માત્ર એટલું જ નહિ, પણ આ (આત્મા)ને કદાચિત્ નિરંતર જન્મતો તથા મરતો માની લેવામાં આવે, તો પણ, હે મહાબાહો, એના માટે તારે શોક કરવો નથી જોઇતો; કારણ કે, જે જન્મે છે તેનું મૃત્યુ અવશ્યંભાવી છે અને જે મરી જાય છે તેનો પુનર્જન્મ પણ અવશ્યંભાવી છે એટલામાટે એ કદાપિ વ્યર્થ અથવા પરિવર્તિત ન થનારી ઘટનાનો શોક કરવો એ કોઇ પણ પ્રકારે યોગ્ય અથવા ઉચિત નથી. હે ભારત, સર્વ ભૂતોનો આરંભ અવ્યક્તમાંથી થાય છે, મધ્યકાલમાં તેઓ સ્પષ્ટ દેખાય છે અને ત્યાર પછી તેમનો અંત પણ અવ્યક્તમાં જ થઇ જાય છે, તો પછી એમાં પરિતાપ શાનો હોઇ શકે?" શ્રીમદ્‌ભગવદ્‌ગીતા; અ. ૨ જો; શ્લોક ૨૩ થી ૨૮.

૧ "श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः" भगवद्गीता. अ.३.श्लो.३५.

"સારી રીતે પાળેલા પરધર્મ કરતાં સ્વધર્મ ઓછા ગુણવાળો હોય, તોય તે ઉત્તમ છે; સ્વધર્મમાં મરણ પણ સારું; પરધર્મ ભયાવહ અથવા ભયંકર છે." ભગવદ્‌ગીતા: અ. ૩ જો; શ્લો. ૩૫ મો.

૨ ગુરુ ગોવિન્દસિંહજીના આ બન્ને પુત્રોની હત્યાનો મહાશય બાઉન સાહેબે 'ઇંડિયા ટ્રૅક્ટ' ('India Tract')માં હૃદયભેદક તથા વિસ્તૃત વૃત્તાંત આપેલો છે.

હાસમાં ગુરુ ગોવિન્દસિંહજીના એ અલ્પવયસ્ક ધર્મનિષ્ઠ પુત્રોના જીવન-બલિદાનની ઘટનાને જેની અંશમાત્ર ઉપમા આપી શકાય તેવી એક પણ ઘટના આપણને મળી શકે તેમ નથી એ જ એ અપૂર્વ હુતાત્મત્વનું જ્વલંત પ્રમાણ છે.

જે વેળાયે એ ઉભય ગુરુપુત્રોના આત્મા શરીરને ત્યજી ગયા તે વેળાયે સૂર્ય ભગવાન્ આકાશના મધ્યમાં વિરાજીને પોતાના તાપ દ્વારા પરમસનાતન હિન્દુધર્મના મધ્યાહ્નકાલિક પ્રતાપને જ દર્શાવી રહ્યા હોયની એવો જ ભાસ થયા કરતો હતો. ધર્મપુત્રોને ધર્મભ્રષ્ટ કરવાના પોતાના નીચ પ્રયત્નોને આવી રીતે સર્વથા નિષ્ફળ થયેલા જોઇને સરહિન્દનો સૂબેદાર, કાજીઓ, મૌલવીઓ તથા અન્યાન્ય મુસલ્માનો પોતાનાં કાળાં મોઢાં લઇને ત્યાંથી ચાલતા થઇ ગયા અને હિન્દુઓ અશ્રુપાત કરતા અને મુસલ્માનોપર અભિશાપ વર્ષાવતા પોતપોતાનાં સ્થાનો પ્રતિ ચાલ્યા ગયા.

* * * *

ગુરુપુત્રોની નિર્ઘૃણ હત્યાની મર્મવિદારિણી ઘટના મધ્યાહ્નકાલે ઘટી હતી અને તૃતીય પ્રહરની સમાપ્તિની વેળાયે પૂજ્ય માતુશ્રી ગૂજરીબાઈ તથા તે વીર બાળકોનાં જન્મદાત્રી દેવી જેતોજીએ એ ઘટનાના સમાચાર સાંભળ્યા. જે વીરદુહિતા વીરપત્ની તથા વીરમાતા ગુજરીબાઇએ એક સમયમાં પોતાના પતિદેવ ગુરુ તેગબહાદુરના મૃતદેહ સમક્ષ પોતાના પુત્ર ગુરુ ગોવિન્દસિંહ તથા વિશાળ સિખ્ખ-સમાજને અદ્ભુત વીરત્વવર્ધક ભાષણ કરીને પ્રતિહિંસાના માર્ગમાં પ્રેર્યાં હતા, પોતાના પુત્રને નિરંતર યોગ્ય પરામર્શ આપ્યા હતા અને અનેક યુદ્ધોમાં પોતાના પુત્રની સાથે જ રહીને નિર્ભયતાથી ખાંડાના ખેલ જોયા હતા તે પરમપૂજ્ય વૃદ્ધ માતુશ્રી ગુજરીબાઇના વીર હૃદયનું આજે પોતાના સુકોમળ પૌત્રોની મુસલ્માનોના હસ્તથી થયેલી આવી નિર્દયતાયુક્ત હત્યાના સમાચાર સાંભળતાંની સાથે જ વિદારણ થઈ ગયું; તેમના હૃદયનો ભંગ થયો અને આ અસહ્ય આઘાતને સહન કરી ન શકવાથી 'હાય મારા બાલુડા!' એટલા જ શબ્દોનો ઉચ્ચાર કરતાં તેઓ જે બુર્જના પત્થરના ફર્શપર પછડાયાં તે પાછ્

ઊઠી જ ન શક્યાં; કારણ કે, પછડાતાંની સાથે જ તેમનું મસ્તક ફૂટી ગયું અને તેમનો આત્મા તેમના જર્જરિત શરીરમાંથી નીકળીને તેમના પ્રાણપ્રિય પૌત્રોના લાલનપાલનમાટે સ્વર્ગમાં ચાલ્યો ગયો. આ ઘટનાને જોઇને ગુરુ ગોવિન્દસિંહજીનાં પત્ની પણ બુર્જપરથી નીચે પડીને આત્મહત્યા કરવાને તૈયાર થઇ ગયાં; પણ ત્યાંના પ્રહરીઓએ તેમને અટકાવી લોહશૃંખલાથી જકડી લઇને આ સમાચાર સૂબેદારને પહોંચાડી દીધા. સરહિન્દના સૂબેદારે જેમાં આ ઘટનાઓના સમાચાર લખેલા હતા તેવો એક રુક્કો તથા ગુરુ ગોવિન્દસિંહનાં ધર્મપત્ની જેતાજી સાહબને પોતાના પચાસ સૈનિકોના હાથમાં સોંપી દિલ્હીમાં શહનશાહ ઔરંગજેબ સમક્ષ પહોંચાડવામાટે સરહિન્દમાંથી રવાના કરી દીધાં અને જે નીચ નમકહરામ બ્રાહ્મણ ગંગારામની નમકહરામીથી તેને ગુરુપુત્રોને મારી નાખવાનો તથા ગુરુપત્નીને દિલ્હી મોકલી દેવાનો ઇષ્ટ અવસર પ્રાપ્ત થવા ઉપરાંત લાખો રૂપિયાના ઝવેરાતની પણ પ્રાપ્તિ થઇ હતી તે નરપિશાચ ગંગારામને તેણે જીવતો જ છોડી દીધો.

હવે આપણે પુનઃ જોવું જોઇએ કે એ સમયમાં ગુરુ ગોવિન્દસિંહજી પોતે ક્યાં હતા, કેવી સ્થિતિમાં હતા અને શું કરી રહ્યા હતા.

———:o:———

## પ્રકરણ ૧૬ મું

### એક અંતિમ યુદ્ધ અને દેશત્યાગ

———:o:———

"In this world's broad field of battle,
In the bivouac of life,
Be not like a dumb driven cattle,
Be a hero in the strife.
Let us then be up and doing,
With a heart for any fate,
Still achieving, still persuing,
Learn to labour and to wait."

LONGFELLOW.

ગુરુ ગોવિન્દસિંહજીને તેમના રાયકોટ નામક સ્થાનમાંના નિવાસના સમયમાં જે મહાશોકકારક તથા હૃદયવિદારક સમાચાર મળ્યા તે તેમના બે પુત્રોની સરહિન્દના મુગલ સૂબેદારની આજ્ઞાથી કરવામાં આવેલી નિર્ઘૃણ હત્યાના, તેમનાં પોતાનાં પૂજ્ય માતુશ્રીના તે આઘાતના પરિણામે થયેલા અચાનક મૃત્યુના તથા તેમનાં પોતાનાં પત્નીશ્રી જેતોજીને સરહિન્દના સૂબેદારે દિલ્હી મોકલી દીધાના જ સમાચાર હતા. ગુરુજીએ પોતાના બે જ્યેષ્ઠ પુત્રો તથા પોતાનાં દ્વિતીય પત્નીશ્રી સુંદરીજીનાં રણભૂમિમાં થયેલાં વીરમૃત્યુઓને તો પોતાનાં નેત્રોથી જ જોયાં હતાં અને પોતાના બે કિશોર પુત્રોના આવી રીતે થયેલા મૃત્યુના સમાચાર તેમણે આ વેળાયે સાંભળ્યા એટલે તેમના હૃદયમાં પ્રથમ તો કાંઈક આઘાત અવશ્ય થયો, પરંતુ બે ચાર ક્ષણમાં જ જ્ઞાનની સહાયતાથી તેમણે પોતાના હૃદયમાંથી શોકને દૂર કરી દીધો અને પોતાના સ્વીકૃત વ્રત તથા કર્તવ્યનું સ્મરણ કરીને અધીર ન થતાં તેઓ પોતાના હુતાત્મા થયેલા પુત્રોને કોટિશઃ ધન્યવાદ આપવા લાગ્યા. તેઓ શાંત ચિત્ત તથા ગંભીર ભાવથી પોતાના સિખ્ખો તથા મિત્રોને સંબોધીને કહેવા લાગ્યા કેઃ—

"મારાં અહોભાગ્ય કે મારા પુત્રોએ પોતાના જીવનની રક્ષા તથા સુખોપભોગની લાલસાથી ઇસ્લામને સ્વીકારીને મારા વંશને કલંકિત ન કરતાં પોતાના પ્રાણોનું બલિદાન આપીને તથા પોતાના ધર્મને અવિચળ રાખીને ગુરુના વંશની કીર્તિને સહસ્રગુણ વધારી દીધી છે. એ પુત્રોના જીવિત રહેવાથી જે વંશખ્યાતિનો સંભવ હતો તેના કરતાં આ વંશખ્યાતિ લક્ષાવધિગુણ અધિક ચિરસ્થાયિની છે. અકાલ પુરુષ સ્વધર્મમાટે પ્રાણોને આનંદથી અર્પી દેનારા આવા સુપુત્રોને અથવા વાસ્તવિક કુલદીપકોને પ્રત્યેક હિન્દુના ગૃહમાં ઉત્પન્ન કરે એ જ મારી અખંડ ભાવના છે. પરંતુ ધિક્કાર છે તે મુસ્લિમ હાકિમને કે જેણે પોતાના દીન ઇસ્લામના નામથી આવા સુકુમાર બાળકોને ત્રણ ત્રણ દિવસ સુધી ભૂખ તથા તરસથી ટળવળાવીને આવી અશ્રુતપૂર્વ નિર્દયતાપૂર્વક મારી નખાવ્યા અને મારાં પૂજ્ય માતુશ્રીનું પણ મૃત્યુ નિપજાવ્યું ! જો ઇસ્લામ આવા નિર્દોષ બાળકોને આવી નિર્દયતાથી

મારી નાખવા અથવા મારી નખાવવાની આજ્ઞા આપતો હોય, તો એ ધર્મને કોના ધર્મ તરીકે ઓળખવો ? સરહિન્દના હાકિમ જેવા પોતાને મુસલ્માન નામથી ઓળખાવનારા શયતાનો ઇસ્લામને પોતાની આવી શયતાનીયતથી બદનામ કરી રહ્યા છે ! કોટિ કોટિ વાર ધિક્કાર છે એવા અત્યાચારી, જાલિમ તથા બેરહમ શયતાનસીરત કહેવાતા મુસલ્માનોને ! ચિંતા નહિ; તે દિવસ પણ હવે નિકટમાં ચાલ્યો આવે છે કે જે દિવસે સરહિન્દનો એ શયતાન હાકિમ હિન્દુના હથિયારનો શિકાર થઇને કૂતરાના મોતે મરી જશે, તેના નગરને વાહ ગુરુના ખાલસા અગ્નિનારાયણના મુખમાં સમર્પીને ભસ્મીભૂત કરી નાખશે અને અત્યાચારિણી મુસ્લિમ શહનશાહત શાશ્વત વિનાશના મુખમાં પડીને સર્વભક્ષક કાળનો ગ્રાસ થઇ જશે ! મુસલ્માનોને તેમના પોતાના આ પૈશાચિક અત્યાચારો જ વિનાશની ગર્તા પ્રતિ હડસેલી રહ્યા છે એટલે મુસ્લિમ રાજસત્તાનો વિનાશ હવે અવશ્યંભાવી છે.”

જેમણે ગુરુજીને આશ્રય આપ્યો હતો તે રાયકોટનો હાકિમ પણ મુસલ્માન હોવાથી અને તે એ વેળાયે ત્યાં બેઠેલો હોવાથી તેણે ગુરુજીના આ ઉદ્ગારો સાંભળીને વિનીત ભાવથી કહ્યું કે: “મહાનુભાવ, આ શાપ આપે સર્વ મુસલ્માનોને આપેલો હોવાથી અને મુસલ્માનોમાં મારો પણ સમાવેશ થતો હોવાથી, મેં આપનો કોઈ પણ પ્રકારનો અપકાર ન કરેલો હોવા છતાં, મારો તથા મારા પરિવારનો પણ નાશ થઈ જશે, તો શું મારે મારી સેવાઓનું એ જ મૂલ્ય મળ્યું છે એમ માની લેવું ? આ તો અમોને એક પ્રકારનો અન્યાય જ આપવામાં આવે છે.”

“એ શાપ તમારા જેવા દયાળુ, પરોપકારી તથા ભદ્ર મુસલ્માનો-માટે નથી; કિંતુ ઔરંગજેબ તથા સરહિન્દના સૂબેદાર જેવા અત્યાચારી, નિર્દય તથા ક્રૂરાત્મા નરપિશાચ મુસલ્માનોમાટે છે, એટલે તમારે ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી, છતાં પણ જો તમારા મનમાં સંશય રહેતો હોય, તો હું તમોને આપું છું તે મારી તલવારને તમારી પાસે રાખી લ્યો. જ્યાં સુધી તમારા વંશજો આ ખડ્ગની

પૂજા કરતા રહેશે, ત્યાં સુધી તમારા ખાન્દાનનો વૈભવવિલાસ અવિચળ રહેશે." આવા પ્રકારનાં આશ્વાસક વચનો ઉચ્ચારીને ગુરુજીએ પોતાની તલ્વાર પ્રેમપૂર્વક તેને આપી દીધી.

રાયકોટના હાકિમે તે તલ્વારને આદરપૂર્વક લઇને ગુરુનાં ચરણોમાં મસ્તક નમાવ્યું અને ગુરુએ તેના મસ્તકપર પોતાના વરદ કરને સ્થાપીને શુભ આશીર્વાદ આપ્યો.

રાયકોટમાં કેટલાક સમય પર્યન્ત નિવાસ કર્યા પછી ગુરુજી દીના નામક ગ્રામમાં ગયા અને ત્યાં તેમના એક લક્ષ્મીધર નામક પ્રિય શિષ્યે તેમનો અપૂર્વ આદર સત્કાર કરીને તેમને તેમના સિખ્ખ-સમુદાય સહિત ખામગઢ નામક દુર્ગમાં ઊતારો આપ્યો. અહીં સિખ્ખો વિશેષ સંખ્યામાં આવવા લાગ્યા અને તેથી ગુરુજીએ તેમના બળથી પુનઃ મુસલ્માનો સાથે યુદ્ધ કરવાની તૈયારી કરવા માંડી; કારણ કે, જે સિખ્ખો આવતા હતા તેઓ શસ્ત્રાસ્ત્ર તથા પ્રચુર ધન લઇને જ આવતા હોવાથી ગુરુ ગોવિન્દસિંહજીનો રાજસ ઠાઠ પૂર્વ પ્રમાણે જ જામી ગયો હતો અને તેમનામાં ઉત્થાનની શક્તિ આવી ગઇ હતી. તેમણે અત્યાર સુધી ધારણ કરી રાખેલા મુસ્લિમ વેશને ઊતારીને પ્રજ્વલિત અગ્નિમાં હોમી દીધો અને પોતાના મૂળ વેશને ધારણ કરી લીધો.

જ્યારે સરહિન્દના સૂબેદારને પોતાના જાસૂસો દ્વારા એવા સમાચાર મળ્યા કેઃ 'માળવામાં જઇને ગુરુજી પુનઃ સૈન્ય એકત્ર કરવા લાગ્યા છે અને યુદ્ધની તૈયારીઓ કરી રહ્યા છે' એટલે પૂર્વે ગુરુજીના હસ્તથી થયેલા મુસ્લિમ સેનાના પરાજયો તથા તેને પોતાને પ્રાપ્ત થયેલા વિપરીત અનુભવોનું સ્મરણ થતાં તે અધિક સાવધાન થઇ ગયો અને 'જો ગુરુ સાહબ યથેષ્ટ સૈન્યબળને એકત્ર કરી લેશે, તો પછી તેમને પરાજિત કરવાનું કાર્ય અશક્ય થઇ પડશે' એવા વિચારથી ત્રણ હજાર સૈનિકોને લઇને એકદમ ગુરુજીપર આક્રમણ કરવામાટે સરહિન્દમાંથી અત્યંત વેગપૂર્વક રવાના થઇ કૂચ કરતો આગળ વધવા લાગ્યો.

હજી ગુરુજી પાસે પાંચ સોથી વધારે સિખ્ખ સૈનિકો એકત્ર થયા ન હોતા; છતાં સરહિન્દના સૂબેદારના અચાનક ચઢી આવવાના સમાચાર મળતાં તેઓ પ્રતિહિંસાની પૂર્તિમાટે તેની સાથે લઢવાને તથા પોતાના ભાગ્યની પરીક્ષા કરવાને તૈયાર થઇ ગયા. એક મરુભૂમિમાં કે જ્યાં માત્ર એક જ સાધારણ જળાશય હોવાથી જો તે જળાશયમાંથી પાણી ન મળે તો ગાઉઓના ગાઉઓ સુધી ક્યાંય પાણીનો એક છાંટો પણ મળવાનો સંભવ ન હોતો ત્યાં સિખ્ખ તથા મુસલ્માન સેનાઓ સામસામી ભૂટકી ગઈ. ગુરુ ગોવિન્દસિંહજી એ મરુભૂમિના[1] જ્ઞાતા હોવાથી એ એક જ જળાશય અને તેની પાસેની ઊંચી ટેકરીપર પ્રથમથી જ અધિકાર જમાવીને બેઠા હતા એટલે સરહિન્દના સૂબેદારની સેનાને જોતાં જ તેમણે પોતાના સિખ્ખ સૈનિકોને શત્રુઓપર ટૂટી પડવાની આજ્ઞા આપી દીધી. ઉભયપક્ષના સૈનિકોની તલ્વારો ઉછળવા લાગી અને મુસલ્માનોનાં તીર, તલ્વાર, તોપના ગોળા તથા બંદૂકની ગોળીઓની વૃષ્ટિને ભેદીને સિખ્ખો આગળ ને આગળ વધતા રહ્યા અને શત્રુઓને જેમ આવે તેમ સંહારવા લાગ્યા. ગુરુજી પોતે પણ ટેકરીપરથી મુસલ્માનોપર પોતાના અમોઘ બાણ ચલાવીને મુસલ્માનોનો ભીષણ સંહાર કરી રહ્યા હતા. અહીં એ વાર્તાને પણ લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે મુસલ્માનો જળાશયને સર ન કરી લે એટલામાટે ગુરુજી પોતે બસેં સિખ્ખો સહિત ટેકરીપર રહીને લડતા હતા અને ત્રણસેં સિખ્ખો ટેકરીની નીચે મુસલ્માનો સાથે લડી રહ્યા હતા. એમાં ગુરુજીના ખાસ કૃપાપાત્ર ચાળીસ ખાલસા અગ્રભાગમાં રહીને શત્રુઓને સંહારી રહ્યા હતા અને શત્રુઓનાં શસ્ત્રાસ્ત્રોના પ્રહારોને પોતાનાં શરીરોપર વજ્ર સમાન કઠોરતાથી ઝીલી રહ્યા હતા. ખાલસા સૈનિકો પાંચ પાંચ દશ દશ મુસલ્માન સૈનિકોને જહન્નમનો માર્ગ બતાવીને પોતે પણ વીરગતિને પ્રાપ્ત થવા લાગ્યા, પરંતુ શત્રુઓની છ ગણી

---

૧ આ મરુભૂમિ 'બગહાં' નામક સ્થાનના નિકટમાં હોઇને તેમાંનો એ એક જ જળાશય તે સમયમાં 'ખદરા તળાવ' નામથી ઓળખાતો હતો. એની આસપાસ કેટલાક ગાઉના ઘેરાવામાં વૃક્ષ કે જળાશયનું નામનિશાન પણ ન હોતું.

સંખ્યાને જોઇને ભયભીત પણ ન થયા અને રણભૂમિમાંથી પલાયન કરી જવાના પાપથી પણ ન લેપાયા. સરહિન્દના સૂબેદારે અનેક વાર ખાલસા સૈન્યપર બળપૂર્વક આક્રમણો કર્યાં, પરંતુ પર્વત સમાન અચલ ઊભા રહેલા એ ચાળીસ વીરશિરોમણિ ખાલસાઓએ પોતાની તલ્વારોને વિદ્યુદ્વેગે ચલાવીને શત્રુઓને તિલમાત્ર પણ આગળ વધવા ન દીધા. અંતે સંધ્યાકાળ થયો અને વિશ્રાંતિમાટે સંગ્રામને બંધ રાખવામાં આવ્યો.

તૃષાતુર મુસ્લિમ સૈનિકો પાણી માગવા લાગ્યા અને જળાશય ગુરુજીના અધિકારમાં હોવાથી, માત્ર એટલું જ નહિ, પણ તેમાં સૂવ્વરનું રક્ત મેળવીને તેમાંના પાણીને મુસલ્માનોના પીવા યોગ્ય નથી રાખવામાં આવ્યું એવી અફવા સિખ્ખોએ ફેલાવી દીધેલી હોવાથી પાણી વિના બીજે દિવસે યુદ્ધમાં સિખ્ખો સામે ટકવાનું કાર્ય અશક્ય તથા અસંભવનીય ધારીને સરહિન્દના સૂબેદારે નિરુપાય થઇને પોતાના બચેલા સૈન્યને ત્યાંથી પાછા ફરવાનો હુકમ ફર્માવી દીધો. સિખ્ખોએ પાછા ફરતા મુસલ્માનોનો પીછો પકડીને તેમનામાંના શતાવધિ સિપાહીઓને જહન્નમવાસિલ કરી નાખ્યા અને તેમનો ઘણોક સામાન પણ લૂટીને તેઓ પોતાની છાવણીમાં લઇ આવ્યા.

આ યુદ્ધમાં ખાલસા સૈનિકો પણ જો કે સારી સંખ્યામાં ખલાસ થઇ ગયા હતા, છતાં મુસલ્માનોના નાશ સાથે સરખાવતાં તેમનો નાશ નામમાત્રનો જ હતો; કારણ કે, ત્રણ હજાર મુસલ્માન સૈનિકોમાંના પંદર સો જ્યારે સિખ્ખોના હાથે હણાઇ ગયા હતા ત્યારે મુસલ્માનોના હાથે પાંચ સો સિખ્ખોમાંથી ત્રણ સો સિખ્ખોજ વીરગતિને પ્રાપ્ત થયા હતા; છતાં જે ચાળીસ ખાલસા વીરોએ આ યુદ્ધમાં અદ્દ્ભુત પરાક્રમ દર્શાવીને પ્રથમ દિવસના સમરાંગણમાં જ મુસલ્માનોના છક્કા છોડાવી દીધા હતા તે ચાળીસે ખાલસા વીરો કામ આવી ગયા હતા એ ખાલસાપક્ષની કાંઈ જેવી તેવી હાનિ તો ન જ કહી શકાય. મુસલ્માનો પલાયન કરી ગયેલા હોવાથી પ્રભાતમાં જ્યારે ગુરુ ગોવિન્દસિંહજી રણભૂમિનું નિરીક્ષણ કરવાને નીકળ્યા ત્યારે અગ્રભાગમાં જ તેમણે એ અદ્દ્ભુત ચાળીસ સિખ્ખોના મૃત-

દેહોને પડેલા જોયા. તેમના નિર્જીવ દેહોને જોઇને ગુરુજીનાં નેત્રો જલપૂર્ણ થઇ ગયાં અને તેઓ તેમની વારંવાર પ્રશંસા કરીને તેમને આશીર્વાદ આપતા કહેવા લાગ્યા કે:—

"હે વીરાત્માઓ, તમોએ આજે ધર્મરક્ષા તથા જાતિરક્ષાના યુદ્ધમાં પોતાનાં શોણિતને વહેવડાવીને પોતાનાં અનેક જન્મોનાં ભયંકર પાપોને ધોઈ નાખેલાં હોવાથી તમો અનંત સ્વર્ગ તથા મોક્ષપ્રાપ્તિના અધિકારી થઇ ચૂકયા છો અને જીવનમુક્તની પદવીને પ્રાપ્ત કરી ચૂકયા છો. મારો તમોને આશીર્વાદ છે કે જો અદ્યાપિ તમારા ભાગ્યમાં પુનર્જન્મ લખાયલો હોય તો હિન્દુધર્મના શત્રુઓના સંહારમાટે પુનઃ તમારો ભારતીય હિન્દુઓનાં ગૃહોમાં જ જન્મ થાઓ!"

ગુરુજી પોતે આ આશીર્વાદ આપ્યા પછી ભૂમિપર બેસી તે વીરોનાં મુખમંડળો ઉપરની ધૂળને લૂછવા લાગ્યા. તે મહારથીઓના મૃતદેહોનો ચંદનકાષ્ઠની ચિતાઓમાં પધરાવીને તેમણે અગ્નિસંસ્કાર કરાવ્યો અને તેમને 'મુક્ત વીરો'ના નામથી ઓળખવાની પોતાના અનુયાયીઓને આજ્ઞા સંભળાવી દીધી; માત્ર એટલું જ નહિ, પણ ખદરા તળાવના ધાટો બંધાવીને તેને એ મુક્ત વીરોના સ્મારક તરીકે માની 'મુક્તસર' નામ આપ્યું.[1]

આ યુદ્ધમાં વિજય તો ગુરુ ગોવિન્દસિંહજીને જ મળ્યો હતો;[2] પરંતુ એ રહસ્યને ગુરુજી સારી રીતે જાણતા હતા કે: "જો જળાશય

---

૧ આ યુદ્ધ વિક્રમ સંવત્ ૧૭૬૨ ના માઘ વદ ૧ ને દિવસે થયું હતું અને એ સ્થાનમાં એ ચાળીસ મુક્ત વીરોના સ્મારક સ્વરૂપ એક મેળો માઘ સંક્રાંતિને દિવસે ભરાય છે કે જે મેળો 'મુક્તસરના મેળા'ના નામથી પ્રખ્યાત છે. અત્યારના 'મુક્તસર' નગરનું નામ પણ એ 'મુક્તસર' ઉપરથી જ રખાયલું છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા નથી.

૨ લતીફે પોતાના રચેલા 'પંજાબના ઇતિહાસ'માં બહુધા મૅકૉગરનું અનુસરણ કરીને એમ જણાવેલું છે કે આ યુદ્ધમાં ગુરુ ગોવિન્દસિંહના સિખ્ખ સૈનિકોની સંખ્યા ૧૨૦૦૦ ની હતી અને મુગલ સેનાનીઓની સંખ્યા ७००० ની હતી; પરંતુ 'પંથપ્રકાશ' તથા સોહનલાલ એમ દર્શાવે છે કે 'ગુરુજીના પક્ષના કેવળ ચાળીસ સિખ્ખો જ હણ્યા હતા' અને એ જ ઘટના અધિક સત્ય તથા સંભવનીય જણાય છે કે એ યુદ્ધમાં ગુરુજીના

અમારા અધિકારમાં ન આવી ગયો હોત, અને મુગલ સેનાને પાણી મળવાનાં સાંસાં ન પડી ગયાં હોત, તો આજના આ યુદ્ધમાં સિખ્ખોનો પરાજય તથા વિનાશ અવશ્યંભાવી હતો. ઔરંગજેબના નીમેલા પંજાબના અફસરો તથા સૈનિકો અતિશય સાવધાન, જાગ્રત તથા નિરલસ હોવાથી અને તેમની સાથે સરખાવવાનાં સિખ્ખોની અત્યારની પરિસ્થિતિ વિપરીત હોવાથી અત્યારે જ મારા મહાન્ ઉદ્દેશને પૂર્ણ કરવાનો અવકાશ મને મળી શકે એ સર્વથા અશક્ય જણાય છે અને તેથી સર્વ પ્રકારની અનુકૂલ પરિસ્થિતિને ઉત્પન્ન કરવામાટે, યુદ્ધનાં સાધનોને એકત્ર કરવામાટે તેમ જ દીર્ઘ વિશ્રાંતિમાટે અત્યારે તો નિવૃત્તિનિવાસની આવશ્યકતા અનિવાર્ય છે.” આવા પ્રકારના નિશ્ચયપર આવીને ગુરુ ગોવિન્દસિંહજી હાન્સી તથા ફીરોજપુર વચ્ચેના એક સ્થાનમાં પોતાના કેટલાક અનુયાયીઓ સહિત વસવા લાગ્યા અને એ સ્થાનમાં જ તેમને દમ લેવાનો અવકાશ મળેલો હોવાથી એ સ્થાનને તેઓ ‘દમદમા’ નામથી ઓળખવા લાગ્યા. એ સ્થાનમાં ગુરુજી પોતાના અનુયાયીઓને ઉપદેશ આપવા તથા પોતાના ‘દશમ બાદશાહીના ગ્રન્થ’ના સંગ્રહના કાર્યમાં પોતાના સમયનો સદ્વ્યય કરવા લાગ્યા.

* * * *

જ્યારે ગુરુ ગોવિન્દસિંહજીની સિખ્ખ સેનાના હસ્તથી થયેલા શાહી ફોજના અથવા કેવળ પાંચ સો સિખ્ખોના હસ્તથી થયેલા ત્રણ હજાર મુસલ્માન સૈનિકોના અંતિમ પરાજયના સમાચાર શહનશાહ

---

સૈનિકોની સંખ્યા અલ્પ હોવી જોઇએ અને તેમાં મુખ્ય વીરો ચાળીસથી વધારે ન હોવા જોઇએ; કારણ કે, જો એમ ન હોત અને લતીફના કથન અનુસાર ગુરુજીની સેના ૧૨૦૦૦ સિખ્ખોની હોત, તો આવો પ્રચંડ વિજય મેળવ્યા પછી ગુરુજી પોતાના સાંગ્રામિક જીવનથી નિવૃત્ત થઇને તટસ્થ થયા હતા તે ન થાત એમ કોઇ પણ કહી શકે તેમ છે. અર્થાત્ આ યુદ્ધમાં કેવળ ભાગ્યની પ્રબળતા તથા સંયોગોની અનુકૂલતાથી જ ગુરુજીને વિજયની પ્રાપ્તિ થઇ હતી; એ વિજય સૈનિકોના સંખ્યાબળના પરિણામે પ્રાપ્ત થયો ન હતો અને એ રહસ્યને આણુકમબુદ્ધિ ગુરુજી પોતે પણ સારી રીતે જાણતા હોવાથી જ તેમણે નિવૃત્ત જીવનને સ્વીકાર્યું હતું.

ઔરંગજેબને દક્ષિણમાં મળ્યા ત્યારે તે કટ્ટો હિન્દુદ્રોહી બાદશાહ પણ આશ્ચર્યથી મોઢામાં આંગળાં નાખી ગયો અને તેણે ગુરુજીનાં પત્ની દેવી જેતોજીને માનપૂર્વક ગુરુજી પાસે પાછાં મોકલીને ગુરુજીને એક પત્ર પણ લખી મોકલ્યું. તે પત્રમાં બાદશાહ ઔરંગજેબે જે કાંઇ લખ્યું હતું તેનો આશય આ પ્રમાણે હતો:—

"પંજાબના બહાદુર સિખ્ખગુરુ ગોવિન્દસિંહજીની સેવામાં, તમો મુગલિયા શહનશાહત સાથે જો કે ભયંકર દુશ્મની ખેડી રહ્યા છો, છતાં તમારી બહાદુરીને જોઇને હું પ્રસન્ન છું અને તમારા દર્શનનો અભિલાષી છું. હું પોતે જ પંજાબમાં તમારા દર્શનમાટે આવવાનો હતો, પણ સલ્તનતમાં ચારે તર્ફ બખેડા જાગેલા હોવાથી તેમ જ તબીયત જઇફીને લીધે હમેશા નાદુરુસ્ત રહેતી હોવાથી મારાથી ત્યાં આવી શકાય તેમ નથી, તો કૃપા કરીને જો આ પત્ર મળતાં તમો દિલ્લી આવશો, તો તમારો મારાપર મહજ઼ એહસાન થશે. હવે હું સમજી શકયો છું કે તમોએ જે ધર્મનું બીજ વાવ્યું છે તે હિન્દુઓ તથા મુસલ્માનોના વિરોધને મટાડીને હિન્દુમુસ્લિમ ઐકયને સ્થાપનારું છે અને એટલામાટે જ તમોને મળવાની અને આપણા વિરોધને હમેશાને માટે મટાડીદેવાની મારી તીવ્ર ઇચ્છા છે. હું કુરાન પાકના સોગંદ ખાઇને કહું છું કે તમારી સાથે હું કોઈ પણ જાતનો વિશ્વાસઘાત નહિ જ કરું, એટલામાટે મારા વચનમાં વિશ્વાસ રાખીને અહીં આવવામાં જરા પણ સંકોચ કરશો નહિ. મેં પંજાબમાંના મારા સઘળા સૂબેદારોને તમારાપર હવે પછી ચઢાઈ ન કરવાની અને હિન્દુઓને કોઇ પણ જાતની તકલીફ ન પહોંચાડવાની સખ્ત તાકીદ આપી દીધી છે એ જ મારી સચ્ચાઇનો મજબૂત સુબૂત છે. શહનશાહત સાથે મિત્રતાને સ્થાપવાના આ અવસરને તમો હાથમાંથી નીકળી જવા નહિ દ્યો અને અવશ્ય અહીં આવવાની તકલીફ ગવારા ફર્માવશો એવી આશા રાખતો રાકિમ શહનશાહ ઔરંગજેબ આલમગીર."

ઔરંગજેબનું આ પત્ર ગુરુજીના હસ્તમાં આવતાં ઔરંગજેબની નમ્રતાને જોઇને ચાણકયબુદ્ધિ ગુરુજી તે ક્ષણે જ સમજી ગયા કે: "હાલમાં અવશ્ય કાંઇક કાળું છે; નહિ તો હિન્દુદ્રોહી ઔરંગજેબ આવું નમ્રતા-

યુક્ત પત્ર કદાપિ લખે જ નહિ. દક્ષિણના સિંહ શિવાવતાર શિવાજીને અંબરાધીશ જયસિંહ દ્વારા આગ્રામાં બોલાવીને એ કૌટિલ્યમૂર્તિ બાદશાહે કારાગૃહમાં પૂરાવી દીધો હતો એ હજી ગઇકાલની ઘટના હોવાથી અને એ જ બાદશાહે મારા પિતાશ્રીનો શિરચ્છેદ કરાવેલો હોવાથી એના વચનમાં વિશ્વાસ રાખવો અને પોતાના વિનાશને પોતે જ આમંત્રણ આપવું એ ઉભય કાર્યો સમાન છે. નીતિશાસ્ત્રનો પણ એજ ઉપદેશ છે કે: 'રાજાઓના વચનમાં કદાપિ વિશ્વાસ રાખવો જ નહિ,' અને આ તો હિન્દુધર્મ તથા હિન્દુજાતિનો પરમ-શત્રુ વિધર્મી સમ્રાટ્ હોવા સાથે પોતાની નીચતાઓનો સહસ્ર વાર વિશ્વને સાક્ષાત્કાર કરાવી ચૂકયો છે, એટલે એના વચનમાં તો વિશ્વાસ કેવી જ રીતે રાખી શકાય?" અર્થાત્ ઔરંગજેબના વચનમાં લેશમાત્ર પણ વિશ્વાસ ન રાખવાના અને તેની પાસે ન જવાના દૃઢ નિશ્ચયપર આવીને ગુરુ ગોવિન્દસિંહજીએ બાદશાહ ઔરંગજેબના એ પત્રનું ફાર્સી ભાષામાં ઉત્તર લખીને પાઠવી દીધું અને તે આ પ્રમાણે:—

"શહનશાહ ઔરંગજેબ આલમગીર, તું અધર્મી હોવાથી મારો તારા શપથમાં લેશમાત્ર પણ વિશ્વાસ નથી. પરમાત્માએ તને સમ્રાટ્ બનાવ્યો છે તો પ્રજા સાથે ન્યાય તથા ધર્મપૂર્વક વર્તવું એ તારો ધર્મ હોવા છતાં પોતાના એ ધર્મ અથવા કર્તવ્યનું તેં અત્યાર સુધીમાં કદાપિ પાલન કર્યું છે ખરું કે? તેં મારા પિતાશ્રીને દિલ્લીમાં બોલાવીને તેમનો કોઈ પણ પ્રકારનો અપરાધ ન હોવા છતાં તેમને કારાગૃહમાં પૂરી રાખ્યા હતા, તેમના સહચરોને અત્યંત નિર્દયતાથી મારી નખાવ્યા હતા અને તેમનો શિરચ્છેદ કરાવીને તેમના મૃત શરીરની પણ દુર્દશા કરાવી હતી; માત્ર એટલું જ નહિ, પણ થોડા દિવસની વાતપર જ તારા સૂબેદારે મારા બે નિર્દોષ કિશોરવયસ્ક પુત્રોને જીવતા જ દીવા-લમાં ચણાવી દઇને મારી નખાવ્યા છે. એ ઉપરાંત મારી યુદ્ધમાં વીરગતિને પ્રાપ્ત થયેલી ધર્મપત્ની તથા મારા પુત્રોના મૃત્યુના શોકથી અકાલ મૃત્યુ પામેલાં મારાં પૂજ્ય માતુશ્રીના મૃત્યુનો ઉત્તરદાતા પણ તું જ છે; પરંતુ એની ચિંતા નથી; કારણ કે, તારા આ અત્યાચા-રોનો તારી પાસેથી બદલો લેનાર હું તેમની પાછળ જીવતો બેઠો

છું. તું આ સર્વ અત્યાચારોને કદાચિત્ સામાન્ય તથા નહિ જેવા માનતો હોઇશ, પરંતુ પરમાત્મા તથા ધર્મ તારાં આ સર્વ કાર્યોને ઘોર પાપ માને છે, એ તારે કદાપિ ભૂલી જવાનું નથી. વિશ્વપિતા સમક્ષ બાદશાહ તથા ભીખારીનો દરજ્જો એક જ છે. 'ખુદાકે સામને શાહો ગદાકા એક દરજા હય.' તું જો એમ માનતો હોય કે: 'હું કુરાન પઢતો હોવાથી મારે પાપનાં ફળો નહિ જ ભોગવવાં પડે,' તો એ તારી માન્યતા ભ્રાંતિમૂલક છે; કારણ કે, કુરાનનો એ પાઠ પોપટના ઉચ્ચારેલા નિરર્થક રામનામ સમાન હોવાથી એથી તને કશો પણ લાભ નથી થવાનો. જે મનુષ્ય સત્કર્મવડે પોતાના હૃદયને પવિત્ર નથી કરતો તે મનુષ્ય ગીતા કે કુરાનના પાઠથી જ નરકમાં પડતો અટકી નથી જતો. કદાચિત્ તારી એવી માન્યતા હોય કે: 'હું ખુદાની ઇબાદત કરું છું એટલે મારામાટે તો જન્નત જ નિર્માયલું છે,' તો તારે જાણવું જોઇએ કે કુરાનની ચાર આયતો વાંચી જવી એ ખુદાની ખરી ઇબાદત નથી; પોતાના ઇન્દ્રિયસમુદાયને પોતાના અધિકારમાં રાખવો એ જ સત્ય ભક્તિ છે; પરંતુ, અફસોસ કે, તું શહનશાહત તથા હુકૂમતના નશામાં ચકચૂર થઇને ઇન્દ્રિય-સમુદાયનો ગુલામ—નફસપરસ્ત—થઇ ગયો છે અને તેથી તારામાટે તો દોજ઼ખનો નિવાસ જ નિર્માયલો છે. તારી પોતાની માન્યતા પ્રમાણે તેં બુતપરસ્તી અથવા મૂર્તિપૂજાના વિનાશના પ્રચંડ પ્રયત્નો કરેલા હોવાથી જો તું પોતાને સ્વર્ગસુખનો અધિકારી માનતો હોય, તો તું ખાંડ ખાય છે; કારણ કે, મૂર્તિપૂજાને ઘટાડવાને બદલે તેં તો સામી વધારી દીધી છે અને તે એવી રીતે કે જ્યારે હિન્દુઓનાં દેવમંદિરો કાયમ હતાં ત્યારે તો હિન્દુઓ દેવદર્શન તથા મૂર્તિ-પૂજામાટે તે દેવમંદિરોમાં જ જતા હતા અને હવે તેં દેવમંદિરોને તોડાવી નાખવાનો તથા મૂર્તિઓને ભ્રષ્ટ કરવાનો સપાટો ચલાવેલો હોવાથી હિન્દુઓ પોતપોતાનાં ઘરોમાં મૂર્તિઓ રાખીને મૂર્તિપૂજા કરવા લાગ્યા છે એટલે એથી હિન્દુઓની દેવમૂર્તિઓ હજારગણી વધી ગઇ છે. તારા મુસલમાનો તારી તારીફ કરીને તને 'ચિરાગે ઇસ્લામ' 'સિતૂને ઇસ્લામ' તથા 'ગાઝી આલમગીર' આદિ

પદવીઓ આપતા હોવાથી તું પોતાને ફિરદૌસમકાની માની લેતો હોય, તો તારે જાણવું જોઇએ કે એવા ખુશામદી ટટ્ટુઓ તો ખુદાઇનો દાવો કરનાર શદ્દાદ તથા ફિરઔન જેવા દોજ઼ખી પુરુષોની પણ આવી જ ખુશામદ કર્યાં કરતા હતા, છતાં શદ્દાદ તથા ફિરઔનને છેવટે દોજ઼ખમાં જ જવું પડ્યું હતું. જો તારી બુદ્ધિને એવી ભ્રાંતિ થઇ ગઇ હોય કેઃ 'પરવરદિગાર રહીમ હોવાથી મારાપર રહમ કરશે અને મારા ગુનાહો બખ્શી દેશે;' તો એ ભ્રાંતિને પણ દૂર કરી દેજે; કારણ કે, બાવળનાં બીજ વાવીને આમ્રફળની આશા રાખવા જેવી જ આ નિષ્ફળ આશા છે અને તારી એ આશા કદાપિ પૂર્ણ નથી જ થવાની; ન્યાયશીલ પરમાત્મા તને તારા બુદ્ધિપૂર્વક કરેલા ઘોર અપરાધોની ક્ષમા નથી જ આપવાનો; માત્ર એટલું જ નહિ, પણ ખાલસા પણ તને તારા ઘોર અત્યાચારોનો દંડ અવશ્ય આપશે અને ત્યારે જ જંપશે. તારા અપરિમિત અત્યાચારો જ્યારે સીમાનું ઉલ્લંઘન કરવા લાગ્યા ત્યારે નિરુપાય થઇને જ અમારે તારા વિરુદ્ધ અને તારી મુગલિયા શહનશાહત વિરુદ્ધ હથિયાર ઊપાડવાં પડ્યાં છે; કારણ કે, જ્યારે અન્ય કોઇ પણ ઉપાય નથી રહેતો ત્યારે પછી હથિયારને હાથમાં ઊપાડ્યા વિના છૂટકો જ નથી થતો.[૧] મારો તારા શપથ, તારા વચન તથા તારી પ્રતિજ્ઞામાં રંચમાત્ર પણ વિશ્વાસ ન હોવાથી અને વાહ ગુરુ સર્વશક્તિમાન્ પરમાત્મામાં જ મારો નિરંતર અચલ વિશ્વાસ હોવાથી જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તારી મુસ્લિમ શહનશાહત તથા હુકૂમતને જ઼મીનદોજ઼ કરવાના મારાથી કરી શકાશે તેટલા પ્રયત્નો કરતો રહીશ; કારણ કે, જેટલો તને તારા પાશવિક સૈન્યબળનો મદ છે તેટલો જ મને મારા સત્યના બળનો મદ છે. મગરુર શહનશાહ,

૧ મૂળ ફાર્સી ભાષામાં રચાયલો આ શેર આ પ્રમાણે છેઃ—

"ચુકાર અજ઼ હમાહ્ હાલતે દર્ગુજ઼રત્;
હલાલ્ અસ્ત્ બુર્દન્ વ શમ્શીર્ દસ્ત."

ગુરુ ગોવિન્દ કૃત 'જફરનામા'

મારા આ શબ્દોને તું અક્ષરશઃ સ્મરણમાં રાખી લેજે કે તારા દિવસો હવે પૂરા થવા આવ્યા છે; હું તારી પાસેથી તારા હિન્દુઓ પર કરાયલા સર્વ અત્યાચારોનો બદલો લઇને જ જંપવાનો છું; કારણ કે, તારા મૂળને ઊખેડી નાખવામાટે જ ખાલસાનો અવતાર છે. રાહિમ ગુરુ ગોવિન્દસિંહ, મુર્શિદે ખાલસા."[1]

આ પત્ર મળતાં બાદશાહ ઔરંગજેબે ગુરુ ગોવિન્દસિંહજી સાથે મિત્રતાને સ્થાપવાની આશા સર્વથા ત્યજી દીધી અને પોતાના સૂબેદારોને વળી પાછી ગુરુ ગોવિન્દસિંહજીને પરાજિત અથવા નષ્ટ કરવાની કઠિન આજ્ઞાઓ મોકલી દીધી.

ગુરુજીનું હૃદય જ્યારથી તેમણે પોતાના બે પુત્રોના આત્મ-બલિદાન તથા પોતાનાં માતુશ્રીના અકાલ અવસાનના સમાચાર સાંભળ્યા હતા ત્યારથી અત્યંત વ્યગ્ર તથા ઉદાસીન થઇ ગયેલું હોવાથી અને પંજાબના તે સમયના ભયાનક વાતાવરણનો તેમને કંટાળો આવી ગયેલો હોવાથી તેઓ બહુ દિવસથી સ્થાનપરિવર્તનની ઇચ્છા કરી રહ્યા હતા એટલે હવે તેમણે દક્ષિણ દેશમાં જવાનો નિશ્ચય કરી લીધો અને પોતાના એ નિશ્ચય અનુસાર તેઓ એ 'દમદમા'[2]

---

૧ ગુરુ ગોવિન્દસિંહજીએ ઔરંગજેબને આ પત્ર ફારસી ભાષામાં અને તે પણ પદ્ય અથવા કાવ્યમાં લખી મોકલ્યું હતું કે જે અત્યારે 'જફરનામા' નામથી વિખ્યાત છે. લાહોરનિવાસી મહતા આનંદકિશોરના લખેલા ગુરુ ગોવિન્દસિંહજીના ચરિત્રમાં એ 'જફરનામા'નો જે અનુવાદ આપવામાં આવ્યો છે તેના આધારે અહીં તેનો અક્ષરશઃ નહિ, કિંતુ ત્રુટિઓની પૂર્તિ કરીને ભાવવાહી મુક્ત ગુર્જર અનુવાદ કરવામાં આવ્યો છે. મૂળ ફારસી શેરનો એક નમૂનો ઉપરના ટિપ્પણમાં અપાયલો હોવાથી ગુરુજીની ફારસી કાવ્ય-રચના વિષયક નિપુણતાની તત્કાળ યથાર્થ કલ્પના કરી શકાય છે.

૨ આ સ્થાનમાં કેટલાક કાળ પર્યન્ત ગુરુ ગોવિન્દસિંહજીને 'દમ' લેવાનો એટલે કે વિશ્રાંતિ લેવાનો સમય મળેલો હોવાથી એ સ્થાન તે સમયથી 'દમદમા સાહબ' નામથી વિખ્યાત થયેલું છે અને એ સ્થાનમાં ત્યારપછી નિર્માણ કરાયલો ગુરુદ્વારો એ ઘટનાનું અત્યારે અખંડ સ્મરણ કરાવી રહ્યો છે.

નામક સ્થાનમાંથી પોતાના પાંચ સો સિખ્ખો સહિત દક્ષિણદેશમાં જવામાટે પ્રયાણ કરી ગયો.

માર્ગમાં પોતાની સુધાવાણીથી હિન્દુઓને પોતાના શારીરિક તથા માનસિક બળને વધારવાનો, પોતાની વીરતાને દઢાવવાનો અને હુતાત્મા થઇને પણ હિન્દુધર્મ તથા હિન્દુજાતિને રક્ષવાનો વીરત્વપૂર્ણ ઉપદેશ આપતા ગુરુ ગોવિન્દસિંહજી પ્રથમ પંજાબમાંથી નીકળીને રાજસ્થાન અથવા રાજપૂતાનાની દિશામાં પ્રયાણ કરવા લાગ્યા. માર્ગમાં એક ગ્રામમાં એક એવો બ્રાહ્મણ તેમને મળ્યો કે જે પોતાના હિન્દુધર્મને ત્યજીને ધર્મભ્રષ્ટ અથવા મુસલ્માન થઈ ગયો હતો. તે ધર્મભ્રષ્ટ બ્રાહ્મણ, તેણે ગુરુજીની કીર્તિ સાંભળેલી હોવાથી, ગુરુજી પાસે આવીને ગુરુજીનાં ચરણોમાં પડી ગયો અને કહેવા લાગ્યો કે: "ગુરુદેવ, કોઈપણ કારણવશાત્ મૂર્ખતાના પરિણામે વટલીને મુસલ્માન થઈ ગયેલા હિન્દુને તેનો પોતાનો મહાપવિત્ર ધર્મ તરીકે ઓળખાવનારો પરમપ્રાચીન તથા પરમસનાતન હિન્દુધર્મ પાછો શુદ્ધ નથી જ કરી શકતો અને તેને પુનરપિ હિન્દુત્વ નથી જ સમર્પી શકતો કે શું? જો એમ જ હોય, તો હિન્દુધર્મને પતિતપાવન ધર્મ તરીકે અને ગંગા તથા યમુનાને પતિતપાવની સરિતાઓ તરીકે હિન્દુઓ શામાટે ઓળખાવી રહ્યા છે તે મારાથી તો નથી જ સમજી શકાતું."

"તો શું, તું હિન્દુમાંથી વટલીને મુસલ્માન થયેલો ધર્મભ્રષ્ટ અથવા પતિત હિન્દુ છે? તારી મૂળ જાતિ શી છે અને તારા ધર્મત્યાગનું કારણ શું છે?" ગુરુજીએ ગંભીરતાથી જિજ્ઞાસા દર્શાવી.

"મારું નામ વિશ્વનાથ છે અને અત્યારે મારી અવસ્થા ત્રીસ વર્ષની છે. મને સંસ્કૃત ભાષા ઉપરાંત મારા પિતાશ્રીએ અત્યારના યુગમાં ફાર્સી ભાષા જાણનારની શીઘ્ર ઉન્નતિ થતી હોવાથી ફાર્સી ભાષાનું પણ ઉત્તમ શિક્ષણ અપાવ્યું હતું અને વીસ વર્ષની અવસ્થામાં તો હું ફાર્સી ભાષાનો એક સારો પંડિત થઈ ગયેલો હોવાથી અજમેરના એક મુસલ્માન રઇસે પોતાનાં પુત્રો તથા પુત્રીઓને ફાર્સી ભાષાનું શિક્ષણ આપવામાટે સારા પગારથી મને પોતાને ત્યાં નોકરીમાં રાખી લીધો હતો. મારું શારીરિક બળ તથા સૌન્દર્ય પણ અત્યંત આકર્ષક

હોવાથી તે રઇસની સોળથી સત્તર વર્ષના વયની નવયુવતી કન્યા મારી પાસેથી ફારસી ભાષા ભણતી ભણતી મારા પ્રેમની ઉપાસિકા થઈ ગઈ અને હું પણ યુવક હોવાથી તેના પ્રેમનો ઉપાસક બની ગયો; કારણ કે, તે મુસલ્માન હોવા છતાં એક અત્યંત રૂપવતી તથા ગુણવતી કુમારિકા હતી. સ્ત્રીપુરુષનો પ્રેમ કદાપિ ગુપ્ત રહી શકતો જ નથી એવો એક ત્રિકાલાબાધ્ય નિયમ હોવાથી અમારા એ પરસ્પર પ્રેમનો ભેદ મારી તે પ્રેમિકાની માતાના જાણવામાં આવી ગયો અને તેણે એ વાર્તા પોતાના પતિને જણાવી દેતાં તે રઇસે મને પોતાની પાસે બોલાવીને કહ્યું કે: 'વિશ્વનાથ, મારી દુખ્તર સિરાજુન્નિસા તને ચાહે છે અને તારો પણ તેનામાં પ્રેમ છે એ વાર્તા અમારા જાણવામાં આવી ગઇ છે એ કદાચિત્ તું નહિ જાણતો હોય. એક આલીખાન્દાન મુસલ્માન રઇસની નૌજવાન દુખ્તરને આડે રસ્તે દોરનાર હિન્દુ કાફિરને તેની એ ગુસ્તાખીની જે સજા મળે છે તે મૌતની જ સજા છે. જો અત્યારે હું તને કાજી સાહબ આગળ પેશ કરું અને તારી આ ગુસ્તાખીને જાહિર કરું, તો તેઓ તને જલ્લાદને હવાલે કરી દે એ નક્કી છે; પણ તારાપર પહેલાંથી જ મારો પ્યાર હોવાથી જો તું મુસલ્માન થઇ જાય, તો મારી દુખ્તરને તારી સાથે જ પરણાવીને તને એક મોટો રઇસ બનાવી દેવાની જ મારી તમન્ના છે. જો તું મુસલ્માન નહિ થાય, તો પછી મારે લાચાર થઇને તારા મૌતનો સામાન તૈયાર કરવો પડશે.' સિરાજુન્નિસા સાથે પરણવાની અને મૌતના પંજામાંથી છટકવાની આશાથી હું મારા હિન્દુધર્મને ત્યજીને મુસલ્માન થઈ ગયો; પરંતુ તે રઇસે પોતાના વચન પ્રમાણે પોતાની પુત્રીને મારી સાથે પરણાવી પણ નહિ અને મારું બીજું પણ કશું ય કલ્યાણ ન કર્યું; માત્ર એટલું જ નહિ, પણ થોડા દિવસ વીત્યા પછી મારાપર ચોરીનું ખોટું તહોમત મૂકીને મને બે વર્ષને માટે કયદખાનામાં મોકલી દીધો. જ્યારે હું કયદખાનામાંથી ત્યાંના જીવલેણ જુલ્મો વેઠવા છતાં સજા ભોગવીને જીવતો જાગતો બહાર આવ્યો અને કયદખાનામાં મને મરાવી નાખવાની તે રઇસની આશા ફળીભૂત ન થઈ ત્યારે તેણે મને એવી ધમકી આપી કે: 'તું અહીંથી

ક્યાંક દૂર ચાલ્યો જા, નહિ તો તારી જાનની સલામતી નથી; કારણ કે, મારી દુખ્તર તારા વિના બીજા કોઈ સાથે ન પરણવાનો હઠ લઇને બેઠી છે અને મારાથી તારા જેવા ભીખારી સાથે મારી દુખ્તરને કોઇ પણ રીતે પરણાવી શકાય તેમ નથી.' મારી પ્રેમિકાની આ પ્રેમવિષયક એકનિષ્ઠતાની વાર્તા તેના પોતાના પિતાના મુખથી જ સાંભળીને મારા મનમાં કાંઇક સંતોષ થયો અને હું મારા પ્રાણની રક્ષામાટે ત્યાંથી ચાલતો થઇ ગયો. ત્યારથી જૂદાં જૂદાં સ્થાનોમાં ભટકીને હું મારા આયુષ્યના દિવસોને પૂરા કરી રહ્યો છું. મુસલ્માનો પોતાના જાતભાઈ તથા હમ્મજહબો સાથે કાંઇ પણ ભેદભાવ ન રાખવાનો અને સમાનભાવથી વર્તવાનો દાવો કરતા હોવા છતાં મને મુસલ્માન બનાવવા છતાં જેમ તે રઇસે મારી સાથે સમાનતાથી વર્તવાની લેશમાત્ર પણ ઉદારતા ન હોતી દર્શાવી તેવી જ રીતે અન્ય કોઈ મુસલ્માને પણ મારા પ્રતિ ઉદારતા નથી દર્શાવી. અત્યારે મને હિન્દુઓ પણ ધિક્કારી રહ્યા છે અને મુસલ્માનો પણ હિકારતની નજરથી જોઇને મારી તૌહીન કરી રહ્યા છે એટલે મારી અવસ્થા 'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો' એવી જ થઈ પડી છે. મને આ ગામમાં આવ્યાને દશ કે બાર દિવસ થયા છે અને મારી અજાયબી વચ્ચે મારી એક સમયની પ્રેમિકા સિરાજુન્નિસા પણ પોતાના જાલિમ પિદરના જુલ્મોથી કંટાળીને પોતાના ગૃહને ત્યજી રખડતી રઝળતી આ ગામમાં આવી લાગતાં અમારો અચાનક મેળાપ થઇ ગયો છે. તેના પિતાએ મારી સાથે કરેલા ભયંકર વિશ્વાસઘાતને જોઇને તેનો પણ દીન ઇસ્લામ તથા મુસલ્માનોમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે અને તે તથા હું પોતે હિન્દુધર્મમાં આવવાને અત્યંત આતુર થઇ ગયાં છીએ; પણ અફસોસ કે હિન્દુઓ અમોને હિન્દુધર્મમાં સ્વીકારવાની ઉદારતા દર્શાવે તેમ ન હોવાથી આ અવતારમાં તો હિન્દુ થવાની અમારી આશા ફળીભૂત થાય તેમ નથી." ધર્મભ્રષ્ટ વિશ્વનાથે પોતાના ધર્મત્યાગ તથા તેના કારણની કથા સંક્ષેપમાં કહી સંભળાવી.

"જે હિન્દુધર્મે પૂર્વકાળમાં અનેક અનાર્ય જાતિઓને શુદ્ધ કરીને પોતામાં સમાવી લીધી છે અથવા આત્મસાત્ કરી લીધી છે અને જે ધર્મ મહાઘોર પાપાત્મા મનુષ્યોને તેમનાં દારુણ પાતકોથી મુક્ત કરી દેવાનું અમોઘ સામર્થ્ય ધરાવે છે તે હિન્દુધર્મ કોઈ પણ કારણવશાત્ ધર્મભ્રષ્ટ થયેલાં અને પોતાની ઇચ્છાથી જ પાછાં હિન્દુધર્મમાં આવવામાટે તલસી રહેલાં પોતાનાં જ સંતાનોને શુદ્ધિદ્વારા અપનાવી લેવાની ઉદારતા ન દર્શાવે એ સર્વથા અસંભવનીય છે. ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણના કાર્યમાં અનુદારતા દર્શાવીને હિન્દુઓ એક પ્રકારનો આત્મઘાત તથા ધર્મદ્રોહ જ કરી રહ્યા છે અને પોતાના હ્રાસ તથા વિનાશના માર્ગને જ પ્રશસ્ત કરી રહ્યા છે. હું તમો ઉભયને આજે શુદ્ધ કરીને પાછાં હિન્દુ બનાવીશ અને આ ઉદાહરણથી હિન્દુઓને ધર્મભ્રષ્ટોના શુદ્ધીકરણનો આત્મરક્ષક તથા ધર્મરક્ષક માર્ગ બતાવીશ." આવી રીતે આશ્વાસન આપીને ગુરુ ગોવિન્દસિંહજીએ તેને કહ્યું કે: "ભાઈ વિશ્વનાથ, જા અને તારી તે હિન્દુધર્મને સ્વીકારીને હિન્દુ થવા ઇચ્છનારી મુસ્લિમ પ્રેમિકાને પણ આ સ્થાનમાં લઇ આવ, એટલે એટલામાં હું તમારા શુદ્ધીકરણની વ્યવસ્થા કરાવી રાખું છું."

વિશ્વનાથ ત્યાંથી ચાલતો થયો અને મુસાફિરખાનામાં જઇને પોતાની પ્રેમિકા સિરાજુન્નિસાને ત્યાં લઈ આવ્યો. તે બાઇનાં વસ્ત્રો ફાટી ગયેલાં હોવાથી અને તેનો અવતાર ભીખારણ જેવો થઈ ગયેલો હોવાથી પ્રથમ તો ગુરુજીએ તેને તથા વિશ્વાનાથને સિખ્ખોનાં વસ્ત્રો આપીને આજ્ઞા કરી કે; "તમો જળાશયપર જઇ સ્નાન કરી જૂનાં વસ્ત્રોને નાખી દઇને આ નવીન વસ્ત્રોને ધારણ કરી આવો." તેઓ જ્યારે સ્નાનશુદ્ધ થઈ નવીન વસ્ત્રોને ધારણ કરીને પાછાં આવ્યાં એટલે ગુરુજીએ અમૃત તૈયાર કરી રખાવેલું હોવાથી પૂર્વે જણાવેલા સિખ્ખધર્મના વિધિથી શુદ્ધ કરીને તેમને સિખ્ખ બનાવી લીધાં અને વિશ્વનાથના મુસલ્માની નામ 'વિકારુદ્દીન'ને તિલાંજલિ સમર્પીને સિખ્ખ ધર્મની પદ્ધતિ અનુસાર તેને એટલામાટે અજમેરસિંહ નામથી બોલાવ્યો કે તે મૂળ અજમેર નગરનો નિવાસી હતો. ગુરુજીએ તેની પ્રેમિકાનો

તેની સાથે લગ્નસંબંધ કરાવી આપ્યો અને તે મુસ્લિમમાંથી હિન્દુ શિખ્ખ થયેલી વચનપાલિકા યુવતીને 'ધર્મજ્યોતિ' નામથી સંબોધીને પોતાની ધર્મદુહિતા કરી લીધી. એ શુદ્ધ થયેલાં નવદંપતી વીરસિંહ તથા માધુરી પ્રમાણે ગુરુજીની સાથે જ રહીને તેમની સાથે પ્રવાસ કરવા લાગ્યાં.

* * * *

એક વાર ગુરુજી જંગલમાંના એક તળાવના તીરપ્રાંતમાં રાતવાસો કરવામાટે છાવણી નાખીને પડ્યા હતા તે વેળાયે તેમના પોતાના તંબૂમાં તેમની ચરણસેવા કરતાં તેમનાં પત્નીશ્રી જેતોજી તેમને સંબોધીને સલજ્જ ભાવથી કહેવા લાગ્યાં કે: "પ્રાણેશ, આપણા ચારે પુત્રો મૃત્યુના ગ્રાસ થઈ ચૂક્યા છે અને જ્યારથી ઔરંગજેબની શાહી ફોજ સાથે લડવાના વ્યવસાયને આપે સ્વીકાર્યો છે ત્યારથી આપે અખંડ બ્રહ્મચારી સમાન સંયમશીલતાને ધારણ કરી લીધેલી હોવાથી આપણી પુત્રપ્રાપ્તિ વિષયક અભિલાષા કેવી રીતે પૂર્ણ થઈ શકશે વારુ? અને આપણી એ અભિલાષા પૂર્ણ નહિ થાય, તો પુત્ર ન હોવાથી આપના ગુરુપદનો ઉત્તરાધિકારી કોણ થશે અને ગુરુ નાનકદેવનો વંશ અવિચળ કેવી રીતે રહી શકશે? નાથ, એક પુત્ર પ્રાપ્ત થયા પછી આ સંયમને ધારણ કરો તો વધારે સારું; કારણ કે, પુરુષો કરતાં સ્ત્રીઓને પુત્રસંતાનની અભિલાષા અધિક હોય છે અને પુત્ર વિના મને બહુ જ ઓછું ઓછું લાગ્યા કરે છે. આપ મહાબુદ્ધિમાન્ તથા વિચારશીલ મહાપુરુષ હોવાથી આપને મારે આનાથી વધારે શું કહેવાનું હોય?"

"સાહબા દેવાં,[1] જો આપણા ભાગ્યમાં પુત્રનું સુખ લખાયલું હોત, તો આવા અમૂલ્ય રત્ન સમાન ચાર ચાર પુત્રોનો આવી રીતે કદાપિ અંત થાત જ નહિ એટલામાટે હવે એ પુત્રસુખની આશા રાખવી એ એક પ્રકારની મૂર્ખતા છે અને આ અવસ્થામાં તુચ્છ

---

૧ ગુરુ ગોવિન્દસિંહજી તેમનાં ધર્મપત્નીશ્રી જેતોજી સાહબને 'સાહબા દેવાં' કહીને બોલાવતા હોવાથી શિખ્ખોના ઇતિહાસમાં તે દેવીનું એ નામ પણ પ્રખ્યાત છે.

પુત્રસુખની પ્રાપ્તિમાટે મોક્ષદાયક સંયમનો ત્યાગ કરવો એ મહા-મૂઢતા છે. આપણા સંયોગથી ઉત્પન્ન થયેલા પુત્રો જ આપણા પુત્રો છે અને અન્ય આપણા પુત્રો નથી એ સંકુચિત ભાવના હોવાથી આજથી આપણા સર્વ સિખ્ખોને તમો પોતાના પુત્રો જ માની લ્યો અને લક્ષાવધિ પુત્રોની માતાના પદને ધારણ કરી લ્યો એટલે તમારી આ પુત્રપ્રાપ્તિ વિષયક અભિલાષા પોતાની મેળે જ શાંત થઈ જશે. આપણામાટે પોતાના પ્રાણોને પણ સમર્પી દેવામાટે નિરંતર તત્પર રહેનારા આ સિખ્ખો જ આપણા ખરેખરા પુત્ર છે એટલે પોતાને પુત્રહીન માની લેવાનું આપણા માટે કોઈ પણ કારણ નથી.” આવી રીતે પોતાનાં પત્નીશ્રીને શાંત કરીને બીજે દિવસે ગુરુજીએ પોતાના સિખ્ખોને એવી આજ્ઞા સંભળાવી દીધી કે: “મારા પ્યારા સિખ્ખો, આજથી કોઈ પણ મનુષ્યને સિખ્ખધર્મની દીક્ષા આપતી વેળાયે દીક્ષાદાતા સિખ્ખે એ શબ્દો સંભળાવવા કે: ‘આ ક્ષણથી તારી જાતિ સોઢી[1] છે તારાં માતાપિતા સાહબા દેવાં તથા ગુરુ ગોવિન્દસિંહ છે’ અને જે સિખ્ખ પોતાને સોઢી જાતિનો માનશે અને સાહબા દેવાંને તથા મને પોતાનાં માતાપિતા તરીકે સ્વીકારશે તે જ ખરેખરા સિખ્ખ થઈ શકશે.”[2]

સિખ્ખોએ ગુરુજીની એ નવીન આજ્ઞાને પ્રભુની આજ્ઞા પ્રમાણે સ્વીકારી લીધી અને એ આજ્ઞાને પાળવાનું વચન આપી દીધું.

* * * *

ગુરુ ગોવિન્દસિંહજી ત્યાંથી પોતાના માર્ગમાં આગળ વધીને પોતાના ઉપદેશકાર્ય તથા ધર્મપ્રચારકાર્યની પૂર્તિ કરતા કરતા રાજ-

---

૧ ગુરુ ગોવિન્દસિંહજી પોતે ‘સોઢી’ નામક જાતિના ક્ષત્રિય હોવાથી પોતાના સિખ્ખોને પણ તેઓ ગમે તે જાતિના હોવા છતાં સોઢી જાતિનાં ક્ષત્રિયો તરીકે પોતાને ઓળખવાની આજ્ઞા કરી ગયા છે.

૨ અત્યાર સૂધી પણ દીક્ષિત થતી વેળાયે નવીન સિખ્ખ એ પ્રતિજ્ઞા પોતાના મુખથી ઉચ્ચારે છે કે: “અત્યારના ક્ષણથી મારી જાતિ સોઢી છે અને મારાં માતાપિતા સાહબા દેવાં તથા ગુરુ ગોવિન્દસિંહજી છે.” આ પ્રતિજ્ઞામાં હિન્દજાતિના અભેદ ઐક્યની સ્થાપનાનું ગહન રહસ્ય સમાયલું છે.

સ્થાન અથવા રાજપૂતાનાની સીમામાં આવી લાગ્યા અને નરાયન નામક એક કસ્બામાં દાદૂપંથી સાધુ મહંત ચેતરામ સાથે તેમનો મેળાપ થતાં મહંત ચેતરામ ગુરુજી સાથેના વાર્તાલાપથી અતિશય પ્રસન્ન થયો અને તેણે ગુરુજીને તેમના અનુયાયીઓ સહિત આગ્રહ કરીને કેટલાક દિવસ પોતાના અતિથિ તરીકે પોતાના આવાસમાં રાખી લીધા. એક દિવસ વાતપરથી વાત નીકળતાં મહંત ચેતરામે ગુરુજીને કહ્યું કે: "દક્ષિણ પ્રાંતના નાંદેડ નામક એક ગ્રામમાં માધવદાસ નામક એક વૈરાગી સાધુ વસે છે તેને આપ જ્યારે હવે દક્ષિણનો પ્રવાસ કરી રહ્યા છો તો એક વાર અવશ્ય મળજો, એવો આપને મારો ખાસ આગ્રહ છે; કારણ કે, તેના શિષ્યોનો સમુદાય અત્યંત વિશાળ છે, તે પોતે મંત્રશાસ્ત્ર તથા તંત્રશાસ્ત્રનો એક અપૂર્વ જ્ઞાતા છે અને તે અત્યંત ધનાઢ્ય હોવાથી જે કોઈ પણ સાધુ, અતિથિ કે અભ્યાગત તેના દ્વારમાં આવી લાગે છે તેનો તે બહુ જ ઉત્તમ પ્રકારનો આદર સત્કાર કરતો રહે છે. તે આવો યોગ્ય પુરુષ હોવા છતાં તેણે એક માચી બનાવરાવીને મંદિરમાં રાખી છે અને જો કોઈ પ્રભાવશાળી અતિથિ આવી લાગે છે તો તેને તે માચીપર બેસાડી પોતાના કોઈ અદ્‌ભુત મંત્રના બળથી તે માચીને ઊંધી વાળીને તે પ્રભાવશાળી પુરુષના પ્રભાવને તે હણી નાખે છે એટલો તેનામાં અવગુણ છે એટલે તે માચીપર બેસતી વખતે જરા સાવધાન રહેજો બાકી ત્યાં અન્ય કોઈ પણ ભય નથી."

"આ સૂચના આપવામાટે હું આપનો અતિશય આભાર માનું છું. દક્ષિણમાં પહોંચતાં જ અવશ્ય હું એ અદ્‌ભુત વૈરાગીને મળીશ અને તેની માચી તથા મંત્રવિદ્યાની પરીક્ષા કરીશ." ગુરુજીએ વિનયદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

મહંત ચેતરામના આવાસમાં કેટલાક દિવસ વીતાવ્યા પછી પુષ્કરરાજના કાર્તિકી પૂર્ણિમાના મેળાનો અવસર આવી લાગતાં ગુરુજી ધર્મોપદેશ તથા ધર્મપ્રચારમાટે પુષ્કરરાજ તરફ જવાને રવાના થયા. અજમેરમાં આવતાં અનેક હિન્દુઓને ખ્વાજામુઇનુદ્દીન ચિશ્તીના મઝાર (કબ્ર)ની પૂજા અથવા અન્ય શબ્દોમાં કહેવામાં આવે

તો કબ્રપરસ્તી કિંવા મુડદાપૂજા કરતાં જોઇને તેમના હૃદયમાં હિન્દુઓના અંધવિશ્વાસ અથવા હિન્દુઓની અંધશ્રદ્ધામાટે અતિશય શોક થવા લાગ્યો. તેમણે એવી રીતે કબ્રપૂજા કરનારાં હિન્દુ સ્ત્રીપુરુષોને એ કબ્રપૂજા ત્યજી દેવાનો અને પોતાના પરમપવિત્ર હિન્દુધર્મમાં દૃઢ રહેવાનો એવો તો પ્રભાવપૂર્ણ તથા બલિષ્ઠ ઉપદેશ આપ્યો કે તે સમયમાં ત્યાં ખાજા સલીમ ચિશ્તીની જ઼િયારતમાટે આવેલાં લગભગ પાંચ સો હિન્દુઓએ તે ક્ષણે જ હવે પછી કબ્રપૂજા ન કરવાની અને પોતાના હિન્દુધર્મમાં જ દૃઢ રહેવાની કઠિન પ્રતિજ્ઞા કરી લીધી; માત્ર એટલું જ નહિ, પણ ગુરુજીનાં ચરણોમાં પડી સિખ્ખધર્મની દીક્ષા લઇને પોતાના જીવનની સાર્થકતાને સાધી લીધી. ગુરુજીના આ કાર્યથી અજમેરના મુસલ્માનો ગુરુજીપર બહુ જ કોપાયમાન થઇ ગયા અને ગુરુજીને મારવામાટે ધસી આવ્યા; પરંતુ ગુરુજીના સિખ્ખોએ તેમનામાંના ઘણાકોનાં માથાં ફોડી નાખ્યાં એટલે તેઓ બબડતા ફફડતા 'અપનાસા મુઁહ લેકે' પાછા ચાલ્યા ગયા. ત્યાંથી ગુરુજીએ પુષ્કરરાજમાં પધારીને પોતાના ઉદ્દેશને ઉપદેશો દ્વારા સિદ્ધ કરવા માંડ્યો અને અનેક હિન્દુઓ તેમના શિષ્યત્વને સ્વીકારીને તેમનાં ચરણોમાં વિપુલ ધન તથા અન્ય અનેક પ્રકારની ભેટો લાવીને ધરાવવા લાગ્યા. પરંતુ ગુરુજીએ એ દ્રવ્ય આદિકનો પોતે ઉપયોગ ન કરતાં પોતાના નામથી પુષ્કરરાજમાં એક પાકો તથા સુંદર ઘાટ બંધાવ્યો કે જે અત્યાર સુધી પણ વિદ્યમાન છે અને 'ગોવિન્દઘાટ' નામથી જ ઓળખાય છે. ગુરુજીનો એ ઘાટ બંધાવવામાં ઘણો સમય વીતી જવાથી તેઓ હજી પુષ્કરરાજમાં જ વિરાજી રહ્યા હતા તેવામાં હિન્દુધર્મઘાતક તથા હિન્દુજાતિદ્રોહી મહાઅત્યાચારી મુગલ બાદશાહ ઔરંગજેબ આલમગીરના દક્ષિણમાં થયેલા મૃત્યુના સમાચાર તેમને મળ્યા[1] અને હિન્દુધર્મના એ પ્રબળ તથા પ્રચંડ

---

૧ કેટલાક ઇતિહાસકારોની એવી માન્યતા છે કે ગુરુ ગોવિન્દસિંહનું ઉત્તર વાંચ્યા પછી ઔરંગજેબે ગુરુ ગોવિન્દસિંહને દ્વિતીય પત્ર પાઠવીને પોતાની પાસે આવવાનો અતિશય આગ્રહ કર્યો હતો અને તેમની સાથે વિશ્વાસઘાત ન કરવાના વારંવાર શપથ લીધા હતા એટલે તેના એ પત્રમાં વિશ્વાસ

શત્રુના મૃત્યુના સમાચાર સાંભળતાં જ કેવળ સિખ્ખોના સમુદાયમાં જ નહિ, કિંતુ સમસ્ત હિન્દુજનતામાં સર્વત્ર આનંદ અને આનંદ વ્યાપી રહ્યો. સિખ્ખો તથા અન્યાન્ય હિન્દુઓ પરસ્પર એવા આશયનો જ વાર્તાલાપ કરવા લાગ્યા કે: "ગુરુજીના શાપથી જ ઔરંગજેબ પોતાની રાજધાનીથી દૂર દક્ષિણ દેશમાં પોતાના પુત્રોના પિતૃદ્રોહ તથા રાજદ્રોહથી કંટાળીને ભૂંડે હાલે મરી ગયો છે. ગુરુજીનો શાપ વ્યર્થ થાય એ સર્વથા અસંભવનીય છે." માત્ર હિન્દુસ્તાનના સુન્ની, અને તેમાં પણ હનફી સુન્ની મુસલ્માનોના શોકનો ઔરંગજેબના મૃત્યુથી અવધિ થઇ ગયો; તેઓ મૃત ઔરંગજેબને 'ખુલ્દમકાની' નામથી ઓળખવા લાગ્યા અને ઔરંગજેબની વફાતથી તેમને ભારતગગનમાંથી દીન ઇસ્લામના સૂર્યનો સદાને માટે અસ્ત થઈ ગયેલો દેખાવા લાગ્યો; કારણ કે, હનફી સુન્ની મુસલ્માનો તેને દીન ઇસ્લામનો સિતુન (સ્તંભ), સુન્ની મુસલ્માનોનો પાલણહાર તથા વલી માનતા હતા, અને ઔરંગજેબના હસ્તથી થયેલી સુન્ની મુસલ્માનોની અશ્રુતપૂર્વ ઉન્નતિનો જો વિચાર કરવામાં આવે, તો સુન્ની મુસલ્માનોની એ સ્વાર્થપરાયણ માન્યતા સર્વથા વાસ્તવિક તથા સ્વાભાવિક હતી.[1]

---

રાખીને ગુરુ ગોવિન્દસિંહજી તેની પાસે જવાને રવાના થયા હતા; પણ તેઓ દિલ્લીથી બે ત્રણ દિવસના માર્ગ સુધી આવી પહોંચતાં તેમને વૃદ્ધ મુગલ સમ્રાટ્ ઔરંગજેબના મૃત્યુના સમાચાર મળવાથી તેઓ ત્યાંથી પાછા વળ્યા હતા. પરંતુ આ માન્યતા સર્વથા અસત્ય તથા ભ્રમમૂલક છે; કારણ કે, તે સમયમાં ઔરંગજેબ દિલ્લીમાં હતો જ નહિ અને કદાચિત્ તે દિલ્લીમાં હોત, તો પણ ગુરુ ગોવિન્દસિંહજી એવા ભોળા ન હોતા કે તેના વચનમાં વિશ્વાસ રાખીને પોતેજ કાળના મુખમાં જવાની અકારણ ભોળાઇ દર્શાવે, અને તેને પોતાના શિરચ્છેદનો પ્રસંગ પોતે જ પ્રાપ્ત કરાવી આપે.

1 "He (Aurangzeb) excluded Hindus from holding office so far as possible, cast down their temples, and harassed them by insulting regulations because he believed that he was bound to do so by the precedent of the early Khalifs. For the same reason he enforced the

માત્ર ગુરુ ગોવિન્દસિંહજીએ હિન્દુધર્મના એ પરમશત્રુ મુગલ શહનશાહ ઔરંગજેબના મૃત્યુની ઘટનાને અકાલ પુરુષની ઇચ્છાનું પરિણામ માનીને હર્ષ પણ ન દર્શાવ્યો અને શોક પણ ન દર્શાવ્યો.

દક્ષિણમાં જવામાટે રવાના થયા પછી ગુરુ ગોવિન્દસિંહજી રાજપૂતાનામાં એટલામાટે દીર્ઘકાળ પર્યન્ત રોકાઈ રહ્યા હતા કે તે સમયમાં ઔરંગજેબ દક્ષિણમાં હોવાથી જો ત્યાં તેની સેના તેમના પર ચઢી આવે, તો તેનો પરાજય કરી શકાય એટલું સૈન્ય તે

---

levy of the *jizya*, and in his latest years refused to allow the least relaxation in the collection of the tax, even for the purpose of securing supplies for his own camp. It is not to be wondered at that such conduct has won him the reverence of Muhammadans."

*Vincent A. Smith's The Oxford History of India,*
(1920) Page 447.

આનો ભાવાર્થ એવો થાય છે કે: "તેણે (ઔરંગજેબે) જ્યાં સુધી શક્ય હતું ત્યાં સુધી સરકારી નોકરીઓમાંથી હિન્દુઓનો બહિષ્કાર કરી દીધો હતો, તેમનાં દેવમંદિરોને તોડાવી નાખ્યાં હતાં અને પોતાના પૂર્વવર્તી ખલીફાઓના હિન્દુઓ સાથેના દુર્વર્તનના ઉદાહરણથી હિન્દુઓને જેમ બને તેમ હેરાન કરવાના કાર્યને પોતાનું કર્તવ્ય માનીને અપમાનકારક તથા અપ્રતિષ્ઠાકારક રાજનિયમોદ્વારા હિન્દુઓને હેરાન તથા હલાક કરવામાં કશી પણ કચાશ રાખી ન હોતી. એ જ કારણથી તેણે હિન્દુઓનાં માથાંપર 'જજિયા' નામનો માથાવેરો નાખી દીધો હતો અને તેના આયુષ્યનાં છેલ્લાં વર્ષોમાં તો એ કરને ઉઘરાવવાના કાર્યમાં તે એટલો બધો કઠોર થઈ ગયો હતો કે એ કરને ઉઘરાવવામાં રંચમાત્ર પણ છૂટછાટ કે દયા ન હોતો દર્શાવતો અને તે એટલે સુધી કે તેની પોતાની લશ્કરી છાવણીમાં જોઇતી વસ્તુઓ લાવવાની હોય, તો ય તેની એ કઠોરતા તો કાયમ જ રહેતી હતી. તેના હિન્દુઓ સાથેના આવા કઠોર વર્તનથી (અને મુસલમાનો પ્રતિના પક્ષપાતથી) જો તેણે મુસલમાનોના પૂજ્યભાવને જીતી (મેળવી) લીધો હોય તો તેથી આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી."
વિન્સેન્ટ એ. સ્મિથકૃત 'ધિ ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિયા' (૧૯૨૦)
પૃષ્ઠ ૪૪૭.

વેળાયે તેમની પાસે ન હોતું; પરંતુ ઔરંગજેબના મૃત્યુના સમાચાર સાંભળીને તેમનો એ ભય હવે જતો રહ્યો અને તેથી પુષ્કરરાજથી સીધા દક્ષિણમાં જવામાટે તેઓ પોતાના શિષ્ય સમુદાય સહિત રવાના થઇ ગયા. અસ્તુ. ગુરુજીને હવે તેમના પ્રવાસમાં આગળ વધવા દઇને આપણે વચ્ચે દિલ્હીની બદલાયલી શહનશાહતનું કાંઇક અવલોકન કરી લઇશું.

જે વેળાયે દક્ષિણમાં ઔરંગજેબનો જીવનદીપ બુઝાઇ ગયો તે વેળાયે ઔરંગજેબનો સર્વથી મોટો શાહજાદો અથવા વલીઅહદ યુવરાજ મુઅજ્જમ બહુ દૂર કાબુલમાં હતો અને તેથી તત્કાળ તેનાથી તખ્ત તથા તાજને કબ્જે કરી શકાય એ સર્વથા અશક્ય હતું; બીજો શાહજાદો આજમ તથા ત્રીજો શાહજાદો કામબખ્શ દક્ષિણમાં જ હોવાથી તે બન્નેએ પોતાના બાદશાહ તરીકેના અધિકારોને પ્રસિદ્ધ કરી દીધા અને પોતાની તાજપોશી કરીને પોતાના નામના સિક્કા પણ ચાલતા કરી દીધા. એ ત્રણે શાહજાદાઓનો સર્વથી પ્રથમ આગ્રા પહોંચી આગ્રાના કિલ્લાને તેમાંના અપરિમિત ધનભંડાર સહિત હસ્તગત કરી લેવો એ જ એકમાત્ર ઉદ્દેશ હતો; કારણ કે, આગ્રાનાં ખજાનામાંના અપરિમિત રોકડાં નાણાં જેના હાથમાં આવી જાય તેનાથી જ પોતાના સમ્રાટ્પદને અવિચલ રાખી શકાય તેમ હોવાથી પ્રત્યેક શાહજાદાને ખજાનાની સર્વથી પ્રથમ આવશ્યકતા હતી. આ ઉદ્દેશથી યુવરાજ મુઅજ્જમ પોતાના એક મુનિમખાઁ નામક હોશિયાર અફસરની મદદથી કાબુલમાંથી રવાના થઇને વેગપૂર્વક આગ્રાની દિશામાં આગળ વધવા લાગ્યો; પરંતુ કામબખ્શ કે જેણે બીજાપુર તથા ગોવળકોંડાને પોતાના અધિકારમાં કરી લીધાં હતાં તેનાથી દક્ષિણને છોડીને બહાર નીકળી શકાય તેમ હતું જ નહિ એટલે તે દક્ષિણમાં જ બેસી રહ્યો અને શાહજાદો આજમ પોતાના સૈન્ય સહિત દક્ષિણમાંથી આગ્રા તરફ જવાને રવાના થયો. શાહજાદા શાહ આલમે[1] પ્રથમ આગ્રામાં પહોંચીને પોતાનો રાજ્યા-

૧ શાહજાદા અથવા યુવરાજ મુઅજ્જમનું બીજું નામ શાહ આલમ પણ હતું.

ભિષેક કરીને બહાદુરશાહ નામ ધારણ કરી જો કે પોતાના નામની આણ વર્તાવી દીધી હતી; છતાં શાહજાદા આજમના ચઢી આવવાના સમાચાર તેને મળી ચૂકેલા હોવાથી અને તેની પાસે સેના બહુ જ થોડી હોવાથી તેણે પોતાના પક્ષપાતી મિત્રો તથા શુભેચ્છકોને એકત્ર કરવાનો તથા તેમની યોગ્ય સહાયતા મેળવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તે ગુરુ ગોવિન્દસિંહજીની વીરતા તથા તેમના સિખ્ખ વીરોની પ્રબળ શક્તિ તથા અદમ્ય ઉત્તેજનાને સારી રીતે જાણતો હોવાથી તેણે આ અણીની વેળાયે ગુરુજીને પોતાના પક્ષમાં કરી લેવામાટે તથા તેમની સહાયતા મેળવવામાટે પોતાના બે વિશ્વાસપાત્ર રાજ કર્મચારીઓને ગુરુજી પાસે મોકલ્યા, તે રાજકર્મચારીઓ ગુરુજીને માર્ગમાં જ મળ્યા અને તેમણે બહાદુરશાહની ઇચ્છા તેના પ્રતિનિધિ તરીકે ગુરુજીને કહી સંભળાવીને બહાદુરશાહના પોતાના હસ્તાક્ષરવાળું પ્રાર્થનાપત્ર પણ તેમને આપ્યું; પરંતુ ગુરુજીએ શાંતિપૂર્વક વિચાર કરીને તેમને જણાવ્યું કેઃ "નવીન શહનશાહ બહાદુરશાહને માનપૂર્વક જણાવજો કેઃ 'તમો મારામાં વિશ્વાસ રાખીને મારી સહાયતા માગો છો એમાટે હું તમારો આભારી છું; પરંતુ તમો હિન્દુદ્રોહી તથા સિતમગર શહનશાહ ઔરંગજેબના શાહજાદા હોવાથી તમારી સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવાની મારી ઇચ્છા નથી. ગુરુ ગોવિન્દસિંહ તથા તેના સિખ્ખો મુસલમાન બાદશાહની દયા તથા કૃપાથી જીવવા નથી ઇચ્છતા; કિંતુ પોતાના બાહુબળથી જ પોતાના ધર્મસ્વાતંત્ર્ય, જાતિસ્વાતંત્ર્ય તથા રાજનૈતિક સ્વાતંત્ર્યને મેળવવાની આકાંક્ષા રાખે છે એટલામાટે અમારાથી વિધર્મી શહનશાહ સાથે સહકાર કરી શકાય તેમ નથી. અમારી ઇષ્ટ વસ્તુને અમો અકાલ પુરુષની કૃપા તથા અમારા બાહુબળથી જ મેળવીશું, અને અત્યારે કોઇ પણ શાહજાદાના પક્ષને ન સ્વીકારતાં તટસ્થ રહીશું."[1]

---

૧ કનિંગહામ, લતીફ તથા 'પંથપ્રકાશ'ના લેખક આદિ ઇતિહાસલેખકો તથા મુન્શી સોહનલાલનો પણ એ જ અભિપ્રાય છે કે બાદશાહ બહાદરશાહે ગુરુ ગોવિન્દસિંહજીને પોતાની સેનામાં એક ઉચ્ચ પદપર નિયુક્ત

ગુરુ ગોવિન્દસિંહજીએ તો બહાદુરશાહને કોઈ પણ પ્રકારની સહાયતા ન જ આપી; પરંતુ તેના ભાગ્યની પ્રબળતા અથવા તેના ભાગ્યમાં વિધાતાએ લખેલા સમ્રાટ્ થવાના લેખના યોગે તેને અન્ય

---

કરી દીધો હતો, તેઓ બહાદુરશાહ સાથે જ દક્ષિણ દેશમાં ગયા હતા અને ત્યાં શાંતિપૂર્વક પોતાનો સમય વીતાડવાની તેમની ઇચ્છા હતી. પરંતુ બૂટીશાહનો એ અભિપ્રાય છે કે તેઓ દક્ષિણમાં કેવળ પરિવર્તનની ઇચ્છાથી જ ગયા હતા અને માલકમ સાહબની પણ એ જ માન્યતા છે. માલકમ અર્થસૂચક વાક્યોમાં જણાવે છે કે: "જ્યારે આપણે ગુરુ ગોવિન્દસિંહજીના ચિત્તની ઉત્સાહપૂર્ણ વ્યગ્રતા, ઉદ્યોગિતા, વીરતા તેમ જ પ્રતિહિંસા વિષયક અતોષણીય તૃષ્ણા પ્રતિ ધ્યાન આપીએ છીએ કે જેમને તેમણે પોતાના પિતાના ઘાતક તથા પોતાની હિન્દુજાતિના પીડકો વિરુદ્ધ પોતાના હૃદયમાં પોષવાના એક પ્રકારના ધર્મને સ્વીકારી લીધો હતો, ત્યારે જે સમયમાં તેમના પુત્રોની નિર્ઘૃણ હત્યા અને તેમના પરમાનુરક્ત અનુયાયીઓના વધ તથા પીડન દ્વારા તેમના હૃદયનો ઉત્તાપ અવશ્ય અતિશય વધી ગયેલો હોવો જોઇએ તે સમયમાં તેઓ નિષ્ક્રિય થઇને કેમ બેસી રહ્યા હશે અને એથી પણ અધિક જે મુસ્લિમ રાજસત્તા વિરુદ્ધ તેઓ નિરંતર વિદ્રોહ કરતા હતા તે મુસ્લિમ શાહનશાહના દાસત્વને તેમણે કેવી રીતે સ્વીકારી લીધું હશે એ ભેદ અમારા સમજવામાં તો નથી જ આવી શકતો; માત્ર એટલું જ નહિ, પણ એક મુસલમાન બાદશાહ ગુરુ ગોવિન્દસિંહ જેવા એક કટ્ટા હિન્દુ નેતામાં આટલી સીમા પર્યન્ત વિશ્વાસ રાખે એ વાર્તા પણ સર્વથા અવિશ્વસનીય તથા વિસંગત જ દેખાય છે." અર્થાત્ કનિંગહામ, લતીફ, 'પંથપ્રકાશ'ના લેખક તથા સોહનલાલે ખફીખાંનું અનુસરણ કરીને આ વિષયના પ્રતિપાદનમાં જે ભયંકર પ્રમાદ કર્યો છે, તે પ્રમાદને વેણીપ્રસાદે પોતાના લખેલા 'ગુરુ ગોવિન્દસિંહ' નામક હિન્દી પુસ્તકમાં અવિચલ રાખ્યો છે અને એ ગ્રંથના 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' દ્વારા પ્રકાશિત થયેલા ગુર્જર અનુવાદમાં પણ એ પ્રમાદ જેમનો તેમ જ રહેલો છે. અમોને માલ્કમ સાહબનો અભિપ્રાય વિશેષ સ્વાભાવિક તથા સન્માન્ય જણાતાં અમો આ સ્થળે માલ્કમના અભિપ્રાયને જ અનુસર્યા છીએ અને તે એટલામાટે કે ગુરુ ગોવિન્દસિંહજીએ વીર વૈરાગી બહાદુર બંદાને શિખધર્મની દીક્ષા આપી હિન્દુ નેતા તરીકે પંજાબમાં હિન્દુઓના ઉદ્ધાર તથા મુસલમાનોના પારિપત્યનાઅપૂર્ણ રહી ગયેલા

સ્થળેથી યોગ્ય સહાયતાઓ મળી જતાં તે પોતાના ભાઇઓ સાથે લડવાને સમર્થ થઇ ગયો, ઇ. સ. ૧૭૦૭ ના જૂન મહિનાની ૧૦ મી તારીખે આગ્રાની દક્ષિણે આવેલા જાજૌ નામક સ્થાનમાં દક્ષિણમાંથી સૈન્ય સહિત આવેલા શાહજાદા આજ઼મ સાથે કાબુલથી પોતાના સૈન્ય સહિત આવેલા શાહજાદા મુઅજ઼્જ઼મનો ભેટો થઇ ગયો, ત્યાં બન્ને પક્ષના સૈન્યોનું એક ભયાનક યુદ્ધ થયું અને તે યુદ્ધમાં શાહજાદા આજ઼મનો પોતાનો દેહાંત તથા તેના સૈન્યનો પરિપૂર્ણ પરાજય થઇ ગયો. પોતાના એક ભાઇને આવી રીતે યુદ્ધમાં મારી નાખીને વિજય મેળવ્યા પછી બહાદુરશાહે પોતાનો સઘળો ખજાનો બહુ જ ઉદારતાથી પોતાના સેનાપતિઓ, અમીરો તથા સૈનિકોમાં ઇનામ તરીકે વ્હેંચી આપીને બહુધા ખાલી કરી દીધો અને ત્યાર પછી તે રાજસ્થાનના રાજપૂત રાજાઓને શાંત રાખવાના પ્રયત્નો કરીને કામબખ્શના પરાજયમાટે દક્ષિણ તરફ કૂચ કરી ગયો. દક્ષિણ હૈદરાબાદ પાસે થયેલા યુદ્ધમાં તેણે પોતાના ભાઇ કામબખ્શને હરાવ્યો અને કામબખ્શ તેને યુદ્ધમાં થયેલા જખ્મોના પરિણામે ઇ. સ. ૧૭૦૮ માં મરી ગયો એટલે નવીન બાદશાહ બહાદુરશાહનો ગુલ્જ઼ાર બિલ્કુલ બેખ઼ાર થઇ ગયો.[૧]

---

કાર્યને પૂર્ણ કરવામાટે મોકલ્યો હતો એ ઘટના પણ ધારણા કરીને એમ જ દર્શાવી રહી છે કે ગુરુ ગોવિન્દસિંહજીએ બહાદુરશાહના દાસત્વબંધનને કદાપિ સ્વીકાર્યું ન હોતું અને તેમણે અંત પર્યન્ત મુસ્લિમ રાજસત્તાના ઉચ્છેદની ભાવનાને પોતાના હૃદયમાં અખંડ તથા અવિચળ જ રાખી હતી.

૧ ઇતિહાસવેત્તાઓ કહે છે કે એ આજ઼મ તથા કામબખ્શ નામક બન્ને શાહજાદાઓ બાદશાહ થવાની લેશમાત્ર પણ લાયકી ધરાવનારા ન હોવાથી એમના મૃત્યુમાટે શોક દર્શાવવાની કશી પણ આવશ્યકતા છે જ નહિ; કારણ કે; શાહજાદો આજ઼મ એક મહાક્રોધિષ્ઠ, મહાવ્યભિચારી અને પ્રત્યેક મનુષ્ય સાથે અસભ્યતા તથા કઠોરતાથી વર્તનારો મનુષ્ય હતો અને તેની સાથે કૃપણ અથવા ધનલોભિષ્ઠ પણ પ્રથમ પંક્તિનો હતો, એટલે કે તેનામાં રાજા તરીકેનો એક પણ ગુણ હતો જ નહિ. શાહજાદો કામબખ્શ અડધો ગાંડો તથા પ્રજાપીડક હતો, દરેક માણસની સાથે ક્રૂર-

અસ્તુઃ હવે આપણે ગુરુ ગોવિન્દસિંહજીની દક્ષિણમાં પહોંચ્યા પછીની એક પ્રધાન પ્રવૃત્તિ તથા તેમના મહંત માધવદાસ સાથેના સંબંધની ઘટનાનું અવલોકન કરીશું.

—:o:—

## પ્રકરણ ૧૭ મું
## વૈરાગીની વીરદીક્ષા

—:o:—

"Our country's welfare is our first concern,
And who promotes that best—best proves his duty.'
HAVARD. *Regulus.*

દાદૂપંથી મહંત ચેતરામે જે દક્ષિણદેશવાસી મહંત માધવદાસની ગુરુ ગોવિન્દસિંહજી સમક્ષ અતિશય પ્રશંસા કરી હતી તે મહંત માધવદાસનો કાશ્મીરના પાર્વત પ્રદેશમાંના રાજૌરી નામક એક ગ્રામમાં જન્મ થયો હતો અને તેનું પૂર્વ નામ લક્ષ્મણદેવ હતું. તેના પિતાનું નામ રામદેવ હતું અને તે ડોગા જાતિનો રાજપૂત હતો. લક્ષ્મણદેવને તેના તારુણ્યના સમયમાં મૃગયા અથવા શિકારનો અતિશય નાદ હોવાથી જ્યારે પણ અવકાશ મળે ત્યારે તે પોતાના અવકાશનો સમય મૃગયામાં જ વીતાડ્યા કરતો હતો. એક વાર ઘટના એવી ઘટી કે જંગલમાં તેણે એક હરિણીનો શિકાર કર્યો, પરંતુ તે હરિણી ગર્ભવતી હોવાથી જ્યારે તેને કાપવામાં આવી ત્યારે તેના પેટમાંથી બે જીવતાં બચ્ચાં નીકળ્યાં અને તે બચ્ચાં ત્યાર પછી તેના દેખતાં જ જોતજોતાંમાં તડફડીને મરી ગયાં. આ દૃશ્યને જોઇને લક્ષ્મણદેવના મનમાં એવો તો વિરાગ ઉત્પન્ન થઈ ગયો કે તે દિવસથી જ તેણે મૃગયાનો તો ત્યાગ કરી જ દીધો, પણ તે સાથે સંસારથી પણ વિરક્ત થઇને વૈરાગ્યને ધારણ કરી લીધું. વૈરાગી તરીકે તેનું નામ માધવદાસ રાખવામાં આવ્યું અને તે સાધુઓના એક સમુદાયે

---

વાથી વર્તનારો હતો અને પોતાના નોકરો, સહચરો તથા વિશ્વાસપાત્ર માણસો સાથે તો એવાં નીચ વર્તન કરતો હતો કે જે કોઇની આંખોએ જોયાં જ નહિ હોય અને કોઇના કાનોએ સાંભળ્યાં જ નહિ હોય. અર્થાત્ એ બન્ને કરતાં શાહઆલમ ઘણો જ લાયક બાદશાહ હતો.

સાથે તીર્થયાત્રા કરવાને ચાલ્યો ગયો. કેટલોક સમય વીતતાં તે પોતાના વિદ્વત્તા, ધર્મભક્તિ તથા દિવ્યશક્તિ આદિક ગુણોના યોગે અત્યંત વિખ્યાત થઈ ગયો; કારણ કે, તે સમયના લોકો વસ્તુતઃ લક્ષ્મણદેવ અથવા માધવદાસ જેવા અસાધારણયોગ્યતાસંપન્ન પુરુષોના સંબંધમાં એવી જ માન્યતા ધરાવતા હતા કે તેમનામાં કોઈ એક અલૌકિક અથવા દિવ્ય શક્તિ રહેલી હોવાથી જ તેમનો આટલો બધો પ્રભાવ પડી શકે છે. માધવદાસની પ્રતિષ્ઠા તથા પૂજ્યતા આવી રીતે અતિશય વધી જવાથી તે પોતાના ભ્રમણવ્યવસાયને ત્યજી દઈને ગોદાવરી નદીના તીરપ્રાંતમાંના નાંદેડ અથવા નદિઢ નામક એક નાનકડા વિશ્રાંત ગ્રામમાં, તેના ભક્તોએ તેની ઇચ્છાનુસાર એક વિશાળ મંદિર બંધાવી આપવાથી, રાજસ વૈભવપૂર્વક વસવા લાગ્યો હતો, તેની પાસે લોકોના પ્રચંડ સમુદાયો નિત્ય આવ્યા કરતા હતા, તેમનામાંના ઘણાક લોકો તેના શિષ્ય થતા હતા અને તેનાં ચરણોમાં ગુરુદક્ષિણા તરીકે લાખો રૂપિયા રાખી જતા હતા. લોકોની એવી દૃઢ માન્યતા હતી કે મહંત માધવદાસ દૈવીશક્તિ ધરાવનાર મહાપુરુષ છે અને તેણે પોતાની સિદ્ધિઓના યોગે ભૂતો તથા પિશાચોને વશ કરી લીધા છે. આ માન્યતાથી હિન્દુ તથા મુસલ્માન સર્વ જનો તેનાથી ભયભીત રહ્યા કરતા હતા. મહંત માધવદાસનો ભંડારો સવારથી રાતે દશ વાગ્યા સુધી ચાલ્યા કરતો હતો અને હજારો માણસો નિત્ય તેના ભંડારામાં આવીને જમી જતા હતા. ગરીબોને દાન આપવામાં પણ મહંત માધવદાસ એક અદ્વિતીય ઉદાર પુરુષ હતો. તેના વૈરાગી સાંપ્રદાયિક શિષ્યોની સંખ્યા પણ વિશાળ હતી અને તેઓ નિરંતર ગુરુની સેવામાં નિયુક્ત રહેતા હતા.

મહંત ચેતરામે કરેલી મહંત માધવદાસની પ્રશંસા ગુરુ ગોવિન્દસિંહજીના સ્મરણમાં હોવાથી ગુરુ ગોવિન્દસિંહજી જ્યારે હિન્દુસ્તાનની હુકૂમત નવીન બાદશાહ બહાદુરશાહના હાથમાં આવી ગઈ હતી ત્યારે, ઇ. સ. ૧૭૦૮ માં અનેક સ્થાનોમાં પ્રવાસ કરતા કરતા મહંત માધવદાસજીને મળવામાટે પોતાના શિષ્યો સહિત નદિઢમાં આવી લાગ્યા. જે વેળાયે તેઓ મહંતના મંદિરમાં આવ્યા તે વેળાયે

મહંત માધવદાસ પોતે ક્યાંક બહાર ગયેલો હોવાથી તેના વૈરાગી શિષ્યોએ ગુરુજીનો યોગ્ય આદરસત્કાર કર્યો અને તેમને માનપૂર્વક પેલી ચમત્કારિક માચીપર બેસાડ્યા. ગુરુજીને એ માચીના ચમત્કારની સૂચના પ્રથમથી જ મળી ગયેલી હોવાથી તેઓ સાવધાન થઇને જ માચીપર બેઠા હતા એટલે મહંતના વૈરાગી શિષ્યોના મંત્રતંત્રના પ્રયોગો વ્યર્થ થઇ ગયા અને માચી જેમ હતી તેમની તેમ સ્થિર રહી ગઇ. વૈરાગી માધવદાસના શિષ્યો ગુરુ ગોવિન્દસિંહજીના આ પ્રભાવને જોઇને વિસ્મયચકિત થઇ ગયા અને તેમણે એ સમાચાર પોતાના ગુરુ પાસે જઇને કહી સંભળાવ્યા. મહંત માધવદાસે ગુરુ ગોવિન્દસિંહની કીર્તિ સાંભળેલી હોવાથી તે પોતે હવે ઉતાવળથી પોતાના મંદિરમાં આવી લાગ્યો અને તેને જોતાં જ ગુરુજીનો આત્મા એવા આશયનો નાદ કરવા લાગ્યો કેઃ "આ વૈરાગી જ ભવિષ્યમાં ખાલસા શક્તિનો નેતા થઇને તારા પંજાબમાંના અપૂર્ણ રહેલા મહાન્ ઉદ્દેશને પૂર્ણ કરશે;" કારણ કે, મહંત માધવદાસજી એક ભીમકાય, આજાનુબાહુ, મહાતેજસ્વી, મહાબુદ્ધિશાળી તથા અલૌકિક પ્રભાવશાળી હોવા સાથે બલાઢ્ય તથા નિર્ભય પુરુષ હતો. ગુરુ ગોવિન્દસિંહ તથા મહંત માધવદાસનો સત્વર જ પરસ્પર મૈત્રીસંબંધ થઇ ગયો અને મહંત માધવદાસ પણ મુસલ્માનોના અત્યાચારથી પીડાતી પંજાબભૂમિનો જ આર્ય ક્ષત્રિય વીરપુત્ર હતો એ વાર્તા જ્યારે ગુરુ ગોવિન્દસિંહના જાણવામાં આવી ગઇ ત્યારે ગુરુજીએ પોતાનાં સંકટોનો ઇત્થંભૂત વૃત્તાંત પોતાના એ નવીન મિત્રને હૃદયદ્રાવક તથા ઉત્તેજક ભાષામાં કહી સંભળાવ્યો અને ત્યાર પછી કહ્યું કેઃ "મારા આ વૃત્તાંતને સાંભળીને પંજાબ દેશની, પંજાબના હિન્દુઓની અને હિન્દુધર્મની આ વિધર્મી યવનો કેટલી સીમાપર્યન્ત દુર્દશા કરી રહ્યા છે એની તમારાથી યોગ્ય કલ્પના કરી શકાય તેમ છે. તો હવે મારી એક આજ્ઞાનું તમો પાલન કરશો?"

"હું મહંત હોવા છતાં આપનો તો એક સાધારણથી પણ સાધારણ શિષ્ય, આપના હુકમનો તાબેદાર બન્દો તથા ગુલામ હોવાથી આપ જે કાંઇ પણ આજ્ઞા કરશો તે આજ્ઞાનું આપનો આ બન્દો બરાબર પાલન કરી બતાવશે. મારા વચનમાં આપ વિશ્વાસ રાખો."

"જો એમ જ હોય, તો પ્રથમ ખાલસા સંપ્રદાયના વિધિ અનુસાર મારા સિખ્ખ થાઓ અને ત્યાર પછી આ રાજસ વૈભવ વિલાસના મોહને ત્યજી દઇને જન્મભૂમિના ઉદ્ધાર, હિન્દુધર્મની રક્ષા તથા હિન્દુજાતિની સુરક્ષિતતામાટે હસ્તમાં શસ્ત્રાસ્ત્રને ધારણ કરી લઇને હિન્દુધર્મ તથા હિન્દુજાતિના પીડક તથા ઘાતક યવનોના પારિપત્યમાટે દક્ષિણમાંથી પંજાબમાં ચાલ્યા જાઓ; કારણ કે, પંજાબના હિન્દુઓને મારી અનુપસ્થિતિમાં તમારા જેવા એક સુયોગ્ય નેતાની અનિવાર્ય આવશ્યકતા હોવાથી જનની પંજાબભૂમિ આતુરતાથી તમારી પ્રતીક્ષા કરી રહી છે. જો તમારા હૃદયમાં હિન્દુધર્મમાટે લેશમાત્ર પણ પ્રેમ હોય, હિન્દુજાતિ વિષયક રંચમાત્ર પણ અનુકંપા હોય અને જનની જન્મભૂમિ વિષયક અંશમાત્ર પણ મમતા હોય, તો આ વૈભવ વિલાસને અત્યારે અને આ ક્ષણે જ લત્તાપ્રહર કરીને પંજાબમાં જવામાટે તૈયાર થઇ જાઓ અને મારા સ્વીકૃત કાર્યને પૂર્ણ કરવામાટે, મારા પિતાના શિરચ્છેદ તથા મારા પુત્રોની હત્યાનો સરહિન્દના મુગલ હાકિમ પાસેથી બદલો લઇને મુગલોના અત્યાચારી શાસનના ઉચ્છેદ તથા હિન્દુજાતિને મુસલમાનોના અત્યાચારથી મુક્ત કરી દેવાના પ્રચંડ પ્રયત્નને આરંભી દો. પરંતુ હા, જો મૃત્યુ થઇ જાય, તોય આ કાર્યને ન ત્યજવા જેટલી દૃઢતા તમારામાં હોય તો જ આ કાર્યભારને મસ્તકપર ધારણ કરજો; કારણ કે, આ કાર્યના માર્ગમાં ડગલે ને પગલે મૃત્યુની ભીતિ રહેલી છે એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી." ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાની ઇચ્છા મહંત માધવદાસજીને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવીને પંજાબમાં હિન્દુ નેતા તરીકે જવાની આજ્ઞા સંભળાવી દીધી.

"હું આ ક્ષણે પરમાત્માના શપથ લઇને પ્રતિજ્ઞા કરું છું કે આજથી હું શસ્ત્રાસ્ત્રને ધારણ કરીને મારી જન્મભૂમિ, મારા હિન્દુધર્મ તથા મારી હિન્દુજાતિને યવનોના અત્યાચારથી મુક્ત કરવાના અને અત્યાચારી યવનોને સંહારવાના કાર્યમાં જ તલ્લીન રહીશ; સરહિન્દના નરપિશાચ સૂબેદારને મારીને મારા ગુરુદેવના પુત્રોની હત્યાનો બદલો વાળીશ અને મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી તો આ મહા-

પવિત્ર કાર્યથી વિમુખ નહિ જ થાઉં. જો આ પવિત્ર કાર્યની સિદ્ધિના પ્રયત્નમાં જીવનનું બલિદાન અપાઇ જાય, તો ય શું થઇ ગયું? કારણ કે, એક વારના અવશ્યંભાવી મૃત્યુને તો કોઇથી પણ ટાળી શકાય તેમ છે જ નહિ. માત્ર આપ જ્યાં હો ત્યાંથી નિરંતર આશીર્વાદ આપતા રહેજો કે જેથી પંજાબમાં મારો અને આપણી સિખ્ખ સેનાનો નિરંતર વિજય થતો રહે." મહંત માધવદાસે દેશોદ્ધાર, તથા જાત્યુદ્ધારની ભીષ્મપ્રતિજ્ઞા કરી લીધી

ગુરુ ગોવિન્દસિંહજી મહાન્ સ્વાર્થત્યાગ કરી ચૂકયા હતા અને માધવદાસને તેવો મહાન્ સ્વાર્થત્યાગ કરવાનો હતો; ગુરુ ગોવિન્દનો દિવ્ય ભૂતકાલ થઇ ચૂકયો હતો અને વૈરાગી મહંતનો દિવ્ય ભવિષ્યકાલ આવવાનો હતો. માધવદાસે ગુરુ ગોવિન્દસિંહજીનાં નેત્રોવડે પોતાની જન્મભૂમિ તથા હિન્દુજાતિની દુર્દશાનું પર્યાપ્ત દર્શન કરી લીધું અને હિન્દુજાતિનો સર્વનાશ થઇ ગયેલો જોઇને તેનું હૃદય વિકલ તથા વિદીર્ણ થવા લાગ્યું. આ ઘટનાથી વૈરાગીના જીવનમાં પુનઃ એક વાર વિલક્ષણ પરિવર્તન થઇ ગયું. તેના જીવનના પરિવર્તનનો આ દ્વિતીય પ્રસંગ હતો. ગર્ભવતી હરિણીના શિકારી વૈરાગીએ તે હરિણી તથા તેનાં સંતાનોને તડફડીને મરી જતાં જોયાં હતાં અને તેથી તે સંસારથી વિરક્ત થઇ અરણ્યમાં ભટકતો વિરાગી થઇ ગયો હતો: અત્યારે એક સત્ય ક્ષત્રિયનો સાક્ષાત્કાર થતાં તે ક્ષત્રિયપુંગવે વૈરાગીના હૃદયમાં, નિશ્ચિન્ત યોગીના ઉદાસીન અંતઃકરણમાં, પુનઃ એક વાર પોતાની ઓજસ્વિની વાણીદ્વારા ક્ષાત્રધર્મનું બીજારોપણ કરી દીધું. ધનુષ્ય તથા બાણને ફેંકી દઇને પોતાના આત્મીય જનોના મોહથી કર્તવ્યમૂઢ થએલા અર્જુનને જેવી રીતે શ્રીકૃષ્ણ ભગવાને ક્ષાત્રધર્મનો ઉપદેશ આપ્યો હતો તેવી જ રીતે વૈરાગી માધવદાસના અંતઃકરણફલકમાં જન્મભૂમિ પંજાબની દુઃખાર્ત દશાના ચિત્રને અંકિત કરી દઇને જનની જન્મભૂમિને અસહ્ય યંત્રણા તથા ભયંકર સંકટોના ભારથી સર્વથા મુક્ત કરવામાટે ગુરુ ગોવિન્દસિંહજીએ વૈરાગીને વીરરસનું પાન કરાવીને કટિબદ્ધ તથા તત્પર કરી દીધો, અને એ વૈરાગી સાધુને તે જ દિવસે સિખ્ખધર્મની દીક્ષા આપી અમૃતપાન

કરાવી બીજી વાર શસ્ત્રધર ક્ષત્રિયના સ્વરૂપમાં પરિવર્તિત કરી નાખ્યો. પ્રથમ વાર ક્ષત્રિય લક્ષ્મણદેવને એક હરિણીનાં સંતાનોના મૃત્યુની ઘટનાએ તેના અંતઃકરણમાં પરિવર્તન કરીને વૈરાગી બનાવી દીધો હતો અને અત્યારે બીજી વાર જનની જન્મભૂમિ તથા હિન્દુજાતિની દુર્દશાની ઘટનાએ વૈરાગીના અંતઃકરણમાં જન્મભૂમિ તથા હિન્દુધર્મ તેમ જ હિન્દુજાતિના દુઃખમોચનમાટે ઉદ્યતાયુધ વીરવર ક્ષત્રિયત્વના રક્તવર્ણું ભાવને આકંઠ ભરી દીધો.

માધવદાસને સિખ્ખધર્મની દીક્ષા આપ્યા પછી ગુરુ ગોવિન્દસિંહજીએ એક ખડ્ગ તથા પોતાની તુંડીમાંથી પાંચ બાણો કાઢીને માધવદાસને આપ્યાં અને તે સાથે આ પ્રમાણે પાંચ આજ્ઞાઓ પણ સંભળાવી: "તમારે કદાપિ કોઇ પણ સ્ત્રીનો સમાગમ ન કરવો, કિન્તુ આજન્મ બ્રહ્મચર્યનું પાલન કરવું; સદા સત્ય વિચારો કરવા, સત્ય બોલવું અને સત્યના માર્ગમાં જ ચાલવું; સદા પોતાને ખાલસાના સેવક તરીકે માનતા રહેજો અને તેની ઇચ્છાનુસાર કાર્ય કરતા રહેજો; પોતાના પૃથક્ નવીન સંપ્રદાયને સ્થાપવાની ચેષ્ટા કદાપિ ન કરશો અને પોતાના વિજયોથી કદાપિ ફૂલી ન જશો તેમ જ રાજ્યના અભિમાનથી ઉન્મત્ત પણ ન થશો. જો મારી આ પાંચ આજ્ઞાઓને પાળશો, તો તમારો નિરંતર વિજય થતો રહેશે અને અકાલ પુરુષ તમારો સહાયક રહેશે એ નિશ્ચયપૂર્વક માની લેજો. મારો તમોને અશીર્વાદ છે કે તમોએ પોતાને ગુરુના બંદા તરીકે ઓળખાવ્યા છે તો તમારું નામ બહાદુર બન્દા તરીકે જ વિખ્યાત તથા અમર થાય!"

"તથાસ્તુ; હું પણ હવે મને પોતાને 'બન્દા' નામથી જ ઓળખાવીશ." આમ કહીને બન્દાએ ગુરુના ખડ્ગ તથા બાણોનો આદર તથા ભક્તિપૂર્વક સ્વીકાર કરી લીધો અને ગુરુની એ પાંચે આજ્ઞાઓના પાલનની પ્રતિજ્ઞા પણ કરી લીધી.

ગુરુજીએ ત્યારપછી પંજાબના સમસ્ત સિખ્ખોને સંબોધીને એવા આશયનું એક આજ્ઞાપત્ર બન્દાને લખી આપ્યું કે: "મારા પ્યારા સિખ્ખો, આ પત્ર લાવનાર બંદા બહાદુરને તમારા નેતા તરીકે

સ્વીકારીને હવે પછી તમારે હિન્દુત્વરક્ષાના યુદ્ધમાં એની આજ્ઞા પ્રમાણે અને એના ઝંડા તળે રહીને જ લડવાનું છે. મારી આજ્ઞાનો તમો અનાદર નહિ કરો અને બન્દા બહાદુરને મારો પ્રતિનિધિ માનશો એવો મારો દૃઢ વિશ્વાસ છે.” ગુરુજીએ બન્દાને પોતાનો એક ઢાલ તથા એક ઝંડો પણ આપ્યા અને પોતાના ચૂંટી કાઢેલા અનુયાયીઓમાંના પચીસ સિખ્ખોને તેની સાથે પંજાબમાં મોકલવાને એટલામાટે તૈયાર કર્યાં કે ગુરુના પંજાબમાં અપૂર્ણ રહી ગયેલા કાર્યને પૂર્ણ કરવામાં બન્દાને તેઓ પણ યોગ્ય સહાયતા આપતા રહે અને તેથી બન્દાના વિજયનો માર્ગ સરળ થઇ પડે.

બન્દાએ નાંદેડમાંના પોતાના આવાસનો એક વિશાળ ભાગ ભિન્ન કાઢી આપીને ગુરુ ગોવિન્દસિંહજીના નિવૃત્તિનિવાસની યોગ્ય વ્યવસ્થા કરી આપી અને ત્યાર પછી તે ગુરુજીના વિશ્વાસપાત્ર પચીસ સિખ્ખોને લઇને પંજાબમાં પહોંચવામાટે પ્રયાણ કરી ગયો.[1]

---

૧ એ બન્દાનો જન્મ ઇ. સ. ૧૬૭૦ માં થયેલો હોવાથી અને તેના પંજાબગમનની ઘટના ઇ. સ. ૧૭૦૮ માં ઘટેલી હોવાથી એ સમયમાં તેની અવસ્થા ૩૮ વર્ષની લગભગમાં હતી. પંજાબમાં જઇને એ વીર વૈરાગી બન્દા બહાદુરે સિખ્ખ સેનાના સેનાપતિ તથા હિન્દુ નેતા તરીકે ત્યાંના પર્વતેશ્વરો તથા મુસલમાન સેનાઓ સાથે પ્રચંડ યુદ્ધો કરીને જે અનેક વિજયો મેળવ્યા હતા અને પોતાની અલૌકિક વીરતાનો વિશ્વને પરિચય કરાવ્યો હતો તે વિજયોનો સંપૂર્ણ વૃત્તાંત તથા એ વીર વૈરાગીના જીવનબલિદાન કિંવા હુતાત્મત્વની કથા અમો પ્રસ્તુત ‘હિન્દુગૌરવગ્રન્થમાળા’ના ‘વીર વૈરાગી અથવા બન્દા બહાદુર’ નામક દ્વિતીય પુષ્પ (ગ્રન્થ)માં આપવાના છીએ અને તે ગ્રન્થને આ ગ્રન્થના પ્રકાશન પછી ત્રણેક માસ જેટલા સમયમાં જ પ્રકાશિત કરવાનો અમારો મનોભાવ છે; કારણ કે, તે ગ્રન્થનો કેટલોક ભાગ તો લખાઇને તૈયાર પણ થઈ ગયો છે. મુહમ્મદ કાસિમ તથા ખફીખાઁ લખે છે કે: “લોકો બન્દાને ગુરુ ગોવિન્દસિંહજીનો અવતાર માનતા હતા.” અને એ દ્વિતીય ગ્રન્થના વાચનથી પાઠકો તથા પાઠિકાઓનો પણ એ જ નિશ્ચય થવાનો સંભવ છે કે બન્દા બહાદુર અવશ્ય ગુરુ ગોવિન્દસિંહજીનો અવતાર જ હતો.

ગુરુ ગોવિન્દસિંહજી ગોદાવરીના તીરપ્રાંતમાં શોભી રહેલા એ દિડ નામક રમણીય સ્થાનમાં પોતાનો સમય પોતાનાં પત્નીશ્રી તથા પોતાના કેટલાક અનુયાયીઓ સહિત અકાલ પુરુષના ભજન તથા શાંતિના સેવનમાં વીતાડવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૮ મું
## જીવનદીપનિર્વાણ

—:o:—

"परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम्" ॥ भर्तृहरिः

"There lie thy bones, sweet Mutius, with thy friends,
Till we with trophies do adorn thy tomb.
No man shed tears for noble Mutius;
He lives in fame that died in virtue's cause."

SHAKESPEARE. *Titus Andronicus., Act I., Sc. I.*

ગુરુ ગોવિન્દસિંહજી અત્યાચારી તથા આતતાયી મુસલ્માનોના દ્દામાં કટ્ટા વિરોધી હોવા છતાં આત્મદષ્ટિથી સર્વે પ્રાણીઓને સમાન ાનનારા હોવાથી અને 'शुनिचैव श्वपाके च पंडिताः समदर्शिनः' એ જ ેમનો પરમસિદ્ધાન્ત હોવાથી પોતાના એ સિદ્ધાન્ત અનુસાર યોગ્ય મુસલ્માનો પ્રતિ તેમની સંપૂર્ણ સહાનુભૂતિ રહ્યા કરતી હતી, કેટલાક મુસલ્માનો તેમના મિત્ર પણ હતા અને કેટલાક મુસલ્માનોને તેમણે પોતાના ભક્ત તથા સેવકો તરીકે પણ પોતાના એ નિવૃત્તિનિવાસના સમયમાં પોતાની પાસે રાખી લીધા હતા. તેમના મુસલ્માન સેવકોમાં અતાઉલ્લાખાઁ તથા ગુલખાઁ નામક બે પઠાણ યુવકો પણ તા અને તેઓ મુસલ્માન હોવા છતાં ગુરુજીના અનન્ય સેવકો મનાતા તા. ગુરુજીનો પણ તેમનામાં અનન્ય અનુરાગ તથા સંપૂર્ણ વિશ્વાસ તો. એ પઠાણ યુવકોનો ઇતિહાસ એવો હતો કે કેટલાક વર્ષો પૂર્વે ગુરુ ગોવિન્દસિંહજીએ અડધા લુટારા અને અડધા સોદાગર જેવા એક અફ્ગાન (પઠાણ)ને પોતાની નોકરીમાં રાખી લીધો હતો અને

તેની માર્ફત મોટી સંખ્યામાં અશ્વો ખરીદ્યા હતા. તેનાં ઘણાં ખરાં નાણાં તો ચૂકવી આપવામાં આવ્યાં હતાં, છતાં કેટલીક રકમ બાકી રહેલી હતી અને એક વાર તે બાકી રહેલી રકમ માટે તે અસભ્ય પઠાણ એવી તો અસભ્ય ભાષામાં ઉઘરાણી કરવા લાગ્યો કે તેના મુખમાંથી નીકળતા ભયંકર તથા અશ્લીલ શબ્દો ગુરુજીથી સહન ન કરી શકાયા અને કોપના આવેશમાં ગુરુજીએ તેનો ત્યાં તથા તે ક્ષણે જ શિરચ્છેદ કરી નાખ્યો. આવી રીતે તે નમકહરામ પઠાણને તો ગુરુજીએ તેના અપરાધની યોગ્ય શિક્ષા આપી દીધી, પરંતુ તે નમક-હરામ પઠાણના મૃત્યુથી નિરાધાર અવસ્થામાં આવી પડેલાં તેની સ્ત્રી તથા તેના પુત્રોની દયા આવતાં તેમણે તેનાં સ્ત્રી પુત્રોને પોતાની પાસે રાખી લીધાં અને તેમના નિર્વાહ આદિકની જોઇએ તેવી વ્યવસ્થા કરી આપી. ત્યારથી અત્યાર સુધી તેઓ ગુરુજીના અન્નથી પોષાઇને ગુરુજી પાસે જ રહેતાં હતાં. એ બન્ને યુવકો તો ગુરુજીને પોતાના પિતા પ્રમાણે જ માનતા હતા અને ગુરુજીના હસ્તથી પોતાના પિતાના થયેલા શિરચ્છેદની ઘટનાને બિલકુલ ભૂલી ગયા હતા; પરંતુ તેમની માતા જાલિમ પઠાણી એ ઘટનાને ભૂલી ગઈ ન હોતી એટલે તે એક દિવસ પોતાના પુત્રોને સંબોધીને ઉત્તેજક ભાવથી કહેવા લાગી કેઃ—

"આ કાફિરોના મુર્શિદે તમારા પિદરને કત્લ કરી નાખ્યો હતો અને મને બેવા (વિધવા) કરીને તમોને યતીમ (અનાથ) કરી દીધા હતા છતાં એ દુશ્મનનું નમક ખાઇને તમો જીવી રહ્યા છો અને પોતાના પિદરના કાતિલને કત્લ કરી નાખવાને બદલે તેને પોતાનો પિદર માનીને દુનિયાને પોતાનાં કાળાં મોઢા બતાવી રહ્યા છો એ જોઇને મારા દિલમાં શક પયદા થાય છે કે તમો મુસલ્માન છો કે કેમ અને તમારા આ જિસ્મ પઠાણના નુત્ફાથી પયદા થયેલા છે કે કોઇ બીજાના નુત્ફાથી ! જો તમો ખરેખરા પઠાણજાદા અને ખરેખરા મુસલ્માન હો, તો અત્યારે બરાબર મોકો હોવાથી તમારા પિદરના ખૂનીને મારી નાખો અને નહિ તો હથેળીમાં પાણી લઇને તેમાં ડૂબી મરો. જો તમારાથી પોતાના પિદરના ખૂનનો બદલો ન લઇ શકાય તો મને તમારાં નાપાક તથા કાળાં મોઢાં ન બતાવશો !"

પોતાની માતાનાં આવાં મેણાં સાંભળીને તે બન્ને ભાઇઓ ગુરુજીના ખૂનના પ્યાસા બની ગયા અને ફિરિસ્તામાંથી શયતાન બનીને જે ગુરુજીએ તેમને પોતાના પુત્રો પ્રમાણે પાળી પોષીને મોટા કર્યા હતા તે ગુરુજીને મારી નાખવાના અવસરને શોધવા લાગ્યા; પરંતુ ગુરુજી જ્યારે પણ જાગ્રત હોય અને મંદિરમાં બેઠેલા હોય ત્યારે નિરંતર તેમની પાસે પાંચ પંદર શસ્ત્રધારી સિખ્ખો હાજર રહેતા હોવાથી કેટલાક દિવસ પર્યન્ત તો તેમને ગુરુજીની હત્યા કરીને પોતાની નીચ આકાંક્ષાને પૂર્ણ કરવાનો ઇચ્છિત અવસર ન મળી શક્યો અને તેમના હસ્તથી ગુરુજીની હત્યામાં જેમ જેમ વિલંબ થવા લાગ્યો તેમ તેમ તેમની પિશાચિકા માતા તેમને બાયલા, નમાલા, હીજડા તથા પાણીવગરના કહીને વધારે અને વધારે ઉશ્કેરવા લાગી. અંતે એક દિવસ અતાઉલ્લાખાઁ તથા ગુલખાઁને જે અવસર જોઇતો હતો તે મળી ગયો. મધ્યરાત્રિના સમયમાં ગુરુજી પોતાના શયનમંદિરમાં એકલા જ પોઢેલા હતા અને આસપાસ કોઇ સિખ્ખ ન હોતો એટલે તે બન્ને નરપિશાચો ગુરુજીના શયનમંદિરમાં ઘુસી આવ્યા અને ગુરુજીને અત્યંત ગાઢ નિદ્રામાં પડેલા જોઇને તેમણે પોતાના અફ્ગાન છરાને મ્યાનમાંથી બહાર કાઢી બે બાજૂથી ગુરુજીના ઉભય પાર્શ્વમાં ખોસી દીધા; પરંતુ ગુરુજી તત્કાળ જાગી જતાં તેઓ છરાનો બીજો વાર ન કરી શક્યા અને ગુરુજીએ બૂમ મારતાં બે ચાર સિખ્ખોએ ત્યાં દોડી આવીને તે નમકહરામ ગુપ્તઘાતકોને પકડી લીધા. તે નરપિશાચ પઠાણ યુવકોની આવી ભયંકર નમકહરામીને જોઇને કોપાયમાન થયેલા સિખ્ખો તેમને ત્યાંના ત્યાં જ રૈંસી નાખવામાટે તૈયાર થઈ ગયા; પરંતુ ગુરુજીએ તેમને સંબોધીને શાંત ભાવથી કહ્યું કે:—

"ઊતાવળ ન કરો અને પ્રથમ એમને પૂછી જુઓ કે એમણે મને મારી નાખવાનો પ્રયત્ન શા કારણથી કર્યો છે?"

અતાઉલ્લાખાઁએ એ પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કે: "અમારા પિદરને આપે કત્લ કરી નાખેલા હોવાથી અમારી માદરના ઉશ્કેરવાથી અમારા પિદરના ખૂનનો બદલો લેવામાટે જ અમોએ આપને

મારી નાખવાની કોશિશ કરી હતી; પણ આપ બચી ગયા છો તો હવે અમોને જે સજા આપો તે ખમી લેવાને અમો તૈયાર છીએ; કારણ કે, અમારી માદરના મેણાં સાંભળવા કરતાં અમો મૌતને જ વધારે પસંદ કરીએ છીએ."

ગુરુજીએ પોતાના સિખ્ખોને કહ્યું કે: "જેવી રીતે મેં મારા પિતાના ઘાતક ઔરંગજેબ પાસેથી મારા પિતાના ખૂનનો બદલો લેવાનો પ્રયત્ન કર્યો હતો તેવી જ રીતે એમણે મારા હસ્તથી થયેલા એમના પિતાના ઘાતનો મારી પાસેથી બદલો લેવાનો પ્રયત્ન કરેલો હોવાથી અને વળી એ પ્રયત્ન એમણે એમની માતાની ઉશ્કેરણીથી જ કરેલો હોવાથી હું એમને એમના અપરાધની ક્ષમા આપીને એમને છોડી મૂકવાની આજ્ઞા કરૂં છું, તો એમને કાંઇ પણ શિક્ષા ન કરતાં છોડી મૂકો અને બસેં રૂપિયા આપીને એમને તથા એમની માતાને નાદેડમાંથી પ્રભાતમાં જ વિદાય કરી દો કે જેથી એમને જોઇને સિખ્ખો ઉશ્કેરાઇ ન જાય અને એમની હત્યા ન કરી નાખે."

"પરંતુ, ગુરુદેવ, એમના પિતાને તો તેણે આપને ન સાંખી શકાય તેવા અપશબ્દો સંભળાવ્યા હતા તેથી નિરુપાય થઇને આપે મારી નાખ્યો હતો અને આ પિશાચોએ તો આપના અન્નથી પોષાઇને પાળેલા સર્પ પ્રમાણે આપને જ દંશવાનો ઘોર અપરાધ કરેલો છે એટલે આ સર્પનાં સંતાનોને જીવતાં છોડી દેવાં એ અમોને તો યોગ્ય નથી જ જણાતું. છતાં પણ એમને છોડી દેવાની આપની આજ્ઞા હોય, તો અમો આપની આજ્ઞાને પાળવા માટે બંધાયલા હોવાથી નિરુપાય છીએ." સિખ્ખોએ વિનયપૂર્વક ગુરુજીની આજ્ઞાનો પ્રતિવાદ કર્યો.

"એમને મેં જ પાળીપોષીને મોટા કરેલા છે એટલામાટે જ એઓ મૃત્યુદંડને પાત્ર હોવા છતાં પણ એમને મૃત્યુદંડ આપવાની મારી ઇચ્છા નથી થતી. મારી ઇચ્છાનો તમો અનાદર નહિ કરો એવો મારો દૃઢ વિશ્વાસ છે." ગુરુજીએ દયા દર્શાવવાનું ઉચિત કારણ દર્શાવ્યું.

સિખ્ખોએ તે ઘોર અપરાધી પઠાણ યુવકોને ગુરુની આજ્ઞાથી છોડી દીધા.[1] ગુરુજીના શરીરમાં તેમના છરાના ઘા બહુ ઊંડા ઉતરેલા ન હોવાથી તત્કાળ એક કુશળ વૈદ્યરાજને બોલાવવામાં આવ્યો અને તે વૈદ્યરાજે આવીને જખમને સ્વચ્છ કરી સીવી લઈ મલમ લગાવીને આવશ્યકતા અનુસાર પાટા બાંધી દીધા.[2]

પ્રભાતમાં ગુરુએ જેટલા મુસલ્માનો તેમની નોકરીમાં હતા તે સર્વે મુસલ્માનોને બોલાવીને તેમના ચઢેલા પગાર આના પાઈ સુદ્ધાં ચૂકવી આપી પોતાની નોકરીમાંથી રુખ્સદ આપી દીધી અને સિખ્ખોને એકત્ર કરીને ઉપદેશ આપ્યો કે: "મારા સિખ્ખોને મારો એ સદાને માટે ઉપદેશ છે કે કોઈ પણ સિખ્ખે અથવા કોઈ પણ હિન્દુએ કોઇ પણ કારણવશાત્ કોઈ પણ મુસલ્માનને પોતાના ઘરમાં નોકર તરીકે રાખવો નહિ અને મુસલ્માન ગમે તેવો મિત્ર હોય તોય તેનામાં વિશ્વાસ રાખવાની મૂર્ખતા દર્શાવવી નહિ; કારણ કે, તે મુસલ્માન અનુચર અથવા મિત્ર કઇ વેળાયે ધર્માંધતાથી તમારો જીવ લેવાને તૈયાર થઈ જશે એની તમારાથી કે કોઇથી પણ કલ્પના કરી શકાય તેમ નથી. જે કોઇ પણ હિન્દુ મારી આ આજ્ઞાની ઉપેક્ષા કરશે, તેને મારી આ આજ્ઞાના અનાદરનું વિપરીત ફળ અવશ્ય ચાખવું પડશે."

ગુરુજીના જખ્મ રૂઝાવા લાગ્યા અને થોડા દિવસમાં વૈદ્યના યોગ્ય ઉપચારોના યોગે અંડધા તો પૂરાઇ પણ ગયા એટલે સર્વે

---

૧ વેણીપ્રસાદ કૃત 'ગુરુગોવિન્દસિંહ' નામક હિન્દી ગ્રંથમાં એ પઠાણ યુવકોને ગુરુ ગોવિન્દસિંહજીએ ત્યાંના ત્યાં જ રેંસી નાખ્યાનું જણાવેલું છે; પરંતુ અન્ય સર્વ ગ્રંથોમાં ગુરુજીએ તેમને ક્ષમા આપીને છોડી મૂક્યાનું જ જણાવાયલું હોવાથી અમો અહીં બહુમતિને જ અનુસર્યા છીએ. આ ક્ષમાશીલતાથી ગુરુ ગોવિન્દસિંહજીનું જે અશ્રુતપૂર્વ દેવત્વ સિદ્ધ થાય છે તે દેવત્વ પ્રતિહિંસાથી સિદ્ધ નથી થતું અને સત્ય ઘટના પણ એ જ છે તો પછી ગુરુજીના શિરપર તેમના ઘાતનો અકારણ ભાર શામાટે ચઢાવવો જોઇએ?

૨ આ ઘટના વિક્રમ સંવત્ ૧૭૬૪ ના ભાદ્રપદ માસની કૃષ્ણપક્ષીય ચતુર્થીની મધ્યરાત્રિની વેળાયે ઘટી હતી, એમ ઇતિહાસો કહે છે.

સિખ્ખોને એવો નિશ્ચય થઇ ગયો કે 'હવે ગુરુજીના જીવનમાટે ભય રાખવા જેવું કાંઇ પણ નથી.' પરંતુ અકાલ પુરુષની ઇચ્છા અન્ય પ્રકારની હોવાથી એક દિવસ ગુરુજીના મનમાં પોતાના એક પ્રબલ ધનુષ્યની પરીક્ષા કરવાની ઇચ્છા થઈ આવતાં તેમણે ધનુષ્યને ઉપાડીને બળપૂર્વક તેની પ્રત્યંચાને ચઢાવવાનો યત્ન કર્યો અને એ પ્રયત્નથી તેમના જખ્મ એકદમ ખુલી જતાં તેમાંથી રક્તનો ભયંકર પ્રવાહ વહી નીકળ્યો. પુનઃ વૈદ્યરાજને બોલાવવામાં આવ્યો, પણ વૈદ્યરાજે હવે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કેઃ "જો આ ખુલી ગયેલા જખ્મને હવે પરમાત્મા પોતે જ રૂઝાવે તો જ આ જખ્મ રૂઝાય તેમ છે અને ગુરુજીના શરીરમાંથી રક્ત અતિશય નીકળી ગયેલું હોવાથી હવે ગુરુજીના જીવનની આશા રાખી શકાય તેમ નથી." આવી રીતે પોતાના પરલોકપ્રયાણના સમયને પોતાનાં નેત્રો સમક્ષ આવી ઊભેલો જોઇને ગુરુજીએ સ્નાન કરી નવીન વસ્ત્રોને ધારણ કર્યાં સર્વ સિખ્ખોને બોલાવીને પોતા સમક્ષ ઊભા રાખ્યા અને પોતાની પ્રથાને અનુસરી પાંચ પૈસા તથા એક નાળીયેર ગ્રંથ સાહબ આગળ ધરાવી આ શબ્દો ઉચ્ચાર્યાઃ—

"આજ્ઞા ભઈ અકાલકી, તભી ચલાયો પંથ;
સબ સિખ્ખનકો હુકમ હૈ, ગુરુ માનિયો ગ્રંથ."[1]

---

૧ પોતાના મૃત્યુના સમયે ગુરુ ગોવિન્દસિંહજીએ પોતાના ઉત્તરાધિકારી તરીકે કોઇ પણ મનુષ્યને નિયુક્ત ન કર્યો તેનું એક કારણ તો એ હતું કે તેમના ચારે પુત્ર તેમના મૃત્યુથી પૂર્વે જ કાળના ગ્રાસ થઇ ગયા હતા અને અન્ય કારણ એ પણ હોવું જોઇએ કે 'જો આ ગુરુપદવી કોઇ અયોગ્ય પુરુષના હાથમાં જઇ પડશે, તો તે પંજાબના સિખ્ખ ગુરુની પ્રતિષ્ઠાને ધૂળમાં મેળવી દેશે' એવી સકારણ ભીતિ તેમના મનમાં ઉત્પન્ન થઇ ગઇ હોય. અર્થાત્ આ આજ્ઞાથી તેમણે ગુરુપદવીની પરંપરાગત પ્રાપ્તિની પ્રથાનો અંત કરી દીધો અને સિખ્ખોને એ ગ્રંથ સાહબને જ એકમાત્ર ગુરુ માનવાનો આદેશ સંભળાવી દીધો. આ આદેશના યોગે સિખ્ખોમાં કોઇ પણ ધાર્મિક પુરુષ 'ગુરુ' નામને ધારણ કરી શકતો નથી અને સિખ્ખધર્મના ધર્મગુરુઓને કેવળ 'ભાઇ' નામથી જ ઓળખવામાં આવે છે કે જે સાર્વજનિક બંધુભાવને દર્શાવનારો એક સામાન્ય શબ્દ છે. જે અન્ય સંપ્રદાયોના

અર્થાત્ "આજથી આ ગ્રંથ સાહબ વિના અન્ય કોઇ પણ મનુષ્યને ગુરુ માનશો નહિ અને ગ્રંથ સાહબના ઉપદેશ અનુસાર વર્તતા રહેશો, તો સર્વ પ્રકારે સુખી થશો. આ ગ્રંથ સાહબ જ તમોને જીવિત ગુરુ સમાન તમારા ઇષ્ટ માર્ગોને બતાવતા રહેશે. તમો એક બીજાને પોતાના સહોદર ભ્રાતા જ માનતા રહેજો અને સર્વ કાર્યો ગુરમત અર્થાત્ સાર્વજનિક સંમતિ અનુસાર કરતા રહેજો. તમો સિખ્ખો અન્યાય તથા પ્રજાપીડનના ઉચ્છેદમાટે જ આ સંસારમાં અવતરેલા છો અને પરમાત્માના પ્રિય પુત્ર છો એ વાતને કદાપિ ભૂલશો નહિ અને પંજાબ તથા સમસ્ત આર્યાવર્તના તમો આર્ય પુત્રો જ સત્ય શાસક હોવાથી અત્યાચારિણી મુસ્લિમ સામ્રાજ્યસત્તાને નષ્ટ-ભ્રષ્ટ કરીને દેશમાં હિન્દુધર્મને સર્વત્ર પ્રચારવાના, હિન્દુજાતિને સુરક્ષિત રાખવા તથા ઉન્નત કરવાના અને હિન્દુ સામ્રાજ્યને સ્થાપવાના નિરંતર પ્રચંડ પ્રયત્ન કરતા રહેજો. જો દેશની સેવા કરવી હોય, તો વિવાહના મોહને ત્યજી દઇને અખંડ બ્રહ્મચર્યને જ પાળતા રહેજો; કારણ કે, ગૃહસ્થાશ્રમનો ભાર શિરપર આવી પડતાં અને તેમાં પણ જો પત્ની પોતાના જેવા જ સ્વભાવ તથા ગુણો ધરાવનારી નથી હોતી, તો તેથી દેશસેવાના કાર્યમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડે છે, એના કરતાં દેશસેવક ભીષ્મપિતામહ પ્રમાણે આજન્મ

---

ઉત્પાદક પુરુષો પોતપોતાના સંપ્રદાયના ધર્મગુરુપદની વંશપરંપરાગત પ્રાપ્તિની પ્રથાને અવિચળ રાખીને એક પ્રકારની અદીર્ઘદર્શિતા દર્શાવી ગયા છે તેમના સ્થાપેલા અને અત્યારે અસ્તિત્વ ધરાવતા અનેક હિન્દુસંપ્રદાયોના ધર્મ-ગુરુઓ આજે અનેક પ્રકારનાં કુકર્મો કરીને પોતાના પૂર્વજોનાં નામને કેટલી સીમાપર્યન્ત કલંકિત કરી રહ્યા છે એ એક જાણીતી વાર્તા હોવાથી ગુરુપદવીને અટકાવી દેવામાં અને ગુરુના સ્થાનમાં ગ્રંથ સાહબને સ્થાપવામાં ગુરુ ગોવિન્દસિંહજીએ જે બુદ્ધિમત્તા તથા દૂરદર્શિતા દર્શાવી હતી તે બુદ્ધિમત્તા તથા દૂરદર્શિતાની આજે સમસ્ત સંસાર એકવાક્યતાથી પ્રશંસા કરી રહ્યો છે, અને તે સર્વથા યોગ્ય છે. આવી જ રીતે જ્યારે અન્ય હિન્દુસંપ્રદાયોમાં પણ વંશપરંપરાગત ગુરુપદપ્રાપ્તિની પ્રથા અટકી જશે, ત્યારે જ હિન્દુજાતિનું વાસ્તવિક કલ્યાણ થઇ શકશે.

બ્રહ્મચારી રહે એ જ અધિક શ્રેયસ્કર છે; મારા આ નશ્વર દેહનો વિલય થવા છતાં ખાલસામાં મારો શાશ્વત નિવાસ રહ્યા કરશે અને જે સ્થાનમાં પાંચ ખરેખરા શ્રદ્ધાલુ સિખ્ખો એકત્ર થશે ત્યાં હું નિરંતર વિદ્યમાન રહીશ એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવું. મારા મૃતદેહનો અગ્નિસંસ્કાર કર્યા પછી સમાધિ આદિ કાંઇ પણ ન ચણાવશો; કારણ કે, સમાધિમંદિરો અમર નથી રહેતાં, અમર તો રહે છે કેવળ સત્કર્મનાં પરિણામો અને સત્કીર્તિના સ્તંભો."

આ અંતિમ ઉપદેશ આપીને ગુરુજી પોતાનાં પાંચ શસ્ત્રો મંગાવી વીરવેશને ધારણ કરી તે પાંચે શસ્ત્રોને યથાસ્થાન પોતાના દેહપર ધારી પૃષ્ઠભાગમાં ઢાલ લટકાવી ગંભીરતાથી વીરાસન વાળીને બેસી ગયા અને 'સત્ય શ્રી અકાલ, સત્ય શ્રી અકાલ, ૐ' એ મંત્રને ગંભીરતાથી ઉચ્ચારતા ઉચ્ચારતા આ ક્ષણભંગુર સંસારને ત્યજીને પરલોકમાં પ્રયાણ કરી ગયા. પોતાના આવા ધુરંધર ધર્મસમ્રાટ દિવ્ય ગુરુદેવના મૃત્યુની ઘટનાના દર્શનથી તેમનો સિખ્ખસમુદાય તથા નાંદેડનિવાસી સામાન્ય હિન્દુસમુદાય શોકના મહાસાગરમાં નિમજ્જિત થઇ ગયો અને સ્ત્રીઓ છાતીફાટ રુદન કરવા લાગી.

ગુરુજીના મૃતદેહને ભજન તથા વાદ્યધ્વનિ સહિત અત્યંત માનપૂર્વક સ્મશાનભૂમિમાં લઈ જઇને ચંદનકાષ્ઠની ચિતામાં પધરાવી સિખ્ખોએ તેનો યથાવિધિ અગ્નિસંસ્કાર કરી દીધો અને ગુરુજીના મૃત્યુના સમાચાર એક સંદેશવાહકદ્વારા બન્દા બહાદુરને પહોંચાડવાની વ્યવસ્થા પણ કરી દીધી. આ સંસારમાં, પરિવર્તનશીલ સસારમાં કોણ નથી જન્મતું અને કોણ નથી મરતું? અર્થાત્ સર્વ જન્મે છે અને સર્વ મરી જાય છે; પરંતુ જેના જન્મના યોગે વંશની ઉન્નતિ થઈ શકે છે તે મનુષ્યનો જન્મ સાર્થક થયેલો મનાય છે અને અન્ય મનુષ્યોના જન્મ નિરર્થક થયેલા કહેવાય છે. ગુરુ ગોવિન્દસિંહજીએ જન્મ ધારણ કરીને કેવળ પોતાના વંશની જ નહિ, પણ પોતાની સમસ્ત હિન્દુજાતિની અપૂર્વ ઉન્નતિ કરેલી હોવાથી તેમના જન્મની અભુતપૂર્વ સાર્થકતા જ હિન્દુ જનતાના હૃદયમાં તેમના મૃત્યુની ઘટનાથી એક પ્રકારના પ્રચંડ દુઃખનો આઘાત કરીને વિદીર્ણતાને ઉત્પન્ન કરી રહી હતી.

ચોથે દિવસે ગુરુજીના દેહનો જ્યાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો ત્યાં ચિતાની રક્ષાને ટાઢી કરતાં લોઢાની એક કરદ (એક પ્રકારનું શસ્ત્ર) સિખ્ખોના હાથમાં આવી અને તેને તેમણે પ્રાણ પ્રમાણે જાળવી રાખી. આવી રીતે ગોદાવરીતીરપ્રાંતસ્થ નાંદેડ ગ્રામમાં ધુરંધર ધર્મસમ્રાટ્ ગુરુ ગોવિન્દસિંહજીના જીવનદીપનું નિર્વાણ થઈ ગયું[1] અને એ નગરને તેમની સ્મૃતિને અવિચલ રાખનાર તરીકે 'અવિચલ નગર' એવું એક નવીન નામ પ્રાપ્ત થઈ ગયું કે જે નામ અદ્યાપિ પ્રચલિત છે.

——:o:——

## પ્રકરણ ૧૯ મું

## ઉપસંહાર

——:o:——

"The smallest effort is not lost;
Each wavelet on the ocean toss'd
Aids in the ebb tide or flow;
Each rain-drop makes some flow'ret blow,
Each struggle lessens human woe."

CH. MACKAY *The Old and the New, 44.*

ગુરુ ગોવિન્દસિંહજીના સર્વ મહાન્ ઉદ્દેશો તેમના પોતાના જીવનકાલમાં પૂર્ણ અથવા સિદ્ધ તો ન હોતા જ થયા અને તેમની અનેક આશાઓ સફળતાને પ્રાપ્ત કર્યા વિના જ તેમના મૃત્યુ સાથે મૃત્યુને પામી ગઇ હતી; છતાં પણ તેમના પરિશ્રમો સર્વથા વ્યર્થ થયા હતા અને તેમના ઉદ્યોગનું કાંઇ પણ ફળ ન હોતું થયું એમ તો કોઇથી પણ કદાપિ કહી શકાય તેમ નથી; કારણ કે, દેશ તથા કાલની પરિસ્થિતિ જેટલા પરિમાણમાં અનુકૂલ હતી, જેટલા પરિમાણમાં

૧ ગુરુ ગોવિન્દસિંહજીનો જન્મ સંવત્ ૧૭૧૮ (ઇ સ ૧૬૬૧ ના અંતમાં) ના પોષ માસમાં થયેલો હોવાથી અને તેમના મૃત્યુની ઘટના સંવત્ ૧૭૬૫ (ઇ. સ. ૧૭૦૮)માં ઘટેલી હોવાથી મૃત્યુના સમયમાં તેમની અવસ્થા કેવળ ૪૮ વર્ષની જ હતી એટલે તેઓ દીર્ઘાયુ થઈ શક્યા ન હોતા.

તેમને મિત્રો તથા ધન આદિકની સહાયતા મળી શકી હતી અને જેટલી તેમની શક્તિ હતી તેટલા પરિમાણમાં તેમના પરિશ્રમ તથા ઉદ્યોગની અવશ્ય સફળતા અથવા સિદ્ધિ થઇ હતી અને તે એ કે જે શૃંખલાએ તેમની સમસ્ત જાતિને જકડી રાખી હતી તે શૃંખલાને તેઓ પોતે જો કે ન હોતા તોડી શકયા, છતાં તેમણે હિન્દુઓના આત્માઓને સ્વતંત્ર કરી દીધા હતા; હિન્દુઓનાં હૃદયોમાં સ્વતંત્રતા તથા ગૌરવને પ્રાપ્ત કરવાની ઉચ્ચ આકાંક્ષાને ઉત્પન્ન કરી દીધી હતી; દિલ્લીના મુગલ સમ્રાટ્ની દીર્ઘ કાલથી જામી ગયેલી 'દિલ્લી-શ્વરો વા જગદીશ્વરો વા' એ પ્રતિષ્ઠા કિંવા પ્રભાવશાલિતાના જાદૂને તોડી નાખ્યો હતો અને નિષ્ઠુર મુસ્લિમ રાજસત્તાના યોગે ઉત્પન્ન થયેલા ભયનો તથા ત્રાસનો પોતાના શસ્ત્રબળથી સર્વથા લોપ કરીને હિન્દુઓને નિર્ભયતાના અપૂર્વ પાઠ પઢાવી દીધા હતા. હિન્દુજાતિમાં જીવનના કેટલાંક અંશો અવશિષ્ટ હતા એ રહસ્યને જાણી લઇને ગુરુ ગોવિન્દ-સિંહજીએ હિન્દુઓના તે અવશિષ્ટ જીવનાંશને એક મહાન્ અગ્નિ-દ્વારા મહાપ્રચંડ કરી દીધો હતો; ચકલાને પકડીને તેમને બાદશાહી બાજ પક્ષીઓનો શિકાર કરવાની વિદ્યા ભણાવી દીધી હતી અને જો કોઇ પણ હિન્દુ નેતાએ પોતાના અનુયાયીઓને સર્વથી પ્રથમ બંધુભાવના માર્ગમાં પ્રેર્યા હોય તો તે ભારતીય હિન્દુ નેતા ગુરુ ગોવિન્દ-સિંહજી વિના અન્ય કોઇ પણ ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ પોતાના અપૂર્ણ રહી ગયેલા કાર્યને પૂર્ણ કરવામાટે મહંત માધવ-દાસ–વીર વૈરાગી અથવા બન્દા બહાદુર–જેવા એક મહાવીર પુરુષને પોતાના પ્રતિનિધિસ્વરૂપ હિન્દુ નેતા તરીકે તેઓ પોતાની પાછળ નિયુક્ત કરી ગયા હતા અને સિખ્ખ નામક જે એક રણવીર હિન્દુયોદ્ધા જાતિને તેમણે નિર્માણ કરી દીધી હતી તેણે ગુરુ ગોવિન્દસિંહજીના આદેશ અનુસાર સમસ્ત પંજાબમાં હિન્દુરાજ્યની સ્થાપના કરીને મુસલમાનોની હુકૂમતને હાંકી કાઢી હતી અને પોતાની વીરતાનો વિશ્વને એટલી સીમા પર્યન્ત પ્રચંડ પરિચય કરાવી દીધો હતો કે આજે પણ સંસારની અન્ય સર્વ લડાયક જાતિઓ એ સિખ્ખજાતિની અલૌકિક વીરતાનાં ચરણોમાં પોતાનાં મસ્તકોને પૂજ્ય ભાવથી નમાવી

રહી છે. અર્થાત્ ભદ્ર ભાવનાથી કરેલો કોઇ પણ પ્રયત્ન અથવા પરિશ્રમ કદાપિ વ્યર્થ નથી જ થતો અને તેનું ભદ્ર ફળ અવશ્ય પ્રાપ્ત થતું રહે છે એ નિયમની વાસ્તવિકતા આપણને ગુરુ ગોવિન્દસિંહજીના હિન્દુગૌરવપ્રાપ્તિ વિષયક પ્રયત્ન અથવા પરિશ્રમની સફળતામાં પ્રત્યક્ષ દેખાઇ આવે છે અને તેમના હિન્દુગૌરવપ્રાપ્તિ વિષયક પ્રયત્ન અથવા પરિશ્રમની સફળતાનો આ વૃત્તાંત જો અત્યારની વિસ્ફલિત હિન્દુજાતિને હિન્દુસંગઠન તથા હિન્દુગૌરવપ્રાપ્તિના માર્ગે પ્રેરવામાં અંશમાત્ર પણ સહાયભૂત થશે તો આ હિન્દુગૌરવ-ગ્રંથમાળાના આશ્રયદાતા તથા આ ગ્રંથના લેખકને પોતાના ધન તથા પરિશ્રમની સંપૂર્ણ સાર્થકતા થયેલી દેખાશે.

* * * *

ગુરુ ગોવિન્દસિંહજીનાં પત્ની શ્રી જેતોજી અથવા સાહબા દેવાં ગુરુજીના મૃત્યુ પછી દીર્ઘકાળ પર્યન્ત જીવિત રહ્યાં હતાં.

નાંદેડમાં ગુરુજીની પોતાની ઇચ્છા ન હોવા છતાં તેમના ભાવિક સિખ્ખોએ એક ભવ્ય સમાધિમંદિર ચણાવી દીધું કે જે અત્યારે પણ વિદ્યમાન છે અને તેમના ભસ્મરાશિમાંથી નીકળેલી કરદને તેમાં વ્યવસ્થાપૂર્વક રાખી દીધી કે જે અત્યારે પણ લોકોના જોવામાં આવી શકે છે. એ ગુરુદ્વારાનો ખર્ચ તેના નિભાવમાટે અપાયલી જાગીરોમાંથી થતી ઉપજ, સિખ્ખો પાસેથી તેમની પોતાની સ્વેચ્છા અનુસાર મળતી સહાયતા તેમ જ ગુરુ અર્જુનસિંહની સ્થાપેલી પદ્ધતિ અનુસાર સિખ્ખો પાસેથી વસૂલ કરાતા વાર્ષિક કરની આવકથી ચાલ્યા કરે છે. એ ગુરુદ્વારાનો મુખી અથવા મુખ્ય ચાલક 'ભાઇ' પ્રતિવર્ષે પોતાની આવશ્યકતાના પ્રમાણને દર્શાવવામાટે એક મનુષ્યને ગુરુના સિખ્ખો પાસે મોકલે છે અને શ્રદ્ધાલુ સિખ્ખો પોતપોતાની શક્તિ અનુસાર તેને ધન આપતા રહે છે. ઉદાહરણ તરીકે ભોપાલના લશ્કરના ઘોડેસવાર સિખ્ખ સૈનિકો નાંદેડના ગુરુદ્વારાને ગુરુદ્વારાની યાત્રાના પ્રસંગે જે કાંઈ આપવાનું હોય તે આપવા ઉપરાંત સવા સવા રૂપિયાનો નિયત વાર્ષિક કર આપતા રહે છે. જ્યારે પંજાબમાં સિખ્ખ મહારાજા રણજિતસિંહનો રાજ્યા-

ધિકાર હતો તે સમયમાં મહારાજા રણુજિતસિંહ એ ગુરુદ્વારાને મોટી મોટી રકમો સહાયતા તરીકે મોકલતા હતા અને તે રકમોના બળથી ત્યાં જે ભવ્ય પ્રાસાદોપમ ગુરુદ્વારો બંધાવવાનો આરંભ કરવામાં આવ્યો હતો તે ગુરુદ્વારાનું કાર્ય, ત્યાર પછી મહારાજા રણુજિતસિંહના મૃત્યુ તથા રાજ્યક્રાંતિની ઘટનાઓ ઘટતાં, અપૂર્ણું રહી ગયું તે અદ્યાપિ અપૂર્ણું અવસ્થામાં જ પડેલું છે. નાંદેડ જેવી રીતે 'નાંદેડ' ઉપરાંત 'અવિચલનગર' નામથી ઓળખાય છે તેવી જ રીતે એ ગુરુદ્વારાના યોગે એકલા 'ગુરુદ્વારા' નામથી પણુ ઓળખાય છે. દક્ષિણુ તથા મધ્યપ્રાંતના લોકો તો એ સ્થળને 'ગુરુદ્વારા' નામથી જ ઓળખે છે અને સિખ્ખો એ ગુરુદ્વારાની યાત્રાને હરિદ્વાર તથા કાશીની યાત્રા સમાન મોક્ષદાયિની માને છે.

અત્યારે ભારતવર્ષને તથા ભારતીય હિન્દુજાતિને ગુરુ ગોવિન્દસિંહજી તથા વીર વૈરાગી બન્દા બહાદુર જેવા હિન્દુત્વરક્ષક વીર આત્માઓની જ આવશ્યકતા છે.

ધર્મધુરંધર, શસ્ત્ર ધરી તેં કર્યાં પરાજિત ચંડ પુલિન્દ;
તું ઊઠયો ત્યારે જ હણાયા હિન્દુજાતિના દુશ્મન રિન્દ;
હિન્દુજાતિના પરમોદ્ધારક, હિન્દુ ધર્મના યશ-અરવિન્દ;
અવિચલ તારી વિજય ગર્જના છે સંસારે ગુરુ ગોવિન્દ !

ॐ शांतिः

'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નો દ્વિતીય ગ્રંથ

# વીર વૈરાગી

અથવા

# બન્દા બહાદુર

આ ગ્રન્થના પ્રકાશન પછી ચારેક માસના કાલાવધિમાં પ્રકટ થશે.

ગુરુ ગોવિન્દસિંહજીના શિષ્યત્વને સ્વીકારીને તથા હિન્દુત્વના ઉદ્ધારની ભીષ્મપ્રતિજ્ઞા કરીને જે વીર વૈરાગી બન્દા બહાદુરે ગુરુ ગોવિન્દસિંહજીના પ્રતિનિધિ અથવા ઉત્તરાધિકારી તરીકે પંજાબમાંથી મુસ્લિમ રાજસત્તાને ઊખેડી નાખવાના પ્રચંડ પ્રયત્નો કર્યાં હતા, તે સમયના મુસલમાનો પાસેથી તેમણે હિન્દુધર્મ તથા હિન્દુજાતિપર કરેલા ઘોર અત્યાચારોનો ગણી ગણીને વ્યાજસુદ્ધાં હિસાબ ચૂકતે કરી લીધો હતો, મુગલ શહનશાહના મયૂરાસનને ડગમગાવી નાખ્યું હતું, હિન્દુઓની વિજયપતાકાને ઠેઠ દિલ્લીના દ્વાર પર્યન્ત પહોંચાડી દીધી હતી, બાદશાહ બહાદુરશાહ તથા ફર્રુખ્સીયરના હોશ ખટ્ટા કરી દીધા હતા અને અંતે પંજાબમાં હિન્દુઓની સ્વતંત્ર રાજ્યસ્થાપનાના ક્ષેત્રને તૈયાર કરીને જે મહાવીરે દેશસેવા, ધર્મસેવા તથા જાતિસેવાના પ્રચંડ યજ્ઞમાં આનંદપૂર્વક પોતાના જીવનનું બલિદાન આપીને 'આદર્શ હુતાત્મા'ની દેવદુર્લભ પદવીને પ્રાપ્ત કરી લીધી હતી તે વીર વૈરાગી બન્દા બહાદુરનું ચરિત્ર હિન્દુધર્મના અભિમાની તથા હિન્દુજાતિના ઉત્કર્ષને ઇચ્છનાર પ્રત્યેક હિન્દુએ અવશ્ય વાંચવું જ જોઇએ.

એ ગ્રન્થનાં આકાર, પૃષ્ઠ સંખ્યા, ચિત્રો તથા પૂઠાં અને મૂલ્ય આદિ બહુધા આ 'ગુરુ ગોવિન્દસિંહ' નામક ગ્રન્થ પ્રમાણે જ રહેવાનાં છે.

ઊતાવળ કરો અને આજે જ આઠ આના ડિપોઝિટ મોકલીને
'હિન્દુગૌરવગ્રન્થમાળા'ના સ્થાયી ગ્રાહક થઇ જાઓ.

એક અપૂર્વ સાહસ સર્વથી સસ્તી અને સર્વથી ઉત્કૃષ્ટ
ઉદારાત્મા શ્રીમાન્ શેઠ મનસુખલાલ છગનલાલ
શેરદલાલ-આશ્રિત

# 'હિન્દુગૌરવ ગ્રન્થમાળા'ના નિયમો

આજે ભારતવર્ષની ગૌરવશાલિની હિન્દુજાતિ ભયાનક સમય તથા કઠિન પ્રસંગોમાંથી પસાર થતી હોવાથી ભિન્ન ભિન્ન ધર્મ, પંથ, સંપ્રદાયો, અજ્ઞાન તથા કેટલીક પ્રચલિત થઈ ગયેલી અંધ રુઢિઓએ વિશ્કલિત કરી નાખેલા હિન્દુસમાજને પોતાના પ્રાચીન ગૌરવને પુનઃ પ્રાપ્ત કરી લેવામાટે તેમ જ અત્યારના વિશ્વક્ષેત્રમાં પોતાના પવિત્ર આચાર વિચાર, પોતાની જાતીયતા તથા હિન્દુત્વના અસ્તિત્વને ટકાવી રાખવામાટે યુગધર્મ અનુસાર જે ગ્રંથોદ્વારા ઉન્નતિ, ઉત્થાન તથા અભ્યુદયના વાસ્તવિક,સત્ય, સર્વસાધારણ તથા સર્વમાન્ય ઉપાયોનાં સૂચન મળી શકતાં હોય તેવા યોગ્ય લેખકોની લેખિનીથી લખાયલા તથા સસ્તી કીમતે મળી શકનારા ગ્રંથોની આજના સમયમાં અતિશય આવશ્યકતા હોવાથી મુંબઈના શેરબજારના ઉદારાત્મા તથા હિન્દુહિતૈષી રા. રા. શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલના ઉદાર આશ્રયથી પ્રસ્તુત 'હિન્દુગૌરવ ગ્રન્થમાળા' નામક ગ્રંથમાળાના પ્રકાશનનો પ્રબંધ કરવામાં આવ્યો છે અને એ ગ્રંથમાળાનો 'ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્' નામક પ્રસ્તુત ગ્રંથ આ ગ્રંથમાળાની ઉત્કૃષ્ટતા તથા સસ્તાઈના પ્રત્યક્ષ પ્રમાણરૂપ હોવાથી એની ઉત્તમતાના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ.

આ ગ્રંથમાળાનો પ્રત્યેક ગ્રંથ આ ગ્રંથ પ્રમાણે ક્રાઉન ૧૬ પેજી ૨૦૦ થી ૨૫૦ પૃષ્ઠનો થશે અને તે ગ્રંથમાળાના સ્થાયી ગ્રાહકોને કેવળ બાર આના જેટલી સાધારણ કીમતથી અને બીજાઓને સવા રૂપીયાની કીમતથી આપવામાં આવશે.[1]

---

૧ સ્થાયી ગ્રાહકોને બાર આનાની અને બીજા ગ્રાહકોને સવા રૂપિયાની કીમતથી કાચા પૂઠાનો ગ્રંથ અપાશે અને પાકા પૂઠાના ગ્રંથની સ્થાયી ગ્રાહકો પાસેથી તથા બીજા ગ્રાહકો પાસેથી છ આના જેટલી ખર્ચ પૂરતી જ વધારે કીમત લેવાશે.

બહુધા આ ગ્રન્થમાળાના ગ્રન્થો મારા હસ્તથી જ લખાશે, છતાં જો કોઇ અન્ય લેખકોના યોગ્ય ગ્રંથો મળી જશે, તો તે પણ યોગ્ય પુરસ્કાર આપી ખરીદીને મારી દેખરેખ તળે પ્રકટ કરવામાં આવશે. જે ગ્રંથોના પ્રચારથી હિન્દુજાતિના ગૌરવની વૃદ્ધિ તથા હિન્દુ-જાતિની વિધાયક સુધારણા થવાનો સંભવ છે તેવા ઐતિહાસિક, સામા-જિક, નૈતિક, ધાર્મિક તથા નવલકથા આદિ સર્વ પ્રકારના ગ્રન્થોનો આ ગ્રન્થમાળામાં સમાવેશ કરવામાં આવશે અને બહુધા સર્વ ગ્રંથોની ભાષા જેમ બને તેમ સંસ્કારી હોવા છતાં સરળ રાખવામાં આવશે.

'હિન્દુગૌરવગ્રન્થમાળા'ના સ્થાયી ગ્રાહક થવા માટેના નિયમો આ પ્રમાણે રાખવામાં આવ્યા છેઃ–

૧ ઘણીક વાર સ્થાયી ગ્રાહકો તેમનાપર વી. પી. થી મોકલાતાં પુસ્તકોનો પૈસા ભરીને સ્વીકાર નથી કરતા તેથી પ્રકાશકને બહુ જ હાનિ ખમવી પડે છે એટલામાટે સ્થાયી ગ્રાહક થનારપાસેથી નામ માત્રની આઠ આનાની નજીવી રકમ ડિપોઝિટ તરીકે લેવામાં આવશે એટલે જો કોઇ ગ્રાહક વી. પી. ન સ્વીકારીને હાનિ પહોંચાડશે તો એ આઠ આના પોસ્ટેજ તથા રજીસ્ટ્રેશન ખર્ચ તરીકે મજરે લઇ તેનું નામ ગ્રાહકોની નામાવલીમાંથી કાઢી નાખવામાં આવશે; છતાં જો તેની ફરીવાર ગ્રાહક થવાની ઇચ્છા હશે, તો બીજી વાર આઠ આના ભરીને તે સ્થાયી ગ્રાહક થઇ શકશે.

૨ આ ગ્રંથમાળાના વર્ષમાં ઓછામાં ઓછા બે અને વધા-રેમાં વધારે ત્રણ ગ્રંથો પ્રકટ થશે અને સ્થાયી ગ્રાહકો, જ્યારથી તેઓ ગ્રાહક થાય ત્યાર પછીના, સર્વ ગ્રંથોની એકેક પ્રત ખરીદ-વાને બંધાયલા રહેશે. નવા થનારા સ્થાયી ગ્રાહકોને પણ જો પ્રથમ પ્રકટ થઇ ગયેલા ગ્રંથો જોઇતા હશે, તો તે ગ્રંથો જ્યાં સુધી અમારી-પાસે હશે ત્યાં સુધી બાર આનાની કીમતથી જ આપવામાં આવશે.

૩ ગ્રંથોની કીમત ઉપરાંત ટપાલખર્ચ રજીસ્ટ્રેશન તથા વી. પી. ખર્ચ ગ્રાહકોને શિર રહેશે.

૪ આફ્રિકા આદિ સમુદ્રપારના જે દેશોમાં વી. પી. દ્વારા પુસ્તકો નથી મોકલી શકાતાં તે દેશોના ગ્રાહકોએ વર્ષમાં ત્રણ

ગ્રંથો પ્રકટ થવાના છે એમ માનીને જો તેમને કાચા પૂઠાના ગ્રંથો જોઇતા હોય તો તેમની કીમતના રૂ. ૨-૪-૦ અને પાકા પૂઠાના ગ્રંથો જોઇતા હોય તો તેમની કીમતના રૂ. ૩-૬-૦ અને ત્રણુ ગ્રંથોના પોસ્ટેજ રજીસ્ટ્રેશનના રૂ. ૧-૨-૦ અમોને અહીં મળી જાય તેટલી રકમના પોસ્ટલ ઓર્ડર અમારાપર મોકલી આપવા અથવા તો તેટલી રકમ મનીઓર્ડરથી અમારા નામે મોકલી આપવી. જો વર્ષમાં ત્રણુને બદલે બેજ ગ્રંથો પ્રકટ થશે, તો એક ગ્રંથની કીમત બીજા વર્ષના પ્રથમ ગ્રંથમાં વાળી આપવામાં આવશે. ઘણીક વાર આવા ગ્રંથો અનરજિસ્ટર્ડ મોકલતાં ગેરવલ્લે જતા હોવાથી સમુદ્રપારના દેશોમાં અમારા ગ્રંથો રજીસ્ટર્ડ બુકપોસ્ટથી જ મોકલવાનો અમોએ નિશ્ચય કર્યો છે કે જેથી ગ્રાહકોને ગ્રંથ ન મળવાનો પોકાર કરવો જ ન પડે.

પ્રકટ થયેલા ગ્રંથમાં ત્યાર પછી પ્રકટ થનારા ગ્રંથના નામ તથા પ્રકાશનના સમયને પ્રસિદ્ધ કરવામાં આવશે.

**સ્થાયી ગ્રાહકોને એક અન્ય લાભઃ**-'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ના સ્થાયી ગ્રાહકોને અમારાં પ્રકટ કરેલાં અન્ય પુસ્તકો પણ પોણી કીમતે આપવામાં આવશે. અમારાં પોતાનાં અત્યાર સુધીમાં પ્રકટ કરેલાં પુસ્તકોની સૂચી આ સાથે આપવામાં આવી છે.

ડિપોઝિટના આઠ આના મોકલીને સ્થાયી ગ્રાહક તરીકે નામ નોંધાવવાનું તથા 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ના સંબંધમાં પત્રવ્યવહાર કરવાનું સ્થળઃ-

ઠક્કુર નારાયણ વિસનજી,
વ્યવસ્થાપક તથા પ્રકાશક, 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'
નં. ૧૦૦, (ચોથે માળે) બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ નં. ૧

NARAYAN VISANJI THAKKUR,
Publisher, 'Hindu-Gaurava Granth-mala.'
No. 100, (4th floor) Bazzargate Street,
Fort, Bombay No. 1.

"He ( Guru Govindsinha ) harangued the Hindus to rise against Muslim persecution, and imposed a fine of Rs. 125 on his followers for saluting any Muhammadan saint's tomb."

J. N. SARKAR'S *History of Aurangzib*,
*Vol. III.*, *Page 359*.

"તેમણે (ગુરુ ગોવિન્દસિંહે) પોતાની વાણીના પ્રભાવથી હિન્દુઓને મુસ્લિમ અત્યાચારો વિરુદ્ધ ઊભા કરી દીધા અને કોઈ પણ મુસલમાન વલીની કબ્ર આગળ મસ્તક નમાવવાના અપરાધમાટે પોતાના અનુયાયીઓ ઉપર રૂપિયા સવાસોનો દંડ સ્થાપી દીધો."

જે. એન્. સરકારકૃત 'ઔરંગઝેબનો ઇતિહાસ'
તૃતીય ભાગ, પૃષ્ઠ ૩૫૯.